"ગુજરાતી" પત્રની ૪૭ મી ભેટ

# અમરેશરી કટારી

ગ્રન્થકર્તા:

સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ

( મહેસાણાવાળા )

પ્રકાશક:

"ગુજરાતી" પ્રેસના માલીકો

મુંબઈ નં. ૧





સં. ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૧

## મનુષ્ય માત્રની જીંદગીનો પાયો વીજળીક તત્વ ઉપર રહેલો છે.



શાસ્ત્રવેત્તાઓએ શરીરની શોધ ઉપરથી સિદ્ધ કર્યું છે કે મનુષ્યના શરીરમાં વીજળીક શક્તિ રહેલી છે. અને વીજળીક શક્તિ એજ મનુષ્યની જીંદગીનું મુખ્ય તત્વ છે. જ્યારે આ વીજળીક શક્તિ ચોક્કસ પ્રમાણમાં શરીરમાંથી ઘટી જાય છે ત્યારે અનેક જાતનાં દરદો ઉત્પન્ન થાય છે અને વખતસર તેનો ઇલાજ કરવામાં ન આવે તો મૃતપ્રાય જેવી સ્થિતિ થઇ પડે છે.

પ્રો. જેમ્સ

# ઇલેકટ્રો–ટોનીક પલ્સ (રજીસ્ટર્ડ)

## (પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ)

શાસ્ત્રોક્ત ક્રિયાની સહાયથી વીજળીક શક્તિ આમેજ કરીને દરેક માણસ ને દરેક રૂતુમાં માફક આવે તેવી રીતે બનાવવામાં આવેલી છે. આ ગોળીઓ કોઇ પણ કારણથી આવેલી નબળાઇને દુર કરી શરીરમાં સંપૂર્ણ શકિત ઉત્પન્ન કરે છે. માનસિક ક્ષીણતાઓ દુર કરવામાં આ ગોળીઓ અજાયબી ભરી અસર કરે છે. કવખતનું ઘડપણ, ધાતુની–ક્ષીણતા, પીસાબમાં ધાતુનું જવું, મગજની ચકરી; આંખે અંધારાં આવવા, કમ્મરમાં અથવા હાથપગમાં કળતર થવી, વીગેરે રોગો ઉપર આ ગોળીઓ હેરત પમાડે તેવી અસર કરે છે, મંદ પડેલી પાચન શક્તિને તેજ કરે છે.

**તેના સંખ્યાબંધ વાપરનારાઓ તરફથી મળેલા સેંકડો અભિપ્રાયો પૈકી આ એક જ વાંચોઃ—**

**ભગવતી સહાય મથુર, બી. એ. એલ. એલ. બી. વકીલ** મુ. અમરોહાથી લખે છે કે–મહેરબાની કરીને તમારી **પ્રો. જેમ્સની વીજળીક શકિતની ગોળીઓની** ત્રણ બાટલી વી. પી. થી મોકલજો. આ ગોળીઓ હું ઘણા વખતથી વાપરું છું અને તે શકિત ... સાબીત થઈ છે.

**વગર માંગે આવાં સંખ્યાબંધ સરટીફીકેટ મળેલાં છે.**

ફકત ચાર આનાની ટીકીટ મોકલી ૨ દિવસ ચાલે તેટલી નમુનાની શીશી મંગાવી તમો પોતેજ ખાત્રી કરો.

**કીં.–૪૦ ગોળીની ૧ શીશીના રૂ ૨-૦-૦, ૨૫ ગોળીની ૧ શીશીના રૂ ૧-૪-૦, વી. પી. ખર્ચ ૧ થી ૩ શીશી સુધીના રૂ ૦-૮-૦ જુદા.**

**સોલ એજન્ટઃ–ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની,**

૨૮૫ મારકેટ પોસ્ટ બોક્ષ નંબર ૨૦૯૨ મુંબઇ નં. ૨.

“ગુજરાતી” પત્રની ૪૭ મી ભેટ



# અમરેશરી કટારી

ગ્રન્થકર્તાઃ

સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ

(મહેસાણાવાળા)

પ્રકાશકઃ

“ગુજરાતી” પ્રેસના માલીકો

મુંબઈ નં. ૧



સં. ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૧

૨૮૫



પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,

કોટ, મુંબઈ નં. ૧.

——:o:——



——:o:——

Printed at and Published by Natverlal Itcharam Desai at "The Gujarati" Printing Press. Sassoon Buildings, Elphinstone Circle, Fort, Bombay No. 1.

# પ્રસ્તાવના



"ગુજરાતી" પત્રની આ ૪૭ મી વાર્ષિક ઐતિહાસિક વાર્તાની ભેટ છે. આ ભેટના પુસ્તકમાં ત્રણ નાની મોટી વીરરસની વાર્તાઓ છે, અને તે ત્રણે ભાટચારણોના મુખે વારંવાર સંભળાતો એક ઐતિહાસિક, અમર અને લોકસાહિત્યમાં મશહૂર, દુહો, જે ત્રણે વાર્તાના આરંભમાં અમે મૂકેલો છે, તેમાં દર્શાવેલી હકીકતના સત્ય ઇતિહાસ રૂપ છે. આ ત્રણે વાર્તાઓના લેખક એક બ્રહ્મભટ્ટ સ્વર્ગસ્થ કવિ છગનલાલ અમથારામ મહેસાણાવાળા છે. "ગુજરાતી"ના આદ્યતંત્રી, અમારા પૂજ્ય પિતાશ્રીને ભાટચારણોને મોઢેથી કથાવાર્તાઓ સાંભળવાનો ભારે શોખ હતો, અને મારી જાણ પ્રમાણે ઇ. સ. ૧૯૧૦ માં ખેરાળુ અને રૂપાળ ગામના બે બ્રહ્મભટ્ટ કવિઓ શિવલાલ અને કવિ દામોદર મુંબઈ આવેલા ત્યારે તેમની વાર્તા કહેવાની શૈલીથી મુગ્ધ થયા હતા. તે પછી આ કવિની વાર્તાની બેઠકો મુંબઇના ઘણા શ્રીમંતોને ત્યાં થઇ હતી, અને એક વાર તો કવિને ઉત્તેજન આપવા માટે ધોબીતળાવ આગળના ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં એક જાહેર મેળાવડો પણ કરવામાં આવ્યો હતો. આ વખતથી ભાટચારણો સાથે મને પણ કેટલોક પ્રસંગ પડયો હતો. તે પછી મહેસાણાના કવિ છગનલાલ મુંબઇમાં આવેલા, ત્યારે તેમની સાથે વાતચિત થયેલી કે, ભાટચારણો વગેરે કથાનકો ને વાર્તાઓ મોંઢેથી કરે છે, તેવી રીતે જો લખી આપે તો જનતા અને તેમને પોતાને પણ ઘણો લાભ થાય. તેમણે જણાવ્યું કે, 'જેને વાર્તા કહેવાની ટેવ છે તેઓ લખી નહિ શકે, અને જેઓ લખી શકે તેવા હોય છે તે કહી શકતા નથી. વળી ભાટચારણોની વાર્તામાં ભાષાની શુદ્ધાશુદ્ધિનું કંઈ ઠેકાણું હોતું નથી, અને કાવ્યાદિ ગુજરાતી ભાષામાં હોતાં નથી, પણ મારવાડી, ડીંગલી, હિન્દી કે વ્રજભાષામાં હોય છે, જેની લખાવટ ને ઉચ્ચારણમાં પણ ઘણો ફરક હોય છે, તેથી તેઓ બોલે છે તેવું લખી લેવું તો અશક્ય છે. વાર્તાનો કહેવાનો તોર જૂદો અને લખવાની ઢબ પણ જૂદી હોય છે; જે કેટલીક વાર કહેવામાં




પુસ્તક મળવાનું ઠેકાણું:—
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧.

—:o:—



—:o:—

Printed at and Published by Natverlal Itcharam Desai at "The Gujarati" Printing Press. Sassoon Buildings, Elphinstone Circle, Fort, Bombay No. 1.

# પ્રસ્તાવના

"ગુજરાતી" પત્રની આ ૪૭ મી વાર્ષિક ઐતિહાસિક વાર્તાની ભેટ છે. આ ભેટના પુસ્તકમાં ત્રણ નાની મોટી વીરરસની વાર્તાઓ છે, અને તે ત્રણે ભાટચારણોના મુખે વારંવાર સંભળાતો એક ઐતિહાસિક, અમર અને લોકસાહિત્યમાં મશહૂર, દુહો, જે ત્રણે વાર્તાના આરંભમાં અમે મૂકેલો છે, તેમાં દર્શાવેલી હકીકતના સત્ય ઇતિહાસ રૂપ છે. આ ત્રણે વાર્તાઓના લેખક એક બ્રહ્મભટ્ટ સ્વર્ગસ્થ કવિ છગનલાલ અમથારામ મહેસાણાવાળા છે. "ગુજરાતી"ના આદ્યતંત્રી, અમારા પૂજ્ય પિતાશ્રીને ભાટચારણોને મોઢેથી કથાવાર્તાઓ સાંભળવાનો ભારે શોખ હતો, અને મારી જાણ પ્રમાણે ઇ. સ. ૧૯૧૦ માં ખેરાળુ અને રૂપાળ ગામના બે બ્રહ્મભટ્ટ કવિઓ શિવલાલ અને કવિ દામોદર મુંબઈ આવેલા ત્યારે તેમની વાર્તા કહેવાની શૈલીથી મુગ્ધ થયા હતા. તે પછી આ કવિની વાર્તાની બેઠકો મુંબઇના ઘણા શ્રીમંતોને ત્યાં થઇ હતી, અને એક વાર તો કવિને ઉત્તેજન આપવા માટે ધોબીતળાવ આગળના ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં એક જાહેર મેળાવડો પણ કરવામાં આવ્યો હતો. આ વખતથી ભાટચારણો સાથે મને પણ કેટલોક પ્રસંગ પડયો હતો. તે પછી મહેસાણાના કવિ છગનલાલ મુંબઇમાં આવેલા, ત્યારે તેમની સાથે વાતચિત થયેલી કે, ભાટચારણો વગેરે કથાનકો ને વાર્તાઓ મોઢેથી કરે છે, તેવી રીતે જો લખી આપે તો જનતા અને તેમને પોતાને પણ ઘણો લાભ થાય. તેમણે જણાવ્યું કે, 'જેને વાર્તા કહેવાની ટેવ છે તેઓ લખી નહિ શકે, અને જેઓ લખી શકે તેવા હોય છે તે કહી શકતા નથી. વળી ભાટચારણોની વાર્તામાં ભાષાની શુદ્ધાશુદ્ધિનું કંઇ ઠેકાણું હોતું નથી, અને કાવ્યાદિ ગુજરાતી ભાષામાં હોતાં નથી, પણ મારવાડી, ડીંગળી, હિન્દી કે વ્રજભાષામાં હોય છે, જેની લખાવટ ને ઉચ્ચારણમાં પણ ઘણો ફરક હોય છે, તેથી તેઓ બોલે છે તેવું લખી લેવું તો અશક્ય છે. વાર્તાનો કહેવાનો તોર જૂદો અને લખવાની ઢબ પણ જૂદી હોય છે; જે કેટલીક વાર કહેવામાં

પુસ્તક મળવાનું ઠેકાણું:—



"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧.

——:o:——



——:o:——

Printed at and Published by Natverlal Itcharam Desai at "The Gujarati" Printing Press. Sassoon Buildings, Elphinstone Circle, Fort, Bombay No. 1.

# પ્રસ્તાવના



"ગુજરાતી" પત્રની આ ૪૭ મી વાર્ષિક ઐતિહાસિક વાર્તાની ભેટ છે. આ ભેટના પુસ્તકમાં ત્રણ નાની મોટી વીરરસની વાર્તાઓ છે, અને તે ત્રણે ભાટચારણોના મુખે વારંવાર સંભળાતો એક ઐતિહાસિક, અમર અને લોકસાહિત્યમાં મશહૂર, દુહો, જે ત્રણે વાર્તાના આરંભમાં અમે મૂકેલો છે, તેમાં દર્શાવેલી હકીકતના સત્ય ઇતિહાસ રૂપ છે. આ ત્રણે વાર્તાઓના લેખક એક બ્રહ્મભટ્ટ સ્વર્ગસ્થ કવિ છગનલાલ અમથારામ મહેસાણાવાળા છે. "ગુજરાતી"ના આદ્યતંત્રી, અમારા પૂજ્ય પિતાશ્રીને ભાટચારણોને મોઢેથી કથાવાર્તાઓ સાંભળવાનો ભારે શોખ હતો, અને મારી જાણ પ્રમાણે ઇ. સ. ૧૯૧૦ માં ખેરાળુ અને રૂપાળ ગામના બે બ્રહ્મભટ્ટ કવિઓ શિવલાલ અને કવિ દામોદર મુંબઈ આવેલા ત્યારે તેમની વાર્તા કહેવાની શૈલીથી મુગ્ધ થયા હતા. તે પછી આ કવિની વાર્તાની બેઠકો મુંબઇના ઘણા શ્રીમંતોને ત્યાં થઇ હતી, અને એક વાર તો કવિને ઉત્તેજન આપવા માટે ધોબીતળાવ આગળના ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં એક જાહેર મેળાવડો પણ કરવામાં આવ્યો હતો. આ વખતથી ભાટચારણો સાથે મને પણ કેટલોક પ્રસંગ પડયો હતો. તે પછી મહેસાણાના કવિ છગનલાલ મુંબઇમાં આવેલા, ત્યારે તેમની સાથે વાતચિત થયેલી કે, ભાટચારણો વગેરે કથાનકો ને વાર્તાઓ મોંઢેથી કરે છે, તેવી રીતે જો લખી આપે તો જનતા અને તેમને પોતાને પણ ઘણો લાભ થાય. તેમણે જણાવ્યું કે, 'જેને વાર્તા કહેવાની ટેવ છે તેઓ લખી નહિ શકે, અને જેઓ લખી શકે તેવા હોય છે તે કહી શકતા નથી. વળી ભાટચારણોની વાર્તામાં ભાષાની શુદ્ધાશુદ્ધિનું કંઈ ઠેકાણું હોતું નથી, અને કાવ્યાદિ ગુજરાતી ભાષામાં હોતાં નથી, પણ મારવાડી, ડીંગલી, હિન્દી કે વ્રજભાષામાં હોય છે, જેની લખાવટ ને ઉચ્ચારણમાં પણ ઘણો ફરક હોય છે, તેથી તેઓ બોલે છે તેવું લખી લેવું તો અશકય છે. વાર્તાનો કહેવાનો તોર જૂદો અને લખવાની ઢબ પણ જૂદી હોય છે; જો કેટલીક વાર કહેવામાં

શોભે છે તેનો રસાસ્વાદ લખવામાં આવતો નથી, અને ભાટચારણો પોતે કોઇ પણ દિવસ સિલસિલાબદ્ધ બોલે છે તેવું લખી શકે તેમ નથી. કોઈ તેમની પાસેથી સાંભળીને અનુસરણ કરીને ઉતારી લે તો જૂદી વાત છે.' મેં કહ્યું કે, 'તમે લખવાની ટેવ પાડો તો કેમ?' તેણે ઉત્તેજન મળે તો પ્રયત્ન કરી જોવાની હા ભણી અને ભારતલોકકથા સંગ્રહ માટે કેટલીક નાની મોટી વાર્તાઓ લખી પણ મોકલી હતી. તેઓ મુંબઇમાં હતા ત્યારેજ ઉપલા દુહાની વાર્તાઓ અમને કહી હતી. તે રસમય બનાવી તેની સાથે ઇતિહાસનો મેળ રાખી, આ જ ત્રણ વાર્તાઓ લખવાનું અમે તેમને જણાવેલું, અને તેમણે આ વાર્તાઓ લખવામાં સફળતા મેળવી છે, એટલું વાંચનાર જોઇ શકશે. તેમણે પાત્રોના મુખમાં રાજસ્થાની ભાષાનું સ્વરૂપ જ રહેવા દીધું છે. આ પ્રમાણે તેમણે ભાટચારણોના વહીવંચા અને જૂના ચોપડા, પ્રાચીન કવિતા અને ઉક્તિઓ ઉપરથી **પ્રતાપી મહારાણા પ્રતાપ**ની વાર્તા પણ લખી આપી છે, જે "ગુજરાતી" પ્રેસે પ્રકટ કરી છે. તેના કરતાં પણ **અમરેશજીની કટારી, તોગાજીની તલવાર** અને **ઝાલારાણા રાયસિંહજીની હથેલી**ના બળની એ ત્રણ વાર્તાઓ વિશેષ રસિક છે. તેથી જ અમે આ ત્રણ વાર્તાઓ "ગુજરાતી"ના વાંચનારાઓના કરકમળમાં મૂકીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તે તેની અન્ય વાર્તાઓ જેવી જ લોકપ્રિય થઇ પડશે. હમણા જૂદા જૂદા લેખકોને હાથે આવી શૂરવીરોનાં પરાક્રમોની વાર્તાઓ વિવિધ પ્રકારે ગુજરાતીમાં જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી લખાય છે, તેમાં આ વાર્તાથી એક સારો ઉમેરો થશે. ભાટચારણો પાસેથી આવી વાર્તાઓ મેળવવાનું કામ અતિ વિકટ છે, તેમાં તોગાજીની તલવારની વાત તો અદ્દ્‌ભુત અને વીર રસથી છલકાતી છે, અને આર્યત્વ તેમ જ ક્ષાત્રવટ માટે દરેકના મનમાં અત્યંત માન ઉત્પન્ન કરે તેવી છે. અમે આ વાર્તા જ્યારે તેઓના મોંઢેથી સાંભળી ત્યારે ખરે દિઙ્‌મૂઢ થઈ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હતા. આ ત્રણે વાર્તાઓ ઐતિહાસિક ખરી બનેલી છે, અને તેનો ઉલ્લેખ કર્નલ ટોડ સાહેબના રાજસ્થાનના ઇતિહાસમાં અને ગેઝેટિયરોમાં, અને જોધપુર રાજના ઇતિહાસમાં મળી આવે છે. તેમ મારવાડી ભાષામાં રચાયલા ખ્યાલ, લાવણી અને કાવ્ય તથા ઉક્તિઓમાં પણ મળે છે, જેમાંનાં ઘણાં ફુટનોટમાં છાપેલાં છે.

અમે વાર્તામાં રાજવી મારવાડી ભાષાનું સ્વરૂપ જેવું અને તેવું રહેવા દીધું છે. મૂળ લેખક ગુજરી જવાથી વાર્તામાં કદાચ કોઇ સ્થળે

કંઇ અશુદ્ધિ નજરચૂકથી રહી ગઇ હોય તો તે સુજ્ઞ વાંચકોએ સુધારી લેવી. અત્રે એક બાબત ઉપર વાંચનારાઓનું ધ્યાન ખેંચવા જેવું છે. ગુજરાતનો પ્રદેશ આજે અંગ્રેજી રાજ્યમાં જેટલો મર્યાદિત થઇ ગયો છે તેટલો જૂના વખતમાં નહતો, અને તેનો રજપૂતાના સાથે સંબંધ જૂનો અને ગાઢો ખરો; અને હાલની હિન્દુ ગુજરાતી પ્રજા, શ્રીકૃષ્ણના યાદવોની અને તેની સાથે આવેલા સૌરસેનીઓની વંશજ છે, એવું લાગે છે. શ્રીકૃષ્ણની પૂજા અને તેની હલ્લીષ અથવા રાસાદિ લીલા અને ગાયનો હિન્દની કોઇ પણ પ્રજામાં નથી તે ગુજરાતી સ્ત્રીઓનાં ગોડી અને ગુર્જરી રાગમાં અને તેની સગી ગરબી–ગરબામાં અવતરેલાં છે. તેમજ વ્રજભાષા અને ગુજરાતીને જેવો સંબંધ છે તેવો તેમ જ વ્રજભાષા અથવા હિન્દી ભાષાનો એક પ્રકાર મારવાડી ભાષા સાથે પણ ઘણો છે. પણ ગુજરાતી પ્રજાનું જોર પડી ભાંગતાં તેઓનું માન પેશ્વાઇના ઉદયકાળમાં ઘટયું અને તે જ સમયે પેલો પ્રખ્યાત દુહો પ્રચલિત થયો. એમાં જે ભાષા-દર્શક શબ્દો છે તે ભાષાના ગુણદોષનું નિરૂપણ એકલું કરનારા નથી, પણ તે તે પ્રજાના વીરતા–શૌર્યને દર્શાવનારા છે. તે દુહો આ પ્રમાણે છે.

"અણે તણેકા સોળાહી આના, અઠે કઠેકા બાર;
ઇકડૂન તિકડૂન આઠ આના, શું શા આના ચાર."

છેલ્લા ચરણમાં કોઇ 'શું શા પૈસા ચાર' એવો વળી અતિ કનિષ્ઠતા દર્શાવનારો પ્રયોગ કરે છે. આમાં ચાર જાતની પ્રજાઓની શૂરવીર-તાનું ગુણકથન છે; ભાષાની એકલી કીંમત આંકી નથી, એવું મારૂં માનવું છે. પેશ્વાઇના ઉદયકાળમાં ઉત્તર હિન્દુસ્તાનના હિન્દુસ્તાની તરીકે ઓળખાતા લોક સૌથી વિશેષ જોરાવર ગણાતા; અને તેનાથી ઉતરતા રાજપૂતાનાના મારવાડી–મેવાડી લોકો ગણાતા, મરાઠા લોક તેનાથી ઉતરતા; અને ગુજરાતની લાંબા કાળની સુલ્તાનશાહી, દિલ્લીની પાદશાહી તથા પૂનાની પેશ્વાઇની વચ્ચે દબાઇ ગયેલી ગુજરાતી પ્રજા તેથી ઉતરતી ગણાઇ; આવો મર્મ દર્શાવનારો આ શ્લોક છે. એ શિવાય ભાષા સંબંધમાં પણ આ શ્લોક લાગુ પાડી શકાય તેમ છે, એમાં ના નથી. અને મહાકવિ પ્રેમાનંદે વડોદરામાં ગાયકવાડી દાખલ થતાં જ નાટકો રચી તેનો સમર્થ જવાબ આપ્યો છે. પણ મારૂં કથન એ છે કે ગુજરાતીને મારવાડી સાથે, મરાઠી કરતાં વિશેષ સંબંધ છે; એટલે ગુજરાતી ભાષાની કીંમત મરાઠી કરતાં ઓછી આંકવી ન જોઇએ. અમે આ વાર્તામાં મારવાડી ભાષા એટલા માટે કાયમ રાખી છે કે તે ગુજરાતી વાંચનારને મરાઠી કરતાં વધારે સહેલાઇથી સમજી શકાય તેવી છે, તે બતાવવા.

શોભે છે તેનો રસાસ્વાદ લખવામાં આવતો નથી, અને ભાટચારણો પોતે કોઇ પણ દિવસ સિલસિલાબદ્ધ બોલે છે તેવું લખી શકે તેમ નથી. કોઈ તેમની પાસેથી સાંભળીને અનુસરણ કરીને ઉતારી લે તો જૂદી વાત છે.' મેં કહ્યું કે, 'તમે લખવાની ટેવ પાડો તો કેમ?' તેણે ઉત્તેજન મળે તો પ્રયત્ન કરી જોવાની હા ભણી અને ભારતલોકકથા સંગ્રહ માટે કેટલીક નાની મોટી વાર્તાઓ લખી પણ મોકલી હતી. તેઓ મુંબઇમાં હતા ત્યારેજ ઉપલા દુહાની વાર્તાઓ અમને કહી હતી. તે રસમય બનાવી તેની સાથે ઇતિહાસનો મેળ રાખી, આ જ ત્રણ વાર્તાઓ લખવાનું અમે તેમને જણાવેલું, અને તેમણે આ વાર્તાઓ લખવામાં સફળતા મેળવી છે, એટલું વાંચનાર જોઇ શકશે. તેમણે પાત્રોના મુખમાં રાજસ્થાની ભાષાનું સ્વરૂપ જ રહેવા દીધું છે. આ પ્રમાણે તેમણે ભાટચારણોના વહીવંચા અને જૂના ચોપડા, પ્રાચીન કવિતા અને ઉક્તિઓ ઉપરથી **પ્રતાપી મહારાણા પ્રતાપ**ની વાર્તા પણ લખી આપી છે, જે "ગુજરાતી" પ્રેસે પ્રકટ કરી છે. તેના કરતાં પણ **અમરેશજીની કટારી, તોગાજીની તલવાર** અને **ઝાલારાણા રાયસિંહજીની હથેલી**ના બળની એ ત્રણ વાર્તાઓ વિશેષ રસિક છે. તેથી જ અમે આ ત્રણ વાર્તાઓ "ગુજરાતી"ના વાંચનારાઓના કરકમળમાં મૂકીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તે તેની અન્ય વાર્તાઓ જેવી જ લોકપ્રિય થઇ પડશે. હમણા જૂદા જૂદા લેખકોને હાથે આવી શૂરવીરોનાં પરાક્રમોની વાર્તાઓ વિવિધ પ્રકારે ગુજરાતીમાં જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી લખાય છે, તેમાં આ વાર્તાથી એક સારો ઉમેરો થશે. ભાટચારણો પાસેથી આવી વાર્તાઓ મેળવવાનું કામ અતિ વિકટ છે, તેમાં તોગાજીની તલવારની વાત તો અદ્ભુત અને વીર રસથી છલકાતી છે, અને આર્યત્વ તેમ જ ક્ષાત્રવટ માટે દરેકના મનમાં અત્યંત માન ઉત્પન્ન કરે તેવી છે. અમે આ વાર્તા જ્યારે તેઓના મોંઢેથી સાંભળી ત્યારે ખરે દિઙ્મૂઢ થઈ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હતા. આ ત્રણે વાર્તાઓ ઐતિહાસિક ખરી બનેલી છે, અને તેનો ઉલ્લેખ કર્નલ ટોડ સાહેબના રાજસ્થાનના ઇતિહાસમાં અને ગેઝેટિયરોમાં, અને જોધપુર રાજના ઇતિહાસમાં મળી આવે છે. તેમ મારવાડી ભાષામાં રચાયલા ખ્યાલ, લાવણી અને કાવ્ય તથા ઉક્તિઓમાં પણ મળે છે, જેમાંનાં ઘણાં ફુટનોટમાં છાપેલાં છે.

અમે વાર્તામાં રાજવી મારવાડી ભાષાનું સ્વરૂપ જેવું અને તેવું રહેવા દીધું છે. મૂળ લેખક ગુજરી જવાથી વાર્તામાં કદાચ કોઇ સ્થળે

કંઇ અશુદ્ધિ નજરચૂકથી રહી ગઇ હોય તો તે સુજ્ઞ વાંચકોએ સુધારી લેવી. અત્રે એક બાબત ઉપર વાંચનારાઓનું ધ્યાન ખેંચવા જેવું છે. ગુજરાતનો પ્રદેશ આજે અંગ્રેજી રાજ્યમાં જેટલો મર્યાદિત થઇ ગયો છે તેટલો જૂના વખતમાં નહતો, અને તેનો રજપૂતાના સાથે સંબંધ જૂનો અને ગાઢો ખરો; અને હાલની હિન્દુ ગુજરાતી પ્રજા, શ્રીકૃષ્ણના યાદવોની અને તેની સાથે આવેલા સૌરસેનીઓની વંશજ છે, એવું લાગે છે. શ્રીકૃષ્ણની પૂજા અને તેની હલ્લીષ અથવા રાસાદિ લીલા અને ગાયનો હિન્દની કોઇ પણ પ્રજામાં નથી તે ગુજરાતી સ્ત્રીઓના ગોડી અને ગુર્જરી રાગમાં અને તેની સગી ગરબી—ગરબામાં અવતરેલાં છે. તેમજ વ્રજભાષા અને ગુજરાતીને જેવો સંબંધ છે તેવો તેમ જ વ્રજભાષા અથવા હિન્દી ભાષાનો એક પ્રકાર મારવાડી ભાષા સાથે પણ ઘણો છે. પણ ગુજરાતી પ્રજાનું જોર પડી ભાંગતાં તેઓનું માન પેશ્વાઇના ઉદયકાળમાં ઘટ્યું અને તે જ સમયે પેલો પ્રખ્યાત દુહો પ્રચલિત થયો. એમાં જે ભાષાદર્શક શબ્દો છે તે ભાષાના ગુણદોષનું નિરૂપણ એકલું કરનારા નથી, પણ તે તે પ્રજાના વીરતા—શૌર્યને દર્શાવનારા છે. તે દુહો આ પ્રમાણે છે.

"અણે તણેકા સોળાહી આના, અઠે કઠેકા બાર;
ઇકડૂન તિકડૂન આઠ આના, શું શા આના ચાર."

છેલ્લા ચરણમાં કોઇ 'શું શા પૈસા ચાર' એવો વળી અતિ કનિષ્ઠતા દર્શાવનારો પ્રયોગ કરે છે. આમાં ચાર જાતની પ્રજાઓની શૂરવીરતાનું ગુણકથન છે; ભાષાની એકલી કીંમત આંકી નથી, એવું મારૂં માનવું છે. પેશ્વાઇના ઉદયકાળમાં ઉત્તર હિન્દુસ્તાનના હિન્દુસ્તાની તરીકે ઓળખાતા લોક સૌથી વિશેષ જોરાવર ગણાતા; અને તેનાથી ઉતરતા રાજપૂતાનાના મારવાડી—મેવાડી લોકો ગણાતા, મરાઠા લોક તેનાથી ઉતરતા; અને ગુજરાતની લાંબા કાળની સુલ્તાનશાહી, દિલ્લીની પાદશાહી તથા પૂનાની પેશ્વાઇની વચ્ચે દબાઇ ગયેલી ગુજરાતી પ્રજા તેથી ઉતરતી ગણાઇ; આવો મર્મ દર્શાવનારો આ શ્લોક છે. એ શિવાય ભાષા સંબંધમાં પણ આ શ્લોક લાગુ પાડી શકાય તેમ છે, એમાં ના નથી. અને મહાકવિ પ્રેમાનંદે વડોદરામાં ગાયકવાડી દાખલ થતાં જ નાટકો રચી તેનો સમર્થ જવાબ આપ્યો છે. પણ મારૂં કથન એ છે કે ગુજરાતીને મારવાડી સાથે, મરાઠી કરતાં વિશેષ સંબંધ છે; એટલે ગુજરાતી ભાષાની કીંમત મરાઠી કરતાં ઓછી આંકવી ન જોઇએ. અમે આ વાર્તામાં મારવાડી ભાષા એટલા માટે કાયમ રાખી છે કે તે ગુજરાતી વાંચનારને મરાઠી કરતાં વધારે સહેલાઇથી સમજી શકાય તેવી છે, તે બતાવવા.

શોભે છે તેનો રસાસ્વાદ લખવામાં આવતો નથી, અને ભાટચારણો પોતે કોઇ પણ દિવસ સિલસિલાબદ્ધ બોલે છે તેવું લખી શકે તેમ નથી. કોઈ તેમની પાસેથી સાંભળીને અનુસરણ કરીને ઉતારી લે તો જૂદી વાત છે.' મેં કહ્યું કે, 'તમે લખવાની ટેવ પાડો તો કેમ ?' તેણે ઉત્તેજન મળે તો પ્રયત્ન કરી જોવાની હા ભણી અને ભારતલોકકથા સંગ્રહ માટે કેટલીક નાની મોટી વાર્તાઓ લખી પણ મોકલી હતી. તેઓ મુંબઇમાં હતા ત્યારેજ ઉપલા દુહાની વાર્તાઓ અમને કહી હતી. તે રસમય બનાવી તેની સાથે ઇતિહાસનો મેળ રાખી, આ જ ત્રણ વાર્તાઓ લખવાનું અમે તેમને જણાવેલું, અને તેમણે આ વાર્તાઓ લખવામાં સફળતા મેળવી છે, એટલું વાંચનાર જોઇ શકશે. તેમણે પાત્રોના મુખમાં રાજસ્થાની ભાષાનું સ્વરૂપ જ રહેવા દીધું છે. આ પ્રમાણે તેમણે ભાટચારણોના વહીવંચા અને જૂના ચોપડા, પ્રાચીન કવિતા અને ઉક્તિઓ ઉપરથી **પ્રતાપી મહારાણા પ્રતાપ**ની વાર્તા પણ લખી આપી છે, જે "ગુજરાતી" પ્રેસે પ્રકટ કરી છે. તેના કરતાં પણ **અમરેશજીની કટારી, તોગાજીની તલવાર** અને **ઝાલારાણા રાયસિંહજીની હથેલી**ના બળની એ ત્રણ વાર્તાઓ વિશેષ રસિક છે. તેથી જ અમે આ ત્રણ વાર્તાઓ "ગુજરાતી"ના વાંચનારાઓના કરકમળમાં મૂકીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તે તેની અન્ય વાર્તાઓ જેવી જ લોકપ્રિય થઇ પડશે. હમણા જૂદા જૂદા લેખકોને હાથે આવી શૂરવીરોનાં પરાક્રમોની વાર્તાઓ વિવિધ પ્રકારે ગુજરાતીમાં જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી લખાય છે, તેમાં આ વાર્તાથી એક સારો ઉમેરો થશે. ભાટચારણો પાસેથી આવી વાર્તાઓ મેળવવાનું કામ અતિ વિકટ છે, તેમાં તોગાજીની તલવારની વાત તો અદ્ભુત અને વીર રસથી છલકાતી છે, અને આર્યત્વ તેમ જ ક્ષાત્રવટ માટે દરેકના મનમાં અત્યંત માન ઉત્પન્ન કરે તેવી છે. અમે આ વાર્તા જ્યારે તેઓના મોંઢેથી સાંભળી ત્યારે ખરે દિઙ્મૂઢ થઈ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હતા. આ ત્રણે વાર્તાઓ ઐતિહાસિક ખરી બનેલી છે, અને તેનો ઉલ્લેખ કર્નલ ટોડ સાહેબના રાજસ્થાનના ઇતિહાસમાં અને ગેઝેટિયરોમાં, અને જોધપુર રાજના ઇતિહાસમાં મળી આવે છે. તેમ મારવાડી ભાષામાં રચાયલા ખ્યાલ, લાવણી અને કાવ્ય તથા ઉક્તિઓમાં પણ મળે છે, જેમાંના ઘણાં ફુટનોટમાં છાપેલાં છે.

અમે વાર્તામાં રાજવી મારવાડી ભાષાનું સ્વરૂપ જેવું અને તેવું રહેવા દીધું છે. મૂળ લેખક ગુજરી જવાથી વાર્તામાં કદાચ કોઇ સ્થળે

કંઈ અશુદ્ધિ નજરચૂકથી રહી ગઈ હોય તો તે સુજ્ઞ વાંચકોએ સુધારી લેવી. અત્રે એક બાબત ઉપર વાંચનારાઓનું ધ્યાન ખેંચવા જેવું છે. ગુજરાતનો પ્રદેશ આજે અંગ્રેજી રાજ્યમાં જેટલો મર્યાદિત થઈ ગયો છે તેટલો જૂના વખતમાં નહતો, અને તેનો રજપૂતાના સાથે સંબંધ જૂનો અને ગાઢો ખરો; અને હાલની હિન્દુ ગુજરાતી પ્રજા, શ્રીકૃષ્ણના યાદવોની અને તેની સાથે આવેલા સૌરસેનીઓની વંશજ છે, એવું લાગે છે. શ્રીકૃષ્ણની પૂજા અને તેની હલ્લીષ અથવા રાસાદિ લીલા અને ગાયનો હિન્દની કોઈ પણ પ્રજામાં નથી તે ગુજરાતી સ્ત્રીઓના ગોડી અને ગુર્જરી રાગમાં અને તેની સગી ગરબી—ગરબામાં અવતરેલાં છે. તેમજ વ્રજભાષા અને ગુજરાતીને જેવો સંબંધ છે તેવો તેમ જ વ્રજભાષા અથવા હિન્દી ભાષાનો એક પ્રકાર મારવાડી ભાષા સાથે પણ ઘણો છે. પણ ગુજરાતી પ્રજાનું જોર પડી ભાંગતાં તેઓનું માન પેશ્વાઈના ઉદયકાળમાં ઘટયું અને તે જ સમયે પેલો પ્રખ્યાત દુહો પ્રચલિત થયો. એમાં જે ભાષા-દર્શક શબ્દો છે તે ભાષાના ગુણદોષનું નિરૂપણ એકલું કરનારા નથી, પણ તે તે પ્રજાના વીરતા—શૌર્યને દર્શાવનારા છે. તે દુહો આ પ્રમાણે છે.

"અણે તણેકા સોળાહી આના, અઠે કઠેકા બાર;
ઇકડૂન તિકડૂન આઠ આના, શું શા આના ચાર."

છેલ્લા ચરણમાં કોઈ 'શું શા પૈસા ચાર' એવો વળી અતિ કનિષ્ઠતા દર્શાવનારો પ્રયોગ કરે છે. આમાં ચાર જાતની પ્રજાઓની શૂરવીરતાનું ગુણકથન છે; ભાષાની એકલી કીંમત આંકી નથી, એવું મારૂં માનવું છે. પેશ્વાઈના ઉદયકાળમાં ઉત્તર હિન્દુસ્તાનના હિન્દુસ્તાની તરીકે ઓળખાતા લોક સૌથી વિશેષ જોરાવર ગણાતા; અને તેનાથી ઉતરતા રાજપૂતાનાના મારવાડી—મેવાડી લોકો ગણાતા, મરાઠા લોક તેનાથી ઉતરતા; અને ગુજરાતની લાંબા કાળની સુલ્તાનશાહી, દિલ્લીની પાદશાહી તથા પૂનાની પેશ્વાઈની વચ્ચે દબાઈ ગયેલી ગુજરાતી પ્રજા તેથી ઉતરતી ગણાઈ; આવો મર્મ દર્શાવનારો આ શ્લોક છે. એ શિવાય ભાષા સંબંધમાં પણ આ શ્લોક લાગુ પાડી શકાય તેમ છે, એમાં ના નથી. અને મહાકવિ પ્રેમાનંદે વડોદરામાં ગાયકવાડી દાખલ થતાં જ નાટકો રચી તેનો સમર્થ જવાબ આપ્યો છે. પણ મારૂં કથન એ છે કે ગુજરાતીને મારવાડી સાથે, મરાઠી કરતાં વિશેષ સંબંધ છે; એટલે ગુજરાતી ભાષાની કીંમત મરાઠી કરતાં ઓછી આંકવી ન જોઈએ. અમે આ વાર્તામાં મારવાડી ભાષા એટલા માટે કાયમ રાખી છે કે તે ગુજરાતી વાંચનારને મરાઠી કરતાં વધારે સહેલાઈથી સમજી શકાય તેવી છે, તે બતાવવા.

આજે મ. ગાંધીજીના યુગમાં તો ગુજરાતી લોકો હિન્દની કોઇ પણ પ્રજા કરતાં ઉતરતા નથી, એ સિદ્ધ કરવાની હાલના રાજકીય વાતાવરણમાં જરૂર જણાતી નથી. ગુજરાતી ભાષા પણ જોરદાર બની છે. જો કે હાલમાં રાજપૂતાનાની પ્રજા અને રાજાની મનોવૃત્તિમાં મોટું પરિવર્તન થઇ ગયું છે. પ્રાચીન વીરતા અને સાહસ એઓમાં રહેલાં જણાતાં નથી. રાજામહારાજાઓ વિલાયતી વિલાસમાં માહલી રહ્યા છે, અને તેમની પ્રજા નિઃસત્વશાળી બનતી જાય છે.

કમનસીબની વાત એટલી છે કે આ વાર્તાના લેખક શ્રી. કવિ છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ આજે તેમનાં પુસ્તકો છપાયલાં જોવાને જીવતા નથી. તેઓશ્રી ૧૯૨૪માં શ્રીવ્યંકટેશશરણ થયા. તેઓ પોતાનો પરિશ્રમ લોકો આગળ વખણાતો જોવાને ભાગ્યશાળી નહિ થયા. એ ઇશ્વરની લીલાની વાત છે. તેઓ ધર્મે શ્રીરામાનુજ ભગવાનના સંપ્રદાયના ચુસ્ત વૈષ્ણવ હતા. તેમના મરણ વખતે "ગુજરાતી" પત્રમાં લેવાયલી નોંધ અન્યત્ર પ્રકટ કરી છે. તેમનું લખેલું "પ્રતાપી પ્રતાપ"નું પુસ્તક આવું જ રસમય છે. તેઓએ 'ગુજરાતી' પત્રને નાની મોટી શૂરવીરોનાં પરાક્રમોની ઘણી રોમાંચક વાતો લખી આપી છે, જે અમે અમારા વાંચનારાઓને પ્રસંગ આવ્યે અર્પણ કરીશું. આજે તો એ જ પ્રાર્થના અમારા હૃદયમાં છે કે તેમનો પવિત્ર જીવાત્મા જ્યાં હોય ત્યાં, આ તેમની યશઃકાયાને જીવંત રાખનાર બે અમર ફળોનો પરિપાક જોઇને સંતોષ પામો.

સંવત્ ૧૯૮૭
શ્રી દત્તજયંતિ
"ગુજરાતી" પત્રની
ઓફીસ.
મુંબઈ.

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

**કવિ છગનલાલ અમથારામ**—મહેસાણાના વતની કવિ છગનલાલ અમથારામ આશરે ચારેક માસની બીમારી ભોગવી તા૦ ૨૬–૫–૨૪ સોમવારના રોજ કૈલાસવાસી થયા છે. આ સમાચાર જાણી તેમના મિત્રમંડળમાં ઘણી દિલગીરી ફેલાઈ છે. કવિ છગનલાલનું જ્ઞાન વહેવારૂ તેમ વિશાળ હતું જ. તેઓ કવિતા બનાવવામાં ઘણા ઉમંગી હતા. તેમણે કેટલાક ગ્રંથો પણ લખેલા છે ને 'ગુજરાતી' પત્રમાં પણ તેઓ ઘણી વખત લેખો લખતા હતા. તેના દિવાળીના અંકમાં સારા લેખો આવેલા છે. તેમણે મહેસાણામાં સારી કીર્તિ મેળવી હતી. વ્રજભાષાના તેઓ સારા કવિ હતા. મારવાડી અને ચારણી ભાષા પણ સારી જાણતા. કવિ કેશવદાસની કૃતિઓ, રસિકપ્રિયા અને કવિપ્રિયા તેઓ સારી સમજતા અને સમજાવી શકતા. સામાન્ય રીતે ભાટ લોકો કથાવાર્તા મોઢેથી કહીને શ્રોતાઓનું દિલરંજન સારી રીતે કરી શકે છે, પણ તેઓમાં લખવાની શક્તિ નહિ હોવાથી ચિરસ્થાયી કંઈ સાહિત્યપ્રવૃત્તિ કે ઈતિહાસનું આલેખન કરી શકતા નથી. સદ્‌ગત છગનલાલનામાં લેખક તરીકેનો ગુણ સારો હતો, તેઓએ ઘણાં રાજારજવાડાંઓનો ઈતિહાસ ભેગો કર્યો હતો, પણ આશ્રયના અભાવે તેમની આ સાહિત્યસામગ્રી પ્રસિદ્ધિમાં આવી શકી નહોતી. તેઓ સારૂં ગુજરાતી લખી શકતા. તેમના અકાળ મરણથી બ્રહ્મભટ્ટ જ્ઞાતિને ખોટ પડી છે. તેઓ પોતાની પાછળ એક વિધવા તથા ત્રણ દીકરા મૂકી ગયા છે. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો.

('ગુજરાતી'નો તા૦ ૧ લી જુન સને ૧૯૨૪ નો અંક.)

# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| | નામ | ઇ. સન. | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| બ. | ગૃહધર્મ... ... ... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર ... | (૧૮૮૬) | મળતી નથી |
| | (દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ)... ... | | ૦-૧૦-૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા (રાજભક્તિવિડંબણ–એક ભાણ) | (૧૮૮૭) | ૩- ૦-૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૪ | મહારાણીનું જીવનચરિત્ર ... ... ... | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘેરડાં વરનો ફજેતો ... | (૧૮૮૯) | ૦- ૪-૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | મળતી નથી |
| ૭ | દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૨- ૦-૦ |
| ૮ | અરાઢમી સદીનું હિન્દુસ્તાન અથવા સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય ... ... | (૧૮૯૬) | ૨- ૦-૦ |
| ૯ | ઔરંગઝેબ અને રાજપૂતો ... ... ... | (૧૮૯૭) | ૨- ૦-૦ |
| ૧૦ | શાહજાદો અને ભીખારી અથવા ઈંગ્લાંડના રાજવંશનો એક અદ્ભુત ઇતિહાસ... | (૧૮૯૮) | ૧- ૮-૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨- ૦-૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ ... | (૧૯૦૦) | ૨- ૦-૦ |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઈનો ઉદયકાળ ... | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાનિ દોડ ... | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર ... | (૧૯૦૫) | મળતી નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા! | (૧૯૦૭) | ૩- ૦-૦ |
| ૨૨ | પેશ્વાઈની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણ વેરાગણ | (૧૯૦૮) | મળતી નથી |
| ૨૩ | ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ! | (૧૯૦૯) | ૨- ૦-૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ ... | (૧૯૧૧) | ૨- ૦-૦ |

# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| | નામ | ઇ. સન | કિંમત |
|---|---|---|---|
| ૨૬ | પુરાતન દિલ્લી (૪૦ ચિત્રો).. ... ... | (૧૯૧૧) | ૨- ૦-૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા ... ... ... ... | (૧૯૧૧) | મળતી નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... | (૧૯૧૨) | ૨- ૦-૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | ૨- ૦-૦ |
| ૩૦ | હમ્મીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા ... ... ... | (૧૯૧૫) | ૨- ૦-૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... ... | (૧૯૧૬) | ૨- ૦-૦ |
| ૩૩ | ચાણુક્યનંદિની અથવા ચચ્ચ અને સુંદુથી ... | (૧૯૧૭) | મળતી નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૩- ૦-૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ ... ... | (૧૯૧૯) | ૩- ૦-૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઇસલામ ... ... | (૧૯૨૦) | ૩- ૦-૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ... | (૧૯૨૧) | ૩- ૦-૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ... | (૧૯૨૨) | ૩- ૦-૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ... ... | (૧૯૨૩) | ૩- ૦-૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ... | (૧૯૨૪) | ૪- ૮-૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય ... | (૧૯૨૫) | ૩- ૦-૦ |
| ૪૨ | નાના સાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ ... | (૧૯૨૬) | ૩- ૦-૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૩- ૦-૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન ... | (૧૯૨૮) | ૩- ૦-૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર ... | (૧૯૨૯) | ૩- ૦-૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ... | (૧૯૩૦) | ૩- ૦-૦ |
| ૪૭ | અમરેશરી કટારી ... ... ... ... | (૧૯૩૧) | ૧- ૮-૦ |
| ૪૮ | તોમારી તલવાર અને રાયસિંહજીરી હવેલી ... | (૧૯૩૧) | ૧- ૮-૦ |



# અનુક્રમણિકા



## પરિશિષ્ટ



——.૦:——

કવિશ્રી છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટકૃત

# પ્રતાપી પ્રતાપ



કર્નલ ટોડ સાહેબે રાજસ્થાનના ઈતિહાસમાં પ્રતાપનો ઈતિહાસ આપેલો છે. પણ તે સંપૂર્ણ નથી. તેની અસ્તવ્યસ્ત હકીકતો ઘણી વાર મળે છે. મેવાડના ટેકીલા મહારાણા પ્રતાપે શાહનશાહ અકબરને અત્યંત કષ્ટે પણ નમતું નહિ આપ્યું, અને ક્ષાત્રવટ સાચવી રાખી, તેનું ભાટચારણોના ચોપડામાંથી જેવું મળે છે તેવું સર્વ વૃત્તાંત એકઠું કરી એક સરખા સિલસિલાબદ્ધ ગદ્યમાં લખી લેખકે મનોહર રીતે આ વાર્તા રચી છે. તે રસિક અને વાંચવાલાયક છે.

કીંમત. રૂ. ૨–૦–૦. ટ. ખ. જુદું.

મળવાનું ઠેકાણું—ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧

---

# સવિતા સુંદરી

આ વાર્તા પણ સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેસાઈની રચેલી છે. તેમાં હિન્દુ સંસારની એક ખરાબ રૂઢિનું (કુળવાનને કન્યાઓ પરણાવવાની રૂઢિનું) આબેહુબ હાસ્યજનક ચિત્ર છે. તેમ કન્યા પરણવા જતા કુળવાન્ ઘરડા વરનો થયેલો ફજેતો વાંચવા લાયક છે. રમુજી અને ઉપદેશવાળી વાર્તા છે. કિંમત રૂ. ૦–૪–૦.

---

# ટીપૂ સુલતાન

ભાગ ૧ લો. (કર્તા: ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ) પુસ્તકમાં મહિસુરના છેલ્લા મુસલમાન રાજા ટીપૂના રાજકારભારનો ખ્યાલ આપવામાં આવ્યો છે. એમાં અંગ્રેજ લેખકોએ ટીપુને જેવો ક્રૂર અને ખરાબ રાજકર્તા ચીતર્યો છે તેવો ચીતરવામાં આવ્યો નથી. વાર્તા ચિત્તાકર્ષક છે. નથી.

# ઘાસીરામ કોટવાલ

જુની પેસ્વાઇના સ્વરાજ્યમાં કોટવાલની કેવી સત્તા ચાલતી અને લોકોને કેમ રંજાડવામાં આવતા હતા, અને લુચ્ચાઇ ઠોંગાઇ કેવાં કરવામાં આવતાં તેનું આબેહુબ સત્ય હકીકતોવાળું સંપૂર્ણ ચિત્ર આવે છે. અંતે ધાસીરામના કેવા હાલ હવાલ થાય છે તે દર્શાવેલું છે. ગ્રન્થ ઘણો બોધદાયક છે. પુસ્તક વાંચવા લઇને બેસો તો પૂર્ણ કર્યા વગર રહેશો નહિ. કીંમત રૂ. ૦-૮-૦

"ગુજરાતી" પત્ર સાથે ભેટ તરીકે અપાયલી
ઐતિહાસિક નવલકથાઓ

# હિંદ અને બ્રિટાનિયા

## અને રાજ્યભક્તિ વિડંબણ

## (એકાંકી અને એક પાત્રી નાટક.)

કર્તાઃ- ઇચ્છારામ સૂ. દેસાઇ

(૧૮૮૫)-(કર્તાઃ-ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ-પ્રામાણિક ૪ થી આવૃત્તિ-સચિત્ર અને કર્તાના હસ્તાક્ષરના નમુના સહિત) આ પુસ્તકમાં હિન્દ દેવી અને બ્રિટાનિયા દેવી સાથે હિમાલયના શિખર ઉપર થયેલો રાજકીય અદ્‌ભુત કલ્પિત સંવાદ આપેલો છે. એમાં હિન્દની પ્રજાનાં સુખ દુઃખો જોરદાર ભાષામાં અંગ્રેજ સરકારને જણાવેલાં છે. છેવટ લોર્ડ રીપનને મોકલી બ્રિટાનિયા હિન્દનું સમાધાન કરે છે, તે કથા છે. લંડન ટાઇમ્સ વગેરે પત્રોએ ઉંચો અભિપ્રાય આપેલો છે. ટીકા, ટીપ્પણ સહિત તૈયાર છે, નવા સુધારા વધારા સાથે. આ ગ્રન્થ સાથે સ્વ. ઇચ્છારામે લખેલું એક એકાંકી નાટક, જે રાજ્યભક્તિ વિડંબણને નામે તે છાપેલું છે. આ નાટક અથવા ભાણ રાજકીય દર્શન કરાવે છે. ઘણું સુંદર અને હાસ્ય ઉત્પન્ન કરે તેવું નાટક છે. કીંમત રૂ. ૩-૦-૦

# રાસેલાસની કથા

આમાં મિસરના રાજપુત્રની તત્વજ્ઞાનવાળી કથા છે. ડા. જૉનસનના અંગ્રેજી ભાષામાં આ ગ્રન્થ ઘણો વખણાયલો છે. એમાં ઇજીપ્તના પીરામીડો વગેરેનાં સુંદર જાણવાજોગ વર્ણનો છે, અને તે ઉપરથી મનુષ્યને થતો તત્વબોધ આપેલો છે, વાર્તા અદ્‌ભુત છે. નથી.

# અમરેશરી કટારી

## પ્રકરણ પહેલું

### અમરસિંહનો પરિચય

દોહા:—"કટારી અમરેશરી, તોગારી તલવાર;
હાથથલરાયાં સંધરી, દિલ્હીરા દરબાર." (લોકોક્તિ)

મહારાજ અમરસિંહજી જોધપુરના રાઠોડ મહારાજા ગજસિંહજીના મોટા—ગાદી વારસ—કુંવર હતા. તેમના ઉગ્ર સ્વભાવ અને ઉદ્ધત વર્તનના સબબથી મહારાજ ગજસિંહજી, જેઓ ઇ. સ. ૧૬૨૦ માં મારવાડ—જોધપુરની ગાદી ઉપર બેઠા હતા, અને ઇ. સ. ૧૬૩૮ માં મરણ પામ્યા હતા.

* [ મારવાડી અને ગુજરાતી ભાષાને પ્રાચીન સંબંધ છે. સદ્દગત ઇટાલિયન પંડિત ડૉ. ટેસીટૉરિએ "પ્રાચીન ગુજરાતી" ભાષાને "પશ્ચિમ રાજસ્થાની" ભાષા તરીકે ઓળખાવી છે, તે વાજબી છે. સંસ્કૃતમાંથી અપભ્રંશ થઇને બનેલી છ પ્રાકૃત ભાષામાંની એક શૌરસેનીનો વ્રજભાષા, મારવાડી ભાષા, અને ગુજરાતી ભાષા એ વંશવેલો છે, અને તે મત વાસ્તવિક લાગે છે. કારણ કે શ્રીકૃષ્ણ યાદવોને લઇને શૂરસેનોની વ્રજભૂમિ છોડી દ્વારકા આવ્યા, તે સાથે ભાષા પણ લાવેલા જ. સદ્દગત ગુજરાતી પંડિત ડા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ પણ ગુજરાતીને શૌરસેનીનો અપર અવતાર માનતા. (જુઓ તેમનો ૧૮૯૦ માં ઓસ્ટ્રિયામાં મળેલી પ્રાચ્ય પરિષદમાં વાંચેલો નિબંધ) આ ભાષાઓનો સંબંધ સૂચવનાર અવશેષો હજી પછી વિભક્તિમાં સચવાયલા મળી આવે છે. ગુજરાતી ભાષામાં છઠી વિભક્તિનો જે પ્રત્યય નો, ની, નું, ના છે, તે પહેલા ચો વગેરે હતા, અને તે પહેલા અરૂ, અથવા રો, રી વગેરે હતા. હજી બંગાલીમાં છઠ્ઠીનો પ્રત્યય રો, રી વગેરે છે. મહારાષ્ટ્રીમાં ચા વગેરે ચાલુ છે. ગુજરાતીએ નરસિંહ મહેતા અને ભાલણ પછી 'નો' વગેરે (કારક) વિભક્તિ પ્રત્યયો લીધા છે. આ વાર્તાના નામમાં "અમરેશરી" શબ્દ વાપર્યો છે તેમાં રી પ્રત્યય ની ને સ્થાને છે. આ નામનો અર્થ "અમરસિંહજીની કટારી" એવો થાય છે. પ્રાચીન દુહાના પહેલા ચરણ ઉપરથી વાર્તાનું નામ રાખ્યું છે, માટે "અમરેશરી કટારી" એવું નામ મૂક્યું છે. મહાવરાથી મારવાડી ભાષા સમજવા અડચણ નહિ આવે, તે માટે અમે વાર્તામાં સંવાદોમાં રાજપૂત પાત્રોના મોંઢામાં તેઓ બોલતા અને હજી પણ બોલે છે એવી જ ભાષા રાખી છે.

સંપાદક ગુજરાતી. ]

તેમણે કુંવર અમરસિંહજીને ઈ. સ. ૧૬૩૪ માં દેશવટો* આપ્યો હતો. જ્યારે તેઓ સવારમાં જાગ્રત થયા ત્યારે વરદી મળી કે, મહારાજા સાહેબ તરફથી તેમને દેશવટો આપવામાં આવ્યો છે; તેથી તેઓ દાતણ કરી, નાહી, પોતાના નિત્ય નિયમથી પરવારી, ત્વરિત પોતાના માટે મોકલવામાં આવેલો કાળો પોશાક ધારણ કર્યો, અને નીચે આવી પોતાના માટે મોકલવામાં આવેલા કાળા ઘોડા ઉપર આરૂઢ થઈ, પોતાની સાથે કોઈ પણ માણસને ન લેતાં એકલા જ ચાલી નિકળ્યા. તેઓ તે જ ઘોડા અને તે જ પોશાકમાં જોધપુરથી નિકળી પરભાર્યા દિલ્હીશ્વર શાહાનશાહ શાહજહાનના દરબારમાં ગયા. તેઓ પોતાના પિતાના નામથી પ્રખ્યાત જ હતા, તેથી દિલ્હીશ્વરે તેમને દરબારમાં બોલાવી ૩૦૦૦ ઘોડેસ્વારની સરદારી આપી અને તે ઉપરાંત નાગોરનો કિલ્લો જાગીરમાં આપ્યો અને "રાવ"નો ઇલ્કાબ આપવામાં આવ્યો. આવી રીતે માન મેળવી નાગોરના રાવ અમરસિંહ બાદશાહ શાહજહાનના દરબારમાં રહેવા લાગ્યા. તેઓ બાદશાહની સેવામાં તેના તાબેદાર ખંડિયા રાજા તરીકે રહેતા હતા, તો પણ હમેશાં પોતાના સ્વભાવને અનુસરી સ્વતંત્ર રીતનું વર્તન રાખતા હતા. પોતાના સ્વભાવને વશ થઈ તેઓ કોઈ કોઇ વખતે ખુદ્દ બાદશાહનું પણ અપમાન કરી બેસતા હતા. તેમને ક્ષાત્રવટનું અત્યંત અભિમાન હતું, તેથી બાદશાહ ક્ષત્રિયોની હલકાશ થાય તેવો કંઈ પણ વાદવિવાદ કરતો, તો પછી આપણી વાર્તાના નાયક રાવ અમરસિંહ તેને મુંખ તોડ જવાબ તુરત જ આપતા હતા. આનું પરિણામ એ આવ્યું કે, રાવ અમરસિંહ બાદશાહની ઇતરાજીનો ભોગ થઇ પડ્યા હતા. જો કે આનુ પરિણામ શું આવ્યું તે જાણવા વાંચકો ઉત્સુક રહે એ સ્વાભાવિક છે, પરંતુ ઉતાવળ ન કરતાં એક એક પ્રકરણ વાંચવાથી રાવ અમરસિંહને માટે અને ખુદ્દ બાદશાહના માટે શું પરિણામ આવ્યું તે પણ આખર જણાશે.

---

* ક્ષત્રિયોમાં એવો વહીવટ છે કે જેને "દેશવટો" આપવામાં આવે, તેના માટે તેના મુકામ ઉપર દેશવટો આપનાર તરફથી કાળો ઘોડો અને કાળાં કપડાં મોકલવામાં આવે છે. દેશવટાના માટે કંઈ હુકમ લખીને આપવામાં આવતો નથી કે કોઇની મારફત મોઢેથી પણ સંભળાવવામાં આવતો નથી. પરંતુ કાળો ઘોડો અને કાળાં કપડાં ઉપરથી જ જેને દેશવટો આપવામાં આવે છે તે માણસ પોતાને દેશવટો આપવામાં આવ્યાનું સમજી મોકલવામાં આવેલાં કપડાં પહેરી, ઘોડા ઉપર બેસી ચાલતો થાય છે; તે દેશમાં રહેતો નથી.

## પ્રકરણ બીજું

### પીંજારા સલાબતની બ્હેન

દોહા:-વિષયિ જન ફસી વિષયમાં, કરે ન રંચ વિચાર;
પસ્તાતા પૂરા પછી, જ્યારે બને ખુવાર.

**આ**પણી આ વાર્તાનો સમય ઇ. સ. ૧૬૩૪ પછીનો છે. તે અરસામાં દિલ્હીના પ્રભાવશાળી સિંહાસનને શાહાનશાહ શાહજહાઁન શોભાવતો હતો. મુસલમાન બાદશાહોના તે સમયમાં ઘણા દુર્ગુણો પૈકી એક એવો પણ દુર્ગુણ હતો કે, તેઓ કોઇ પણ સ્વરૂપવતી સુંદરી ઉપર મોહિત થતા, તો પછી તેની રાજીખુશી અથવા છેવટ જબરદસ્તીથી પણ તેવી સુંદરીને પોતાના જનાનામાં લાવી પડદાયત, રખાયત અથવા નિક્કા પડાવી હૂરમ બનાવી દેતા હતા, અને આવી રીતે ગમે તે કોમની, ગમે તેટલી સ્ત્રીઓને જનાનામાં દાખલ કરી મોજ શોખ કરતા હતા. અર્થાત્ કે તેઓ જેટલા દરજ્જે રાજકુશળ હતા તેટલા જ દરજ્જે 'કામકુશળ' પણ હતા. આ તેમની કામકુશળતાનું પરિણામ એ આવતું કે, તેમની આવી હૂરમો તથા રખાયતોના સગાઓ રાજ્યમાં અત્યાચાર કરતા હતા, અને ખાન ઉમરાવો ઉપર પણ પોતાની સત્તા જમાવતા હતા.

આપણી આ વાર્તા પણ તેવા જ એક પ્રસંગ ઉપરથી ઉદ્ભવ થવા પામી છે. બાદશાહ શાહજહાઁનની સવારી એક દિવસ નગરમાં ફરવા નિકળી હતી, અને તે ફરતાં ફરતાં એક ગલીમાં આવી કે જે ગલીના મુખ્ય રસ્તા ઉપર એક પીંજારાનું ઘર હતું. આ ઘરમાંની એક છોકરી ઇન્દ્રની અપ્સરાને લજ્જિત કરતી હતી, કામદેવની સ્ત્રી રતિને પણ શરમાવી નાંખતી હતી. તે છોકરી બાદશાહની સવારી જોવા સારૂ પોતાના ઘરના મેડાની બારીએ આવી ઉભી રહી. બાદશાહની સવારી ઘર આગળ આવી, અને બાદશાહની દૃષ્ટિ બારી ઉપર પડી અને બારીમાં ઉભેલી પીંજારાની છોકરીને તેણે જોઈ. જોતાંની સાથે જ બાદશાહના મગજ ઉપર વિજળીની માફક અસર થઈ. તેને અસારે એમ જ ભાન થયું કે, 'આ તે મેં કોઈ અપ્સરા જોઈ, કે કોઈ નાગકન્યા જોઈ કે કોઈ દેવકન્યા જોઈ!!! શું આ ભૂમિ ઉપરની સ્ત્રી છે?' આમ વિચારમાં ને વિચારમાં સવારી આગળ નિકળી ગઈ અને રાજમહેલમાં પણ પહોંચી ગઈ. બાદશાહ મહેલમાં આવ્યો, પરંતુ તેનું હૃદય તો પેલી પીંજારાની છોકરીના પાસે જ રહ્યું હતું. બાદશાહ વિષયાંધ બની ગયો અને તેને પોતાનું રાજકાજ કરવાનું કે પોતાના સરદારો સાથે બેસવાનું પણ પસંદ પડવા લાગ્યું નહીં. તેની દશા તો એવી થઈ કે:

દોહા:–મો મન લગ્ગાં તો મનાં, તો મન મો મન લગ્ગ;
લુણ વળગ્ગાં પાણીયે, પાણીય લુણ વળગ્ગ.

બાદશાહ શાહજહૉન માત્ર તે પીંજારાની છોકરીના સ્વરૂપનું જ રાત્રિ દિવસ વર્ણન કરવા લાગ્યો. તેને તેની અનેક સ્વરૂપવાળી હૂરમો પણ રાક્ષસીસમાન કુરૂપી દેખાવા લાગી. તે તો માત્ર પીંજારાની છોકરીના જ ગુણ ગાવા લાગ્યો અને તેના જ નામની માળા ફેરવવા લાગ્યો. બાદશાહની આવી દશા થઇ ત્યારે તેના દરબારીઓને બાદશાહની આ દશા જોઇ ચિન્તા થવા લાગી. બાદશાહની આ દશા શા કારણથી થઇ તે કારણ જાણવાની ઉત્કંઠા સરદારોને થઇ આવી. તેમણે બાદશાહના એક હજુરીઆની મારફત કારણ જાણ્યું. તપાસ કરાવતાં માલુમ પડ્યું કે જે છોકરી ઉપર બાદશાહ આશક થયેલ છે, તે પીંજારાની છોકરી, સલાબત નામના તેના ભાઇના હવાલામાં છે. તેમણે પીંજારા સલાબતને બોલાવ્યો અને તેની બહેનને લાવી બાદશાહની પડદાયત બનાવી રાખવી, એવો દરબારીઓએ નિશ્ચય કર્યો. સલાબત પણ કંઇ મૂર્ખ ન હોતો કે જે આ અનાયાસ પ્રાપ્ત થયેલો સમય ચૂકે. તેણે પણ તુરત જ બાદશાહની માગણીનો સ્વીકાર કર્યો, અને તેની બહેનને બાદશાહના જનાનખાનામાં મોકલી. બાદશાહે પણ આ સલાબતની બહેનને પોતાની પડદાયત બનાવી રાખી. જ્યારે બાદશાહે તેને જોઇ હતી ત્યારે તેની જે દશા થઇ તે તો આપણે ઉપર વર્ણન કરી ચુકયા જ છીએ. પણ જ્યારે પ્રત્યક્ષ તે તેના કબજામાં આવી એટલે તો:

નિરખિ નવોઢા નારીકો, શાહ ભયો અતિ લીન;
જૈસે અંબુજમેં અલી, રહત સદા તલ્લીન.

બાદશાહ તો ચોવીસે કલાક પોતાની નવીન પ્રિયતમાના મોહપાશમાં બંધાઇ, તેની પાસે જ રહેવા લાગ્યો. તેણે તો રાજનાં જરૂરી કામમાંથી પણ પોતાનું મન બંધ કર્યું; રાજકાજ પણ મંત્રીઓની માર્ફત જ ચાલવા લાગ્યું. તેમ થાય એ સ્વાભાવિક જ હતું, કારણ કે બાદશાહને અનેક હૂરમો હતી, તેમ રખાયતોનો પણ પાર નહોતો, પરંતુ તે તમામના કરતાં આ સલાબતની બહેન એટલી સ્વરૂપવતી હતી કે, તેના સ્વરૂપનું વર્ણન કરતાં કોઈ વિદ્વાન્ કવિની લેખિની પણ ચાલી શકે નહીં.*

---

* દોહા:–અંબુજ મુખ અંબુજ નયન, અંબુજ કૂચ કઠોર;
ગ્રીવા શંખ શી શોભતી, કામી જન મન ચોર. ૧
દંત સુદાડિમ કી કલી, મીસ્સિ લિક્ષ લગાય;
મનો કમલમેં લગ રહી, પંક્તિ અલીકી આય. ૨

આવી રીતે બાદશાહની પણ પોતાની નવોઢા પ્રિયતમામાં જ્યારે બરાબર—એટલે જેમ ચંદ્રમાં ચકોર, જળમાં મીન અને કમળમાં ભ્રમર લુબ્ધ થઇ પોતાનું ભાન ભૂલી જાય છે તેમ—દશા થઇ, અને જ્યારે બાદશાહને પોતાના પ્રેમમાં લીન થયલો જોયો એટલે પોતાના ભાઇ સલાબતને ન્યાલ કરવા સારૂ તે ચતુર પીંજારાની છોકરીએ પોતાની પ્રેમરૂપી જાળ વિશેષ રીતે પ્રસારવા માંડી.

છેવટ બાદશાહની પાસે તેણે માગણી કરી કે, "ખુદાવિંદ દીન દિલ્હી-કે વાલદ! પરવર દિગાર! મેરે પર ખુદાવિંદકી બરાબર મહેરબાની હૈ, લેકિન મેરે ભાઇ સલાબતખાનકે પર ખુદાવિંદકી કુછ નિગાહ નહીં હુઇ, તો ખુદાવિંદ ઇસકે બાસ્તેભી કુછ ઇન્તજામ હોના ચાહિયે."

બાદશાહ તો આ છોકરીની પાસે આંધળો જ—પ્રેમાંધ—બની ગયો હતો. અને તે પોતાની પ્રિયતમાને ખુશ રાખવા તમામ પ્રકારની વ્યવસ્થા રાખતો હતો. તેણે પોતાની પ્રિયતમાને ખુશ કરવા કહ્યું કે, "અય નાજનીન, ઇસ તરહસેં નારાજ હોનેકા ક્યા કારણ હૈ? મૈં તુમારે ભાઇકે બાસ્તે નોકરીકે બિચારમેં હી થા, ઔર જબ તુમારીભી તુમારે ભાઇકે લિયે અરજ હૈ, તો મૈં કલ તુમારે ભાઇકો કચહરી કરકે, બડા 'નકીબ' બનાઉંગા. ઔર બડે બડે ખાન ઉમરાવભી ઇસહીકી મહેર-બાનીસેં મેરેકો મીલ શકેંગે." આવી રીતે પોતાના ભાઇના માટે ખુદ બાદશાહની આજ્ઞા થવાથી તે પીંજારાની છોકરીને કેટલો આનંદ થયો હશે, તેનો વિચાર વાંચકોએ જ કરી લેવો.

તે જ દિવસે સાંજરે બાદશાહે આ પીંજારાની છોકરી સાથે, કાજીને બોલાવીને કુરાને શરીફના ફરમાનોને અનુસરીને નિક્કા કર્યા, અને **"બાદશાહનો સાળો પીંજારો"** એ કહેવત ચલાવી, જે અત્યારે પણ વાર્તાકારો પોતાની વાર્તામાં પ્રસંગોપાત્ત કહે છે, અને લોક કહેતી તરીકે પ્રસિદ્ધ થઇ પડી. અર્થાત્ બાદશાહે પીંજારાની છોકરી સાથે નિક્કા કરી તેને હરમ બનાવી દીધી.

---

ભાલ સુ ભવ્ય વિશાલ હૈ, મનો ચંદકી રેખ;
કારે અંધકારે સુ કચ, નાગ લજિત કર લેખ. ૩
નાભી સુ કુણ્ડ વિશાલ હૈ, જંઘ રંભાકે થંભ;
પુહુમી દેખી પરી સમાં, ભરી કામકે દંભ. ૪
કામ કલામેં પ્રવિન અતિ, ગતિ ગજ મંદ વિચાર;
સબ શાહનકો શાહ લખિ, ભૌ મતિમંદ ગઁવાર. ૫
શાહકે નૈન ચકોર ભે, નીરખિ પ્યારિ મુખ ચંદ;
સકલ સુખ મુખ ચંદમેં, રાજકાજ સુખ મંદ. ૬

બાદશાહે બીજા દિવસે સવારમાં દરબાર ભરવાનું ફરમાવ્યું, અને તમામ ખાન ઉમરાવોને અને શેઠ શાહુકારોને કચેરીમાં આમંત્ર્યા. દરબાર થયો ત્યારે બાદશાહને વરદી પહોંચાડવામાં આવી અને બાદશાહ દરબારમાં આવ્યો. આવીને તેણે બીજી કંઇ પણ વાતચિત કર્યા શિવાય આવતાની સાથે જ ફરમાવ્યું કે, "આજકા દરબાર ઇસ લિયે કિયા ગયા હૈકી, મેરા સાલા સલાબતખાનકો મેં બડા "નકીબ" બનાતાહું. સબી ખાન ઉમરાવોંકો ચાહિએકી, ઇનકો અપના હમારે તરફ હોનેવાલા સબ કામકાજ ઇનકે મારફત કરવાયા જાય; અગર ઇસમેં કીસિકે તરફસેં કુછ હરકત લિયા જાયગા તો મેરી ખફ્ગીકા ભોગ હોના પડેગા," આમ કહી બાદશાહે તુરત જ દરબાર બરખાસ્ત કરવાની આજ્ઞા ફરમાવી. તેનું શરીર દરબારમાં હતું પણ મન તો પોતાની નવી હૂરમ પાસે જ ભ્રમણ કરી રહ્યું હતું, તેથી પોતે ઘણો વખત દરબારમાં રોકાઇ શકે તે અસમ્ભવિત જ હતું.

બાદશાહ દરબાર બરખાસ્ત કરી જનાનખાનામાં ગયો એટલે સહુ ખાન ઉમરાવો પણ પોતપોતાના મુકામે જવા ચાલ્યા. રસ્તામાં બાદશાહે એક પીંજારાને "નકીબ" બનાવ્યો તે સંબંધી વાતો થવા લાગી. સહુ કોઇ બાદશાહના આ વર્તનથી નારાજ થયા હતા, એમ એક બીજા સાથેની વાતોચત ઉપરથી જણાયું. તેમાં તેમનો કંઇ જ ઉપાય ન હોતો, કારણ તેઓ તેમની સ્વતંત્રતા ગુમાવી બેઠા હતા. બાદશાહના ગેરવ્યાજબી કૃત્ય કે હુકમને તાબે થયા શિવાય અન્ય ઉપાય જ નથી, એમ માની તેઓ મૌન રહ્યા. બાદશાહતોમાં ખાન ઉમરાવોની આવી, દયાજનક સ્થિતિ ભોગવવા કરતાં એક સાધારણ માણસ તરીકે સુખી રહેવું તે શું ખોટું!!!

---

## પ્રકરણ ત્રીજું

### 'નકીબ' સલાબતખાન

દોહા:—નીચ મેળવી મહત્પદ, જરૂરથી ફાટી જાય;
તુચ્છ તળાવોમાં કદી, જળ નહિ અધિક સમાય.

આપણને ખાન ઉમરાવોની સ્થિતિનું દિગ્દર્શન કરવાની જરૂર જણાય છે. આ સ્થળે તેમની સ્થિતિનું દિગ્દર્શન જો કરાવવામાં આવે તો તે અસ્થાને નહીંજ ગણાય. મહારાજા અમરસિંહજી પણ ઉમરાવો પૈકીના એક હતા, અને તેમના સંબંધની આ વાર્તા હોવાથી ઉમરાવો અને સાથે સાથે ખાનોની સ્થિતિનું પણ સાધારણ વર્ણન કરવાનું ઉચિત ધાર્યું છે.

બાદશાહતમાં મુસલમાન નબ્વાબોને "ખાન"ની સંજ્ઞાથી અને હિન્દુ રાજાઓને "રાવ" અને "ઉમરાવ"ની સંજ્ઞાથી ઓળખવામાં આવતા હતા. બાદશાહના દરબારમાં આવા તમામ ખાન અને ઉમરાવોને રેશમનાં લટકતાં ફુદ્દાં પકડી ઉભા રહેવું પડતું હતું; માત્ર જેમને ખાસ કૃપાથી બેઠકનું માન મળતું હતું, તેઓ જ બેસી શકતા હતા. વળી આ બાદશાહતમાં સીતેર ખાન અને બહોતેર ઉમરાવોની ગણુતી હતી.* તેઓ બાદશાહતની ઢાલ અને સ્તંભ–રૂપ મનાતા હતા. આવા તમામ ખાન ઉમરાવોને બાદશાહની નિયમિત નોકરી કરવી પડતી હતી, અને તેઓને પોતાની નોકરીની મુદ્દત દરમ્યાન તેમને પોતાનું ખર્ચ ભોગવવું પડતું હતું. આ મુદ્દત દરમ્યાન તેમનાં રાજ્યો, તેમના મંત્રીઓ અથવા તેમના કુટુંબીઓના હવાલે રહેતાં હતાં. કોઇ પણ ખાન કે ઉમરાવને પોતાની નોકરીના સમય દરમ્યાન બાદશાહ તરફથી બહારની નોકરી સોંપવામાં આવતી, તો તેમની અવેજીમાં તેમના તરફથી તેમના કુટુંબનાં કોઇ માણસને નોકરી ઉપર નિયત કરવા પડતા હતા; અર્થાત્ તેવા સમયમાં તેમની પાસેથી બેવડી નોકરી લેવામાં આવતી હતી. વળી નોકરી શિવાયના ખાન ઉમરાવને પણ જ્યારે બાદશાહને યોગ્ય લાગે ત્યારે નોકરી બતાવવામાં આવતી હતી. આવા ખાન ઉમરાવો ઉપર બાદશાહનો ભરોસો પણ પૂર્ણ હતો; તે એટલા ઉપરથી દેખાય છે કે ખાનો તો બાદશાહની જાતનાં તેથી તેમને તો સુબાગીરી આપવામાં આવે, પણ ઉમરાવો–હિન્દુ–ને પણ સુબાગીરીઓ આપવામાં આવતી હતી. આ પ્રમાણે હોવાથી સાધારણતઃ બાદશાહતમાં એક એવા પ્રકારનું અંધેર પણ હતું કે કોઇ ખાન–ઉમરાવના મરણ બાદ તેની વારસાઈ મેળવવામાં ખાસ કરીને આવા સુબા સાહેબોની મરજીને જ અગત્યતા આપવામાં આવતી હતી. જેના તરફથી સુબા સાહેબોના ચરણે સારી ભેટ પહોંચતી, તેઓ જ આવી પસંદગીમાં ઉત્તીર્ણ થઈ શકતા હતા. સુબા સાહેબની કોઇ ખાન–ઉમરાવ ઉપર ઇતરાજી થતી હતી તો તેમને પદચ્યુત કરવામાં

---

* એક વખતે શાહજહાંને પોતાના દરબારમાં પૂછ્યું કે, "બાદશાહતમાં ખાનો કરતાં ઉમરાવોની સંખ્યા બેની વધારે કેમ જણાય છે?"

તેનો જવાબ અંતર્વેદ જીલ્લાના સુબા મીર ખાનજહાને એવો આપ્યો કે "ગરિબ પરવર, હિન્દુઓ મુસલમાનો કરતાં બે કામ જ્યાદા કરી શકે છે અને તેથી તેમની સંખ્યા બેની વધારેની રાખવામાં આવી છે અને તે બે કામ એ કે, તેમનું ધડ શિર કપાયા બાદ લડે છે, અને તેમની સ્ત્રીઓ સતીઓ થાય છે."

પણ નજીવાં કારણો બતાવી સુબા સાહેબો આંચકો ખાતા નહોતા. સુબા સાહેબની મહેરબાની મેળવનાર ખાન, ઉમરાવ પોતાની પ્રજા ઉપર ગમેતેવો જુલમ ગુજારે તો પણ તેમનું નામ કોઈ લઈ શકતું નહોતું; પછી ભલે તેઓ પ્રજાનાં ઘરબાર લૂંટે, ઇજ્જત લૂંટે કે કોઇનાં માણસ મારે; તેમને પુછે તેમને પરમાત્મા પૂછે—એવો તેમનો હિસાબ અને ન્યાય હતો. તેથી તમામ ખાન, ઉમરાવો, સુબા સાહેબોને પોતાના ઇષ્ટ દેવ સમાન માનતા હતા. તેમના માટે અનેક પ્રકારની સામગ્રીઓ મોકલવામાં આવતી હતી. તેમનો મુકામ પોતાના રાજમાં થાય ત્યારે તમામ પ્રકારનું ખર્ચ તેઓ ભોગવતા હતા, અને જતી વખતે ઉત્કટ રાજ્યના પ્રમાણમાં સુબા સાહેબોનાં ચરણોમાં ભેટો મુકવામાં આવતી હતી. આ ઉપરાંત ખાન, ઉમરાવોને બાદશાહના "નકીબો"ની પણ મહેરબાની મેળવવી પડતી હતી, જેથી તેમનો કંઈ ગુન્હો હોય તો છેક બાદશાહ સૂધી પહોંચે નહીં.

આપણા આ પ્રકરણના નાયક પીંજારાજાદા સલાબતખાનને જ્યારે બાદશાહના ફરમાનથી સીતેર ખાન અને બહોતેર ઉમરાવો ઉપર સત્તા પ્રાપ્ત થઈ એટલે "ઓછું પાત્ર ને અધિકું ભણ્યો, વઢકણી વહુએ દિકરો જણ્યો" એ ન્યાય અનુસાર, મૂળ જાતના હતા પીંજારા અને પછી બાદશાહના સાળા બન્યા, અને પોતાની બહેનના પ્રતાપે બાદશાહની મહેરબાની મેળવી "નકીબ" બનવા ભાગ્યશાળી બન્યા, તેથી "મર્કટ ને વળી મદિરા પીયે, અખા એથી સહુ કો બીગે" એમ થયું. આ સાહેબ તો ફાટવા લાગ્યા, કારણ કે શ્રીમાન્ તુલસીદાસજીએ કહ્યું છે કે "અસ કોઉ જનમેઉ જગમાહિં, પ્રભુતા પાઈ જાહિ મદ નાહિં" એને અનુસરી મહાન્ જ્ઞાની મુનિઓને પણ જ્યારે અભિમાન થયું છે, ત્યારે પછી સલાબતખાન જેવા એક તુચ્છ પીંજારાને આટલી બધી મોટાઈ મળવાથી અભિમાન થાય તેમાં શી નવાઈ? તેઓ તો એટલા બધા મસ્ત બની ગયા કે, પોતાના કાર્ય પ્રસંગે ખાન ઉમરાવોને પોતાના મુકામ ઉપર આવવાનું ફરમાવવા લાગ્યા. ખાન ઉમરાવો પણ તેમના મુકામ ઉપર વિનંતિઓ કરવા લાગ્યા. હજારો અને લાખો રૂપિયાની રૂસ્વતો પણ આપવા લાગ્યા. આવી રીતે લગભગ તમામ ખાનો અને ઉમરાવો સલાબતખાનને તાબે થયા; તેનો માન મર્તબો સાચવવા લાગ્યા. પરંતુ આપણી વાર્તાના નાયક નાગોરાધીશ રાઠોડ મહારાજા અમરસિંહજી તેને પીંજારો માની સલામ સરખી પણ કરતા નહોતા. બલ્કે કોઇ વખતે તેની મુલાકાતે પણ જતા નહોતા. આથી સલાબતખાન મહારાજા અમરસિંહજી ઉપર દુશ્મનાવટ રાખવા લાગ્યો. પ્રસંગોપાત્ત બાદશાહના પણ

કાન ભંભેરતો હતો. મહાન્ કવિ સદ્ગત ગંગજી—ગંગાપ્રસાદજી—ના "નકી નહીં હોત કહું નીચકો બઢાયેસેં" એ શબ્દોના પરિણામનો સ્વાદ ચાખવાનો શાહજહાંનના માટે પ્રસંગ ઉભો થયો, તેનાં બી તેણે પોતે સલાબતને "નકીબ" બનાવી રોપ્યાં, અને જેનાં કડવાં ફળો ચાખવાને માટે ખુદ બાદશાહ તથા સલાબત ભાગ્યવાન્ બન્યા!!!

## પ્રકરણ ચોથું

### લગ્ન માટે રજા

દોહાઃ—સાંઈ તોસોં બીનતી, યે હુઈ ભેળા રક્ખ;
જીવ રખૈ તૌ લાજ રખ, લજ બીન જિવ ન રક્ખ.

અમરસિંહજી સ્વભાવે મળતાવડા—શાંત પણ દુશ્મનો પ્રત્યે અત્યંત ક્રોધિત હતા. પ્રસંગ પડે કાળના સમાન બની જતા હતા. પ્રત્યક્ષ વીરરસની મૂર્તિનું ભાન કરાવતા હતા. તેમનાં મનમાં ક્ષાત્રવટનું અને પોતાના રાઠોડ વંશનું પૂર્ણ અભિમાન હતું. તેથી સલાબત જેવા એક પીંજારા ઉપર તેમનો સાધારણતઃ તિરસ્કાર હતો. કેટલોક સમય તો શાંતતાપૂર્વક ચાલ્યું, પરંતુ આખરે તેમને એક મહાન સંકટ આવી પડ્યું.

મહારાજા અમરસિંહજી જ્યારે આગરા—દિલ્હી દરબાર—માં હતા, ત્યારે બુંદી મહારાજા હાડા વંશાવતંસ મહારાવ છત્રસાલે પોતાની કુંવરીનાં લગ્ન અમરસિંહજી સાથે કરવા સારૂ નિશ્ચિત કરી હાથેવાળે પરણવા આવવા સારૂ વિનંતિ કરી, લગ્નપત્રિકા આગરા મોકલાવી. અમરસિંહને આ પત્રિકા મળવાથી મનમાં ભારી ચિંતા થઇ આવી. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "રજવાડોંરો હલળો કામકાજ વો પીંજારો સલાબત કરેહૈ, અર મોરે સલાબતસું આછી નહીં હૈ, જીણસું રજા લેવણમેં મોંને ઝાઝો કષ્ટ વ્હેશી. પરંતુ લગ્નરા બારતે ગયા બીણ ચાલે કોય નહીં. ખેર જો હોયસો હોય. મેં જાયને ખુદ બાદશાહસોં અરજ કરશોં, અર મોરી રજારા બારતે બંદોબસ્ત કર લેશોં; પરંતુ વો પીંજારાને તો જાયને કહણે કોય નહ."

આમ વિચાર કરી તેઓ સલાબતની દરમ્યાનગીરી શિવાય બાદશાહને જઇને મળ્યા, બુંદીમાં પોતાનું લગ્ન હોવાથી જવાનું જણાવી રજાની માગણી કરી. બાદશાહે અમરસિંહજીની હકિકત સાંભળી કંઇક મન સાથે વિચાર કરી કહ્યું કે, "તુમારી રજાકે બારતે તુમ જાકે સલાબતકો મિલો, વો તુમારી અરજ હમકો પેશ કરેગા, ફીર દેખા જાયગા."

અમરસિંહજીએ બાદશાહનું કહેવું સાંભળી જવાબ આપ્યો કે, "ખુદાવિંદકો માલુમ હે કી મેરે ઔર સલાબતકો અચ્છી નહિં હૈ,

ઔર વો મેરે તરફ અદાવતભી રખતા હૈ, ઇસકે લિયે ઇસકે પાસ મેં નહીં જાઉંગા. ખુદાવિંદ ખુદ મેરી રજા કે લિયે ઇન્તજામ ફરમાવેં."

બાદશાહે પોતાના સાળાનું અપમાન થતું જાણી કહ્યું કે, 'હમારેસેં ઇસ તરહ તુમારી રજા કે લિયે ઇન્તજામ નહીં હો સકતા હૈ. તુમકો જાકેં સલાબતખાનકો મિલનાહી પડેગા, ઔર ફીર રજા કે લિયે ઇન્તજામ કીયા જાયગા."

અમરસિંહે સામો જવાબ આપતાં જણાવ્યું કે, 'ખુદાવિંદ, અગર આપસેં રજાકા ઇન્તજામ નહિં હો સકેગા તો મેં મેરે આપસેં કર લુંગા, ઔર આજ સામકો યહાંસેં જાઉંગા."

બાદશાહ અમરસિંહજીના કહેવાનો ભાવાર્થ સમજી શકયો નહીં, તેથી તેણે પૂછ્યું કે "તુમ તુમારે આપસે રજાકા ઇન્તજામ કિસ તરહ કર સકતે હો ?"

"મેરે રજાકી કુછ જરૂરત નહિ હૈ, ખુદ ખુદાવિંદકો અરજ કી હૈ ઔર આજ સામકો યહાંસેં બુંદીકી રાહ લી જાયગી, ફીરસેં દેખા જાયગા."

કપાળમાં વાગે તેવાં અમરસિંહજીનાં વચનો સાંભળી બાદશાહ મન સાથે વિચાર કરવા લાગ્યો કે, એક તો અમરસિંહ ઉદ્ધત છે, વળી બુંદીવાળાઓથી સગપણના સંબંધથી જોડાશે, તેથી બુંદી તેના પક્ષે રહેશે. જોધપુર પણ તેના પક્ષમાં રહેશે. આવી રીતે આ ત્રણ રાજ્યો એક થાય અને બીજા પણ રાજપૂતો તેમના પક્ષમાં ભળવાનો સંભવ છે. તેથી ભવિષ્યમાં બાદશાહતને પણ ધક્કો લાગવા સરખું થાય, માટે અત્યારે તો રજા આપવી અને આગળ ઉપર જોઇ લેવાશે. આમ વિચાર કરી કહેવા લાગ્યો કે "જબ તુમકો સાદી કરનેમેં કિતની રજાકી જરૂરત હૈ ?"

"ખુદાવિંદ, મેરેકો કમમેં કમ એક માસકી રજાકી જરૂરત હૈ."

"તુમ ઇતની રજાકો કયા કરોગે ? યહાંસેં બુંદી જાકેં સાદી કરકે તુમારી રાનીકો લેકરકે યહાં ચલે આઓ; ઇસમેં મહીને ભરકી લંબી રજા નહિં મીલ સકતી હૈ. અગર જો તુમકો રજાકી જરૂરત હૈ તો સિર્ફ સાત રોજકી રજા મીલેગી."

અમરસિંહે જાણ્યું કે નકામો કલેશ કરવા કરતાં બુંદી જઇ તુરત પાછા ફરવામાં સાત દિવસ પણ ઠીકજ છે. આ બાદશાહ, જેણે એક વખત સાત દિવસ કહ્યા છે તે હવે વધારે રજા આપશે પણ નહિં, એથી એમણે બાદશાહને કહ્યું કે—"જૈસી ખુદાવિંદકી મરજી."

આમ કહી પોતે રજા માગી વિદાય થયા અને ચાલ્યા એટલે પુનઃ બાદશાહે તેમને બોલાવ્યા અને કહ્યું કે "અમરસિંહ, દેખો તુમકો

મેં સાત રોજકી રજા દેતા હું, ઉસકે ઉપર એક રોજભી જ્યાદા હોગા તો બાદશાહી ફરમાનકે મુવાફિક હરજ્યાદા રોજકે લિયે એક* એક લાખ રૂપયા જુર્માના લીયા જાયગા."

"હુઝુર મેં શાહી ફરમાનકો જાનતા હું ઔર મેરેકો સાત રોજકે ઉપર કોઇ ઔર મુદ્દત હોગા તો મેરા જુર્માના હોગા યે મેરેકો દેના હોગા, યહ બાતસેંભી મેં બરાબર વાકિફહું."

"જાવ જાઓ, લેકિન શાહી ફર્માનકો બરાબર યાદ રખના."

બાદશાહનો હુકમ થવાથી અમરસિંહજી પોતાના મુકામ ઉપર આવ્યા.

× × × ×

**આ**પણે આ સ્થળે બુંદીના મહારાવની પણ ઓળખ કરવાની જરૂર છે.

દિલ્હીના છેલ્લા હિન્દુ બાદશાહ મહાન્ પ્રતાપી પૃથ્વીરાજ ચોહાણના વંશના આ બુંદીના રાજાઓ—ચહુઆણ—છે અને ચહુવાણોની અનેક ચોત્રીસ—શાખાઓ પૈકી આ બુંદીના રાજાઓ હાડા શાખાના છે. આ "હાડા" શાખાને માટે એવી વાર્તા ચાલે છે કે રાવ "ઇસ્તપાલ" ઇ. સ. ૧૦૨૫ માં સખ્ત ઘવાયો. તેનાં હાડકાં તમામ જુદાં થઇ ગયાં હતાં, તેથી તેની કુળદેવીએ આવી, હાડકાં ભેગાં કરી, અમૃત છાંટી તેને બરાબર સાવચેત કર્યો. તેથી તેના વંશજો "હાડા" નામથી ઓળખાયા. રાવ છત્રશાલજી પણ તે જ વંશમાં ઉત્પન્ન થયા હતા. તેઓ દિલ્હીની બાદશાહતમાં સારો હોદ્દો ધરાવતા હતા. બાદશાહ શાહજહાઁન તેમને એક દિલ્હીના સાચા ખેરખાં અને સપેહ—સાલાર માનતો હતો. તેઓ બાદશાહની આજ્ઞાથી વડા શાહજાદા "દારા"ના લશ્કરની આગેવાની લઇ ઓરંગઝેબ સામે લડવા ગયા હતા. ધોળપુરની લડાઇમાં ઇ. સ. ૧૬૫૮ માં તેઓ તથા તેમના કુંવર ભરતસિંહ લડતાં મરણ પામ્યા હતા. ત્યાર બાદ તેમના કુંવર રાવ છત્રશાલજી ઇ. સ. ૧૬૫૮ માં બુંદીના ગાદીપતિ થયા.†

---

* બાદશાહી ફર્માન એવું હતું કે, વારાવાળો સરદાર પોતાની રજાની મુદત દરમ્યાન ગેરહાજર રહે તો પછી તે જેટલા દિવસ ગેરહાજર રહે, તે દરેક દિવસના એક લાખ રૂપિયા દંડ લેવાનો સખ્ત હુકમ હતો. તેથી રજાના દિવસો ઉપરાંત એક દિવસ પણ વધુ રોકાવા કોઇની પણ હિમ્મત ચાલી શકતી ન હોતી. તે જ બાદશાહી ફર્માનનું અત્યારે બાદશાહે અમરસિંહજીને સ્મરણ કરાવ્યું.

† રાવજી "છત્રશાલજી"ના માટે મહા કવિ "ભૂષણ" કહે છે કે,

ઔર વો મેરે તરફ અદાવતભી રખતા હૈ, ઇસકે લિયે ઇસકે પાસ મૈં નહીં જાઉંગા. ખુદાવિંદ ખુદ મેરી રજા કે લિયે ઇન્તજામ ફરમાવેં."

બાદશાહે પોતાના સાળાનું અપમાન થતું જાણી કહ્યું કે, 'હમારેસેં ઇસ તરહ તુમારી રજા કે લિયે ઇન્તજામ નહીં હો સકતા હૈ. તુમકો જાકેં સલાબતખાનકો મિલનાહી પડેગા, ઔર ફીર રજા કે લિયે ઇન્તજામ કીયા જાયગા."

અમરસિંહે સામો જવાબ આપતાં જણાવ્યું કે, 'ખુદાવિંદ, અગર આપસેં રજાકા ઇન્તજામ નહિં હો સકેગા તો મૈં મેરે આપસેં કર લુંગા, ઔર આજ સામકો યહાંસેં જાઉંગા.'

બાદશાહ અમરસિંહજીના કહેવાનો ભાવાર્થ સમજી શકયો નહીં, તેથી તેણે પૂછ્યું કે "તુમ તુમારે આપસે રજાકા ઇન્તજામ કિસ તરહ કર સકતે હો?"

"મેરે રજાકી કુછ જરૂરત નહિં હૈ, ખુદ ખુદાવિંદકો અરજ કી હૈ ઔર આજ સામકો યહાંસેં બુંદીકી રાહ લી જાયગી, ફીરસેં દેખા જાયગા."

કપાળમાં વાગે તેવાં અમરસિંહજીનાં વચનો સાંભળી બાદશાહ મન સાથે વિચાર કરવા લાગ્યો કે, એક તો અમરસિંહ ઉદ્ધત છે, વળી બુંદીવાળાઓથી સગપણના સંબંધથી જોડાશે, તેથી બુંદી તેના પક્ષે રહેશે. જોધપુર પણ તેના પક્ષમાં રહેશે. આવી રીતે આ ત્રણ રાજ્યો એક થાય અને બીજા પણ રાજપૂતો તેમના પક્ષમાં ભળવાનો સંભવ છે. તેથી ભવિષ્યમાં બાદશાહતને પણ ધક્કો લાગવા સરખું થાય, માટે અત્યારે તો રજા આપવી અને આગળ ઉપર જોઇ લેવાશે. આમ વિચાર કરી કહેવા લાગ્યો કે "જબ તુમકો સાદી કરનેમેં કિતની રજાકી જરૂરત હૈ?"

"ખુદાવિંદ, મેરેકો કમમેં કમ એક માસકી રજાકી જરૂરત હૈ."

"તુમ ઇતની રજાકો કયા કરોગે? યહાંસેં બુંદી જાકેં સાદી કરકે તુમારી રાનીકો લેકરકે યહાં ચલે આઓ; ઇસમેં મહીને ભરકી લંબી રજા નહિં મીલ સકતી હૈ. અગર જો તુમકો રજાકી જરૂરત હૈ તો સિર્ફ સાત રોજકી રજા મીલેગી.'

અમરસિંહે જાણ્યું કે નકામો કલેશ કરવા કરતાં બુંદી જઇ તુરત પાછા ફરવામાં સાત દિવસ પણ ઠીક જ છે. આ બાદશાહ, જેણે એક વખત સાત દિવસ કહ્યા છે તે હવે વધારે રજા આપશે પણ નહિં, એથી એમણે બાદશાહને કહ્યું કે—"જૈસી ખુદાવિંદકી મરજી."

આમ કહી પોતે રજા માગી વિદાય થયા અને ચાલ્યા એટલે પુનઃ બાદશાહે તેમને બોલાવ્યા અને કહ્યું કે "અમરસિંહ, દેખો તુમકો

મેં સાત રોજકી રજા દેતા હું, ઉસકે ઉપર એક રોજભી જ્યાદા હોગા તો બાદશાહી ફરમાનકે મુવાફિક હરજ્યાદા રોજકે લિયે એક* એક લાખ રૂપયા જુર્માના લીયા જાયગા.”

“હુઝુર મેં શાહી ફરમાનકો જાનતા હું ઔર મેરેકો સાત રોજકે ઉપર કોઇ ઔર મુદ્દત હોગા તો મેરા જુર્માના હોગા યે મેરેકો દેના હોગા, યહ બાતસેંભી મેં બરાબર વાકિફહું.”

“જબ જાઓ, લેકિન શાહી ફર્માનકો બરાબર યાદ રખના.”

બાદશાહનો હુકમ થવાથી અમરસિંહજી પોતાના મુકામ ઉપર આવ્યા.

× × × ×

**આ**પણે આ સ્થળે બુંદીના મહારાવની પણ ઓળખ કરવાની જરૂર છે.

દિલ્હીના છેલ્લા હિન્દુ બાદશાહ મહાન્ પ્રતાપી પૃથ્વીરાજ ચોહાણના વંશના આ બુંદીના રાજાઓ—ચહુઆણ—છે અને ચહુવાણોની અનેક ચોવીસ—શાખાઓ પૈકી આ બુંદીના રાજાઓ હાડા શાખાના છે. આ “હાડા” શાખાને માટે એવી વાતો ચાલે છે કે રાવ “ઇસ્તપાલ” ઇ. સ. ૧૦૨૫ માં સખ્ત ઘવાયો. તેનાં હાડકાં તમામ જુદાં થઇ ગયાં હતાં, તેથી તેની કુળદેવીએ આવી, હાડકાં ભેગાં કરી, અમૃત છાંટી તેને બરાબર સાવચેત કર્યો. તેથી તેના વંશજો “હાડા” નામથી ઓળખાયા. રાવ છત્રશાલજી પણ તે જ વંશમાં ઉત્પન્ન થયા હતા. તેઓ દિલ્હીની બાદશાહતમાં સારો હોદ્દો ધરાવતા હતા. બાદશાહ શાહજહાઁન તેમને એક દિલ્હીના સાચા ખેરખાં અને સપેહ—સાલાર માનતો હતો. તેઓ બાદશાહની આજ્ઞાથી વડા શાહજાદા “દારા”ના લશ્કરની આગેવાની લઇ ઔરંગઝેબ સામે લડવા ગયા હતા. ધોળપુરની લડાઇમાં ઇ. સ. ૧૬૫૮ માં તેઓ તથા તેમના કુંવર ભરતસિંહ લડતાં મરણ પામ્યા હતા. ત્યાર બાદ તેમના કુંવર રાવ છત્રશાલજી ઇ. સ. ૧૬૫૮ માં બુંદીના ગાદીપતિ થયા.†

---

* બાદશાહી ફર્માન એવું હતું કે, વારાવાળો સરદાર પોતાની રજાની મુદત દરમ્યાન ગેરહાજર રહે તો પછી તે જેટલા દિવસ ગેરહાજર રહે, તે દરેક દિવસના એક લાખ રૂપિયા દંડ લેવાનો સખ્ત હુકમ હતો. તેથી રજાના દિવસો ઉપરાંત એક દિવસ પણ વધુ રોકાવા કોઇની પણ હિમ્મત ચાલી શકતી ન હોતી. તે જ બાદશાહી ફર્માનનું અત્યારે બાદશાહે અમરસિંહજીને સ્મરણ કરાવ્યું.

† રાવજી “છત્રશાલજી”ના માટે મહા કવિ “ભૂષણ” કહે છે કે,

આ છત્રશાલજીની વીરતાથી શાહજહાઁન વાકિફ હોવાથીજ તેણે અમરસિંહજીને પોતાની મરજી વિરુદ્ધ રજા આપી હતી. કારણ તે જાણતો હતો કે આ રાઠોડો અને હાડાઓથી વિરોધ કરવામાં બાદશાહતને ફાયદો નથી જ.

---

**દોહાઃ**-ઈક હાડા બૂઁદી[૧] ધની, મરદ મહેવા વાલ;
સાલત નૌરંગજેબકો, યે દોનૌ છતશાલ.
વૈ દેખૌ છત્તાપતા, યે દેખૌ [૨]છતશાલ;
વૈ દિલ્હીકી ઢાલયે દિલ્હી ઢાહન વાલ.

**કવિતઃ**-ચલે ચન્દ્રબાન[૩] ઘનબાન ઔ કુહૂક[૪] બાન,
ચલત કમાન ધૂમ આસમાન છવૈ રહૌ;
ચલી જમડાઢૈ[૬] બાઢવારૈં તરવારૈં જહાં,
લોહ આંચ જેઠકે તરનિ માન વૈ રહૌ;
ઐસે સમૈ ફૌજેં બિચલાઈ છત્રસાલસિંહ,
અરિકે ચલાયે પાઁચ બીર રસ વ્વૈ રહૌં;
હય ચલે હાથી ચલે સંગ છોડી સાથી ચલે,
ઐશી ચલાચલીમેં અચલ હાડા હવૈ રહૌ.
દારા શાહિ નૌરંગ જુરે હૈં દોઉ દિલી દલ,
એકે ગયે બાજી એકે ગયે રાધિ ચાલ મૈં;
બાજી કર કોઉ દગાબાજી કરિ રાખા જેહિં,
કૈસે હૂ પ્રકાર પ્રાન બચત ન કાલ મૈં;
હાથીતેં ઉતરિ હાડા લડયો લોહ લંગર લે,
એતી લાજ કામૈં જેતી લાજ છત્રસાલ મૈં;
તન તરવારિન મૈં મન પરમેશ્વર મૈં,
પ્રાન સ્વામિ-કારજ મૈં માથો હરમાલ મૈં.

૧ આ બુંદીપતિ હાડા છત્રશાલ દિલ્હીના ઢાલરૂપ હોઈ, ઔરંગજેબને હંમેશાં હૃદયમાં કાંટાની માફક સાલ્યા કરતા હતા. કારણ ઔરંગજેબની અનીતિમય રાજ્યપ્રાપ્તિની ઇચ્છાને તેઓ ધિક્કારતા હોઈ ઔરંગજેબની સામે લડવા પણ કેટલીક વખતે ગયા હતા, અને છેવટ ધોળપુરની લડાઈમાં બાદશાહત તરફથી લડતાં તેઓ માર્યા ગયા હતા.

૨ આ બીજા છત્રશાલજી પણ તેજ અરસામાં "મહોબા" બુંદેલખણ્ડમાં રાજ્ય કરતા હોઈ પોતાની સ્વતંત્રતા માટે બાદશાહ ઔરંગજેબથી સતત લડતાં જ રહ્યા હતા. અને તેથી તેઓ પણ ઔરંગજેબના હૃદયમાં કાંટાની માફક સાલતા હતા. આ છત્રશાલના પિતાનું નામ "ચમ્પતિરાય" હતું. તેઓ પણ પોતાની સ્વતંત્રતાને ચાહનાર હતા.

૩ અર્ધચન્દ્રબાણ. (૪) અન્ધારામાં ચાલવાવાળાં બાણ. (૫) તોપ. (૬) કટાર.

## પ્રકરણ પાંચમું
## બુંદી તરફ પ્રયાણ

સોરઠાઃ—આનંદ ઉર અધિકાય, અમરસિંહ નરનાયરા;
ચઢ્યો બુંદી ચ્હાય, બ્યાહન રાણી હાડીસું.

**અ**મરસિંહજી બાદશાહની રજા લઈ, પોતાના મુકામ ઉપર આવ્યા અને આવીને પોતાના સરદારોને આજ્ઞા કરી કે, "સરદારોં, અપણે હબળારે બુંદી જાવણોહૈ, ઇણ બાસ્તે આપ હબળા તૈયાર હો જાઓ, ઔર અબાર આપણ અઠેકું પ્રયાણ કરને જાશોં, ઇણમેં કોઇ બાતરી આળસ કરવાસે કામ નહિં હૈ; કયુંકી બાદશાહને મોને સાત દીનોંરી રજા દીહૈ. જીણસું જો અબાર આપણ અઠેહીં નિકળ જાય નહિં તો ફીર સાત રોજમેં અઠે પહોંચ સકે કોય નહિં."

સરદારોએ પણ સ્હામો ઉત્તર આપ્યો કે, "અન્નદાતાર, જીણ રીતસું હજુરરી આજ્ઞા વ્હે, ઇણ રીતસું હમ હબળા તયાર હીં."

પોતાના સરદારોનો જવાબ મળવાથી અમરસિંહજીએ આજ્ઞા ફરમાવી કે, "જહાં આપ હબળા અપણા અપણા મનખોંરે આજ્ઞા ફરમાય દો કી વે ઘોડા હાથી તયાર કરદે, ઔર લશ્કરી હબળી જરૂરીઆત વસ્તુઓ લેવારે બાસ્તે આજ્ઞા કરદો, અર સાંઝરે સમે અઠે દરબાર કરને કસુંબા પાણી કરને રાતવઇપર અઠેસું નિકળ જાંય."

અમરસિંહજીની આજ્ઞા થવાથી તમામ સરદારોએ પોતપોતાના માણસોને પોતાનાં વાહનો તૈયાર કરવાની તથા જરૂરિયાત વસ્તુઓ સાથે લઇ લેવાની આજ્ઞા ફરમાવી. અમરસિંહજીના માણસોએ પણ લગ્નની જરૂરિયાત તમામ વસ્તુઓ એકત્ર કરી અને હાથી ઘોડા વિગેરે વાહનો તૈયાર કરવા લાગ્યા. બીજી બાજુ દરબારની તૈયારીઓ થવા લાગી. આશરે સાંઝના પાંચ વાગ્યાના સુમારમાં દરબાર થયો. તેમાં તમામ રાઠોડો આવ્યા, અને કસુંબા ઘોંટાવા લાગ્યા. કસુંબા એવા તૈયાર થયા કે, જાણે રંકના ઘરની રાખ હોય કે ભાગેલા જુના છાપરાનું ચુવરામણ હોય! એવા જાડા અને રંગદાર તયાર કરી ગરણીમાં ગાળી દરબારમાં ફેરવવામાં આવ્યા. કસુંબા પીવાથી રાજપૂતોમાં જુદાજ પ્રકારનું ચૈતન્ય આવ્યું. કારણ કોઇ કવિએ કહ્યું છે કે,

અમલીયા કસમાતીયા, રોણાં હંદા રોણ;
ઘુંટ પીણ ઘડી ન આવતું, (મુને) ફીકાં લાગે નેણ.

અમલ—કસુંબો—લેવાથી રાજપૂતોનાં નેત્રોની ફીકાશ મટી ગઇ. તેમનામાં નવીન પ્રકારનો જુસ્સો આવવા લાગ્યો, કારણ અફીણનું

નામ અમલ પણ છે અને તેથી તે રાજપૂતોમાં નવીન પ્રકારનું અમલ જુસ્સો–ઉત્પન્ન કરે એ સ્વાભાવિકજ છે. કસુંબા થઇ રહ્યા પછી ખાર ભંજણાં અને હુક્કા આવ્યા. અમરસિંહજીએ તથા તેમના સરદારોએ તેને પણ ન્યાય આપ્યો. આ દરમ્યાન સવારી તૈયાર હોવાના સમાચાર આવ્યા, અને દારૂડા પણ આવ્યા. રાજપૂતોએ દારૂને ઇન્સાફ આપ્યા બાદ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો. સાતસો રાઠોડોને સાથે લઈ વીરવર અમરસિંહજી બુંદી જવા સારૂ તૈયાર થઈ રસ્તે પડયા. આ વખતે અમરસિંહજી જાણે મૃત્યુલોકના ઇન્દ્ર હોય અને આ તેમના સરદારો જાણે દેવતાઓ હોયની, એવા શોભતા હતા! તેઓએ તમામ પ્રકારનાં હથિયારો સજી લીધાં હતાં, તેથી જોનાર માણસને એવો ભાસ થતો હતો કે, રાઠોડો કહે છે કે "અમો કાળથી પણ ડરતા નથી." તે તેમનાં વચનો સત્ય કરવા સારૂજ આજ તેમણે ચડાઇ કરી હોયની!! આવા રણધીર અડગ નિશ્ચયવાળા વીર રાઠોડોના ચાલવાથી કેમ જાણે પૃથ્વી કંપાયમાન થવા લાગી, શેષનાગનું ફણ પણ મુંજવા લાગ્યું, અને કચ્છપની પીઠ કસમસવા લાગી, દિગ્ગજો ઘોર ચિત્કાર કરવા લાગ્યા અને આકાશમાં દેવતાઓ સવારી જોવા સ્થિત થયા: તેઓ પણ રાઠોડોની સવારી આગળ પોતાની સવારીઓ તુચ્છ માનવા લાગ્યા. રાઠોડો દારૂમાં આનંદિત થઈ રસ્તો ઝપાટાબંધ કાપવા લાગ્યા. રાત્રિ દિવસનો સતત પ્રવાસ કરી તેઓ બુંદીની નજદીક આવી પહોંચ્યા. બુંદીથી પાંચેક માઇલ દૂર રહ્યા એટલે મહારાજા અમરસિંહજીએ પોતે જાન લઇને આવ્યાના સમાચાર દૂત મારફત બુંદી અધિપતિ મહારાવજી શ્રીછત્રશાલજી હાડાને કહેવડાવ્યા અને પોતે ત્યાં કેમ્પ જમાવી સામૈયામાં જવાની તૈયારીઓ કરવા લાગ્યા.

---

## પ્રકરણ છઠ્ઠું

### અમરસિંહની જાન

દોહા:–છત્રશાલ અમરેશરી, સ્વારી સોહ અનૂપ;
નીજ આભાતે લજીતકર, સકલ સુર સુરભૂપ.

અહિં હાડા વંશાવતંસ મહારાવજી શ્રીછત્રશાલજી પોતાના સરદારો સાથે મહારાજા અમરસિંહજીના આવવાની રાહ જોતા જ બેઠા હતા અને સામૈયાની સવારીનો બંદોબસ્ત કરવાના વિચારમાં નિમગ્ન થયલા હતા, તેટલામાં દૂતે આવી જાનના આવવાના સમાચાર આપ્યા. સમાચાર મળવાથી મહારાવ છત્રશાલજીએ પોતાની સવારી સામયા માટે

તૈયાર કરી અને સામૈયા સારૂ પોતાના સરદારો–પટાવતો–અમલદારો સાથે ચાલ્યા.

અહીં રાઠોડોએ પણ બખ્તરો ઉતારી શણગાર ધારણ કર્યાં અને પોતાના મહારાજા–વરરાજા–અમરસિંહજીને એવા સુંદર રીતે શણગાર્યાં કે, જોનાર વ્યક્તિના મન ઉપર સ્વાભાવિક એવી અસર થતી હતી કે આ તો શું મૃત્યુલોકનો ઇન્દ્ર જ છે! અને તેમની સાથેના રાઠોડ સરદારો તે દેવતાઓ છે!!! એવી રીતે મહાન્ તેજસ્વી રાઠોડોની સવારી શોભા આપતી હતી. મહારાજા અમરસિંહજીએ સાટીનનો પાયજામો, ઉપર કિંમતી જરીનો ચુગ્ગો અને શિર ઉપર ભારે કિંમતનું મેહેકર બાંધી લીધું હતું. મેહેકર ઉપર શિરપેચ નાંખ્યો હતો, અને કલગી ચઢાવી હતી. કમ્મરે ચુગ્ગા ઉપર કમ્મરપટ્ટો ચડાવ્યો હતો. કમ્મરપટ્ટામાં સોનાના હાથા–મૂઠવાળી તલવાર વારણાં લઇ રહી હતી. જમૈયો, કટાર, છરા, બંદુક વિગેરે હથિયારો પણ ધારણ કર્યાં હતાં. અને પોતે એક હસ્તી કે જેના ઉપર સુવર્ણની અંબાડી કસી લેવામાં આવી હતી, તેના પર વિરાજમાન થયા. હાથીને જરીની ઝુલો નાંખવામાં આવી હતી. અંબાડી હુદ્દાના આકારની ખુલ્લી હોવાથી શિર ઉપર સુંદર કિનખાબનું છત્ર ધારણ કરવામાં આવ્યું હતું. છત્રને ફરતી નિલમ–માણેક–મોતીની ઝાલરો આવેલી હતી. વળી અમરસિંહજીએ કંઠમાં હીરા મોતીના ગંઠા પહેરી લીધા હતા; હાથમાં સુવર્ણની અંદર નંગ જડેલી પોંચીઓ પહેરી લીધી હતી; પગમાં સોનાનો તોડો તથા બેડી પહેર્યાં હતાં. મહારાજા અમરસિંહજી હાથી ઉપર બિરાજ્યા, એટલે અંબાડીના પછાડીના ભાગમાં બે સરદારો નછરાવળ–ન્યૌછાવર–કરવા સારૂ બેઠા, અને અંબાડીની બે બાજુએ બે પગથીઓ હતી તેના ઉપર બે રાઠોડો સોનાના હાથાવાળા ચમ્મર લઈ ઉભા હતા. અંબાડીના અગાડીના ભાગમાં ચાંદીના હાથાવાળો અંકુશ લઇ મહાવત બેઠો હતો. હાથીની આગળ સોનાની છડીઓવાળા ચાર ચોબદારો સુંદર પાણીદાર ઘોડાઓ ઉપર સવાર થઇ નેકીના સુંદર, લાંબા સુરથી પોકાર કરી રહ્યા હતા. સર્વ રાઠોડ સરદારો પોતપોતાના અનુક્રમે પોતાના રસાલા સાથે સવારીમાં શોભી રહ્યા હતા. અગાડી પછાડી રાઠોડ સરદારો પોતપોતાના રસાલા સાથે ચાલતા હતા, અને વચ્ચે મહારાજા અમરસિંહજીનો હાથી હતો. સવારીમાં અનેક પ્રકારના સુંદર સુરથી વાદ્યો તથા ડંકા વાગી રહ્યા હતા. મસાલનો પણ બંદોબસ્ત કરી લેવામાં આવ્યો હતો. સન્ધ્યાસમયે મસાલો પ્રગટ કરવામાં આવી ત્યારે તો જરી, સોનું, અને નંગો ઉપર તેનો પ્રકાશ પડવાથી સવારીની

શોભામાં અધિક વૃદ્ધિ થઇ. સવારી ચાલતાં મહારાજાની પાછળ બેઠેલા સરદારો સોના, રૂપાનાં નાણાં તથા સોના રૂપાનાં ફૂલો પોતાના મહારાજા વરરાજા, અમરસિંહજી ઉપર ન્યૌછાવર કરી બે બાજુ ફેંકતા હતા, જેની લૂંટ સારૂ હજારો ભિક્ષુકોની દોડધામ થતી હતી. તે વખતનો દેખાવ એવો સુંદર હતો કે જાણે આકાશમાંથી સોનારૂપાની વૃષ્ટિ ઇન્દ્ર કરતો હોય, અને તેને ગ્રહિત કરવા સારૂ આ ભિક્ષુકરૂપી દેડકાંઓની કુદમકુદા થતી ન હોય! મહારાજા અમરસિંહજી તથા તેમના સરદારોના હાથીઓ એવા દેખાતા હતા કે જાણે પૃથ્વી ઉપર વાદળ આવીને ચાલતાં ન હોય! આવી રીતે બન્ને બાજુએ હજારો મનુષ્યો આ વરરાજાની તથા હાડા રાવ છત્રશાલની સવારીઓનું દૃશ્ય જોવા સારૂ એકત્ર થયું હતું.*

સામૈયું કરવાને માટે પોતાનું સૈન્ય, સરદારો, પટાવતો, અમલદારો અને ભાયાતો સાથે બુંદી અધિપતિ હાડાવંશાવતંસ મહારાવજી શ્રીછત્રશાલજીની સવારી સ્હામે આવે છે, તે તરફ પણ આપણે આપણું લક્ષ ખેંચવું જોઇએ. તેમની સવારી પણ એવી સરસ હતી કે, જે વખતે આકાશમાં દેવતાઓ પણ તે બન્ને સવારીઓ જોવા સારૂ આવ્યા હતા. તો પછી આપણે પણ તેનો લાભ શા માટે ન લેવો? કારણ દેવતાઓ પણ આ સવારીઓના દૃશ્યથી પોતાની સવારીઓને તુચ્છ સમજવા લાગ્યા. આવી સુંદર સવારીનું દૃશ્ય આપણે પણ અવશ્ય જોવું જ જોઇએ.†

---

* તે સમયનું સવારીનું દૃશ્ય એવું હતું કે,

પદ્ધરી છંદઃ—

ચઢી સ્વારિ દુલહકી સમય સાંઝ, ગજઘન ઇવ શોભિત તે નેહિમાંઝ;
મનો મેઘગર્જે દુંદુભી અવાજ, પચરંગીપટા ધનુ મેઘ સાજ.
દાદુર ધ્વનિ નેકી પુકાર, ન્યૌછાવર બુંદ ધન હો અપાર;
દાદુર ઈવ નૃત્ય ભિક્ષુક કરંત, કરિ દોડધામ ધન કર ધરત.
નૃપ છત્ર કેર ચમકાર હોત, મનૌ બિજ્જુ છટા ઘન ઘટા બ્હોત;
ધસ મસત સવારિ મગમેં જાત, કચ્છપ–ભૂ–અહિ ડગમગ હુલાત.
સ્વારિ વારાંગન કરત નાચ, જનુ ઇન્દ્ર પાસ અપ્સરા રાચ;
ઇણ બિધ ચઢી સ્વારિ અમર ભૂપ, કર લજ્જત સકલ ભૂ–સૂર–ભૂપ.

† રાવજી છત્રશાલજીએ પોતાની સવારી એવી રીતે ગોઠવી હતી કેઃ–

કવિતઃ–

પ્રથમ પચાદે સાદે, જાદે તેગ ધારી ચલૈં, નિરખિ લજ્જિત હોત, સેન અમરેશકો.
અશ્વ ગજ રથનકી, લ્હાર એક એક પાછે, જીનહીકો દેખ આભા, લાગત ન લેશકો.
ઐરાવત ઇન્દ્રસમ, શોભૈ ભૂપ છત્રશાલ, નીજ પ્રભાહુતેં મંદ, દાખત દીનેશકો.

ધીમે ધીમે બન્ને સવારીઓ સામ સામે ચાલી આવે છે, ચોપ-દારોના પુકારો થયા કરે છે. વારાંગનાઓના નાચ થાય છે, વરરાજા મહારાજા અમરસિંહજીના ઉપર સોના રૂપાના ન્યૌછાપર થાય છે. બન્ને સવારીઓમાંના ઘોડા અને હાથીઓના ખેલવાના તથા સવારી જોવા માટે એકઠાં થયલાં હજારો મનુષ્યોની ભીડચાલી થઈ રહી છે. એ રીતે ભારી કોલાહલ થઈ રહ્યો છે. સવારીમાં ફાંકડા રાજપૂતો પોતાના પાણીદાર ઘોડાઓને નૃત્ય કરાવી પ્રેક્ષકોને પોતાની અશ્વ ઉપર ચઢવાની ચતુરાઈ તથા પોતાના ઘોડાનું પાણી દર્શાવે છે. આવી રીતે સહુના મનમાં આનંદ છાઈ રહ્યો છે. ધીમી ચાલથી બન્ને સવારીઓ નિયત કરેલા સ્થાન આગળ એકત્ર થઈ બન્ને સરદારો એક બીજાને મળ્યા. બન્ને સવારીઓ એકત્ર થઈ નગર તરફ વળી, અને નગર બહાર જાનને સારૂ તંબુની ગોઠવણ કરવામાં આવી હતી, ત્યાં જાનને ઊતારો આપવામાં આવ્યો. સસરા જમાઇના હાથીઓ બેત કરવામાં આવ્યા એટલે બન્ને પક્ષના અન્ય હાથીઓ પણ બેત થયા અને હાથીઓ અને ઘોડાઓ ઉપરથી સરદારો તથા બન્ને રાજાઓ ઉતર્યા અને તૈયાર રાખવામાં આવેલી બિછાયતોમાં જઇને બેઠા. વરરાજા સારૂ તથા રાવજી સારૂ સરસ સુવર્ણમય નાનાં નાનાં સિંહાસનો રાખ-વામાં આવ્યાં હતાં, તેના ઉપર તેઓ પણ બેઠા. કસુંબા પાણી અને સાકરનાં પાણી પાવાનાં કાર્ય શરૂ થયાં, અને તે કાર્ય પૂર્ણ થઈ રહ્યું એટલે રાવજીની સવારી નગર તરફ ચાલી અને જાનના સરદારો પોતાના માટે નિયત કરવામાં આવેલા તંબુઓમાં ગયા. મહારાજા અમરસિંહજીના માટે જાનની છાવણીના મધ્ય ભાગમાં એક સુશોભિત બંગલો હતો, તેમાં તેમના મુકામની વ્યવસ્થા કરવામાં આવેલી હોવાથી તેઓ ત્યાં પધાર્યા. નગરનાં લોકો પોતપોતાનાં ગૃહ તરફ જવા નગર તરફ વળ્યાં. આ રીતે સામૈયાનું કાર્ય નિર્વિઘ્નતાથી આનંદમય પૂર્ણ થયું.

## પ્રકરણ સાતમું

### અમરસિંહની કટારીનું લગ્ન

દોહાઃ—રતનકુવ સુણ કહ અમર, અબૈ ન બ્યાહન કાજ; ।
લેઈ કટારી માહરી, કરૌ લગનરૌ સાજ.

ઐસે સજી ચતુરંગ, સેન ચઢયો છત્રસાલ, સામનો કરબે કાજ, ભૂપ અમરેશકો.
દીપત પ્રકાશ ઓ, પ્રકાશ અહે શસ્ત્રનકૌં, દીપતિ દિપાયમાન, જરિતકે ઝલાકો.
કરે ચોપદાર સુ, પુકાર અતિ આનંદ તેં, વંશ અવતંસ હાડા, ભૂપ અલબેલાકો.
વારાંગન નૃત્યત હે, દુન્દુભી ધૂકાર હોત, સામનો સમાયો ભૂપ, અગ્ર અલબેલાકો.
હય હણણાટ અંજ, ઘંટ ઘણણાટ જાત, અતી અણણાટ હોત, માનસંકે મેલાકો.

અમરસિંહજી પોતાના બંગલામાં આવ્યા અને કપડાં ઉતારી આરામ લે છે, તે અરસામાં એક પેહેરાવાળા સિપાઇએ આવીને વરદી આપી કેઃ—"અન્નદાતાર, રાવજી સાહબરા અઠૈસું એક દાસી આયે હે. કાંઈ આજ્ઞા હૈ ?"

"ઇણ દાસીનેં અઠૈ આવણદે."

"જો હુકમ અન્નદાતારજી."

આ માણુસ ગયો અને એક દાસી અંદર આવી, તેણે હાથ જોડી પ્રણામ કર્યા, એટલે અમરસિંહજીએ તેને પૂછ્યું કેઃ—"થારો નામ કાંઇ હૈ ? ઔર અબાર અઠૈ કીણ કારણરા બાસ્તે આઇ હૈ ?"

"અન્નદાતાર, મોરો નામ રતનકુંવર હૈ, ઔર રાવજી શ્રીછત્રશાલજી અપણા હધળા હરદારોંરા સાથ તોરણરા પાસ આયને બરાજ્યા હૈં; ઔર મોંનેં અઠૈ મોરી બાઇજીશાને આપોંરો ડેરા દેખવારે બાસ્તે, અર આપોંતે બોલાવવારા બાસ્તે અઠૈ ભેજી હૈ, તો કૃપા કરને હજુર પધારેં."

"રતનકુંવર, થારી બાઇશાને જાતે બોલદેકી મોંનેં બાદશાહને સાત દીનોંરી રજા દીયોડી હૈ. ઇણ બાસ્તે મેં હાથેવાળાસું પરણવારે બાસ્તે આય સકું કોય નહિં. જીણસેં થું મોરી યા કટારી લેજા ઔર મોરી કટારીસું થારી બાઇશારો લગ્ન કરાને અઠૈ ભેજ દે. મેં સવારમેં અઠૈસું મોરા ડેરો ઉઠાયને જાશોં, અર એક દીન નાગોરમેં રોકાયને આગરા જાશોં; ઇણ બાસ્તે મેં હાથેવાળાસું પરણવારા બાસ્તે આય સકું કોય નહીં."

'અન્નદાતાર, આપ અઠૈ પધાર્યા હૌ, અર હાથેવાળાસું પરણવારા બાસ્તે પધારો નહીં, તો દુનિયારી લોક મોરા અન્નદાતાર રાવજીરો કેડી બાત કરશી ? જીણરો મોરા અન્નદાતારજીરે બિચાર કરણો ચાહિજે."

"રતનકુંવર, મેં કોઈ તકરારરા કારણસું આતો નહિં, યુંતો નહિં હૈ; મોરે રૂકવારો સમય નહિ હૈ. અર જો મેં હાથેવાળાસું લગન કરવારા બાસ્તે આવું ઔર થારી બાઇરા પાસ રૂક જાવું તો મોંને નુકસાન વ્હૈ જાય; જીણસું મેં નહીં આતો. તું જાયને થારી બાઇને હુણાય દે કે, બાદશાહરી સખ્તાઇ હૈ, ઔર રજારા ઉપર એક દીન જો જ્યાદા વ્હૈ જાય તો રોજરા એક લાખ રૂપયા દંડરા લેવારો બાદશાહરો હુકમ હૈ; જીણસેં મેં હાથેવાળાસું લગનરા બાસ્તે આય સકું કોય નહિ, ઔર મોરી કટારી થોંનેં દું હું તો થું ઇણસું લગન કરાયને થારી બાઇને અઠૈ લેઆ.'

"અન્નદાતારજી, આપ લગનરા બાસ્તે પધારો ને જણ બખત લગન વ્હૈ જાય અણ બખત મેં મોરી બાઇજીનેં લેનેં તુરત અઠૈ આશોં.

ફીર સવારમેં આપણુ અઠેસું આગરા તરફ રવાના હો જાય, અઠે આપાંને રોકવારો કાંઇ જરૂર હૈ નહીં."

"રતનકુંવર, ઇણુતરાં આગ્રહ કરવારી કાંઇ જરૂરત હૈ? મોરી કટારીમેં અર મોરેમેં કાંઈ તફાવત હૈ? મોરી કટારી આઇ જકાંઈ મોરા આવણુરા બરાબર હૈ. ઇણુ બાતમેં થારે કિણી બાતરો અંદેશો લાવણો નહિ, અર થારી બાઇજીસું યા હલ્વળી હકિકત જાય ને સુણાય દે; અર કટારીસું લગન કરાયને અઠે લેઆ."

દાસીએ પોતાના તમામ પ્રયાસ નિરર્થક ગયા જાણી અને રાજા એકના બે ન થયા, તેથી અમરસિંહજીની કટારી સાથે લગ્ન કરાવ્યા શિવાય છૂટકો નથી એમ માની અમરસિંહજીનું કહેવું કબુલ કર્યું, એટલે કેટલાક રાઠોડ સરદારો સાથે સવારીના રૂપમાં કટારી અમરસિંહજીએ લગ્ન સારૂ મોકલાવી.

સવારી તોરણ પાસે જ્યાં મહારાવ છત્રશાલજી પોતાના હાડા સરદારો સાથે બેઠા હતા ત્યાં આવી પહોંચી. દાસીએ જઇને પોતાની બાઇને ખબર આપી. તેઓ નારાજ તો થયાં પરંતુ તેનો કંઇ ઉપાય જ નહોતો. કટારીની સાથે લગ્ન કરવા પોતે તૈયાર થયાં. વિદ્વાન બ્રાહ્મણોએ કટારીની* સાથે હાડીરાણીનાં લગ્ન કરાવ્યાં અને મહારાવ છત્રશાલજી તરફથી પોતાની પુત્રીને સારો દાયજો—હાથી, ઘોડા, રથ, વસ્ત્ર, આભૂષણ, કેટલાક દાસ, દાસીઓ અને જાગીર વિગેરે આપવામાં આવ્યો અને તુરત તેમને મહારાજા અમરસિંહજીના મુકામ ઉપર મોકલ્યાં.

પ્રાતઃ થતાં મહારાવ છત્રશાલજી પોતાના મુખ્ય મુખ્ય સરદારો સાથે જાનને વળાવવા ગયા. સવારમાં જાનના માણસો વહેલા જાગ્રત થઇ, સ્નાન સન્ધ્યા વિગેરે પોતાના નિત્ય નિયમથી પરવાર્યા હતા. રાવજીના આવ્યા બાદ કસુંબા થયા. કસુંબા થઇ રહ્યા બાદ જાને પોતાનો મુકામ કુચ કર્યો. રાવજી કેટલાક દૂર સુધી જાનને પહોંચાડવા ગયા, અને અમરસિંહજીએ બહુ આગ્રહથી તેમને પાછા વાળ્યા ત્યારે તેઓ પાછા વળ્યા, અને જાન નાગોરના રસ્તે પડી.

---

* જે લગ્ન હથીઆરની સાથે કરવામાં આવે છે તેને "ખાંડું" કહેવામાં આવે છે. અર્થાત્ પરણનાર વ્યક્તિ જાતે પરણવા ન જતાં પોતાનું હથીઆર મોકલે છે, તેની સાથે કન્યાનું લગ્ન કરવામાં આવ્યાથી તે લગ્ન પરણનાર વ્યક્તિ સાથે જ થયાનું માનવામાં આવે છે. જ્યાં પરણનાર વ્યક્તિ જાતે જ પરણવા જાય છે, અને પોતે જાતે જ પરણે છે તો તેને "હાથેવાળા"નું લગ્ન કહેવામાં આવે છે. આ વહીવટ અત્યારે પણ પ્રચલિત જ છે. મહારાજા અમરસિંહજી હાથેવાળે પરણવા જવા હતા, પરંતુ રોકાઇ જવાનું થાય તો બાદશાહની ઇતરાજી વ્હોરી લેવી પડે તેથી "હાથેવાળે" ન પરણતાં "ખાંડું" મોકલ્યું હતું.

# પ્રકરણ આઠમું

## પ્રેમમાં ફસાયા

દોહા:-જની પ્રેમ કોઉ કરો, પ્રેમ પ્રાણ કર પાત;
કમલ પ્રેમ ફસિયો ભ્રમર, ભયો પ્રાણકો ઘાત.
હરિગીતઃ-નારી તણા વિશ્વાસથી, રહિઆ નરો જે પ્રેમમાં;
કહો કુશળ કોણે મેળવી? રહી પ્રેમ કેરા નેમમાં.

દડ મજલ કુચ કરતા મહારાજા અમરસિંહજી નાગોર આવી પહોંચ્યા. નાગોરની પ્રજાએ પોતાના રાજાના લગ્નની ખુશાલીથી રાજાનું સામયું કર્યું. આખા નગરમાં રોશની કરાવી, રૈયતને આનંદનો પાર રહ્યો નહીં. અમરસિંહજી પણ પોતાનાં રાણી સાથે રાજમહેલમાં પધાર્યા. રાજમહેલને પણ આજ અનેક રીતથી શણગારવામાં આવ્યો હતો. રાત્રે તમામ સરદારોને બોલાવી દરબાર કરવામાં આવ્યો. નગરના શેઠ શાહુકારોને પણ દરબારમાં આમંત્રણો હોવાથી આવ્યા હતા. આ સરદારો અને નગરજનો વચ્ચે અમરસિંહજી ઇન્દ્રસમાન શોભતા હોઇ, અમરસિંહજીનો દરબાર ઇન્દ્રના દેવદરબારનું પ્રત્યક્ષ ભાન કરાવતો હતો. મહારાજા પોતે સુવર્ણના સુંદર નકસીદાર સિંહાસન ઉપર બિરાજ્યા હતા. સોનાની છડીઓવાળા ચોબદારો વચ્ચે ફરતા હતા. મહારાજા ઉપર સોનાના હાથાવાળા ચમ્મરના ઝપાટા થઇ રહ્યા હતા. મહારાજાએ કસુંબા પાણી શરૂ કરવા આજ્ઞા ફરમાવી અને તે પ્રમાણે કસુંબા ફર્યા. કસુંબાનું કાર્ય પૂર્ણ થયા બાદ જેમને ખપતો હતો તેમને માટે દારૂ આવ્યો, અને રાજાને પ્રથમ સોનાના પવાલામાં દારૂ ભરી આપવામાં આવ્યો. ત્યાર બાદ તમામ સરદારોએ પણ ચડપોચડપ પ્યાલીઓ ઉઠાવવા માંડી. સરદારોએ મહારાજાને આગ્રહપૂર્વક ઉપરાઉપર બે ત્રણ પવાલા દારૂ આપ્યો. મહારાજા પણ ખુશાલીમાં અને પોતાના સરદારોના આગ્રહથી ના પાડી શકયા નહીં. તેમણે પણ તેને સ્વીકાર્યો. દારૂ થઇ રહ્યા બાદ ખારભંજણમાં મીઠાઇઓ આવી અને ઉપર હુક્કા આવ્યા. હુક્કા ફરવા લાગ્યા અને રાજપૂતોને અફીણ તથા દારૂના નિશા આવવા લાગ્યા એટલે વારાંગનાઓને બોલાવવામાં આવી અને નાચ શરૂ થયો. રસભીના રાજપૂતો નિશામાં ચકચૂર બની તેનો આનંદ લેવા લાગ્યા. વાહવાહના ઉદ્ગારો કહાડી તથા વચ્ચે વચ્ચે તાલ આપી પોતાનું તત્ સંબંધી તાન પણ જણાવવા લાગ્યા. આવી રીતે આ કાર્ય પણ પૂર્ણ થયું એટલે મહારાજાએ સરદારોના માટે જમવા સારૂ ટાટ લાવવા આજ્ઞા ફરમાવી અને પોતે જનાનામાં જમવા ગયા. નગરના શેઠશાહુકારો પોતપોતાના ઘર તરફ ચાલ્યા.

જનાનામાં રાણીજી તરફથી ખાનગી રીતે એવો બંદોબસ્ત કરી રાખવામાં આવ્યો હતો કે, મહારાજા પધારે એટલે તેમને દારૂનો પુષ્કળ નિશો કરાવવો, જેથી તેઓ આગ્રા જવાની વાત જ વિસરી જાય અને તે નિશો કેટલોક વખત સુધી ચાલુ રાખવો કે જેથી આગ્રા જવાનું કાયમને માટે વિસરી જાય. આમ કરવાનું કારણ એવું હતું કે, રાણીજીને એમ ચોક્કસ દહેશત હતી કે, જો મહારાજાને નિશો કરવવામાં નહિ આવે તો, તો તેઓ સવારમાં જરૂર આગ્રા ચાલ્યા જશે. વળી તેઓ એમ પણ જાણતાં હતાં કે, સવારમાં મહારાજા આગ્રા જવા નિકળશે નહીં એટલે સરદારો મહારાજાને લઇ જવા પ્રયત્નો કરશે; માટે તેમણે તેનો પણ આગળથી જ બંદોબસ્ત કરી રાખ્યો હતો કે કોઇના પણ સમાચાર આવે તો રાણીને ખાનગીમાં પ્રથમ જણાવવાં: તે શિવાય કોઇપણ પ્રકારનું જરૂરી રાજ્ય પ્રકરણીય કામ હોય તો તે પણ કોઇએ મહારાજાને પરભારે જણાવવું નહીં. આવી રીતનો તમામ સંકેત આગળથી જ કરી રાખવામાં આવ્યો હતો.

અમરસિંહજીના ભાગ્યના અસ્તની અહિંથી જ શરૂઆત થાય છે અને તે કાર્યમાં તેમનાં પ્રિયરાણી જ કારણભૂત થયાં. તેમણે મહારાજાને માટે બાદશાહે કરેલો હુકમ જાણતાં છતાં તે તરફ દુર્લક્ષ આપી, માત્ર પોતાની પ્રેમચેષ્ટા પૂર્ણ કરવા સારૂ પોતાની સ્ત્રીચરિત્રરૂપી જાળને પ્રસરાવી રાખી; અને આપણામાં જે "સ્ત્રીની બુદ્ધિ પાનીએ" એ કહેતી ચાલુ છે તેને સત્ય કરી પોતાના પ્રાણસમાન પતિના હિતાહિતનો વિચાર કર્યો નહીં, તેમ જ ભવિષ્યમાં જે થવા કાળ હોય છે તે હરેક ઉપાયે થયા કરે છે, એ હકિકત પણ સત્ય જ કરી. કારણ કે જે અમરસિંહજી રાણીના પ્રેમમાં કદાચ હું ફસાઇશ તો વખતસર આગ્રા જઇ શકીશ નહીં એમ જાણી 'હાથેવાળા લગ્ન'-મુંદી ગયા છતાં-કરવા સારૂ ગયા નહીં, તે જ અમરસિંહ આ રાણીની પ્રેમજાળમાં ફસાયા અને પરિણામે પોતાનો પ્રિય પ્રાણ ગુમાવ્યો અને રાણીએ પણ પોતાના માટે વિધવા થવાનું દુઃખ વ્હોરી લીધું અને છેવટે સતી થયાં. અહો, પ્રેમની જાળ કેવી કઠિન હોય છે. પ્રેમ ત્હારી બલિહારી ઓર જ છે!

અમરસિંહજી રાણીના આ બધા પ્રપંચથી અજ્ઞાત હતા. તેથી તેઓ દરબારમાંથી ઉઠીને જનાનામાં આવ્યા, એટલે રાણીએ પોતાનો શુદ્ધ અને સાથે સાથે કૃત્રિમ પ્રેમ એકત્ર કરી બહુજ હાવભાવ બતાવ્યાઃ કારણ કહ્યું છે કેઃ—

ધૂર્ત હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ્જ;
ખારાં પાણી નિર્મળાં, એતી બાત અખજ્જ.

તેવીજ રીતે રાણીએ પોતાના વીર પતિ ઉપર બાદશાહ નારાજ થશે તેને વિચાર કર્યા શિવાય મહારાજાને પ્રેમાંધ બનાવ્યા. મહારાજા પણ રાણીના હાવભાવ જોઈ પોતાના ઉપર આવવાની આફતને ખ્યાલ પણ મગજમાંથી ચુકી ગયા. જયારે રાણીને લાગ્યું કે હવે મહારાજા ઉપર મારી પ્રેમજાળ પૂર્ણ પથરાઈ ચુકી છે, એટલે તેણે મહારાજાને માટે ટાટ લાવવા દાસીને આજ્ઞા કરી. તે મુજબ ટાટ આવ્યો. મહારાજાએ રાણીજીને માટે પણ ટાટ મંગાવ્યો અને આગ્રહપૂર્વક પોતાની સાથે જમવા બેસાર્યા. રાણીના સંકેત મુજબ દાસી રતનકુંવર દારૂના સીસા લઈ હાજર થઈ અને તેણે સોનાના પવાલામાં દારૂ ભરી રાણી પાસે રજુ કર્યો. તે રાણીજીએ લઇને મહારાજા આગળ રજુ કર્યો, એટલે અમરસિંહજીએ રાણીને કેહ્યું કે, "હાડીજી! થેં યે કાંઈ કરવારા બાસ્તે મોંનેં દારૂ દોહો? મોંનેં એક બખત દરબારમેં સરદારોંનેં દારૂ દીયો હૈ, ફીર અઠૈ થેં દ્યૌ હો તો બઢ જાશી. ઔર સવારમેં મોરે આગ્રા જાણો હૈ, જીણસું થેં મોંનેં દારૂ મત દો. જો રજારે ઉપર દીન હો જાઁય તૌ બાદશાહ ખફા હો જાશી, ઇણુ બાસ્તે અબાર રહણે દો."

રાજાનું કહેવું સાંભળી રાણીએ કહ્યું કે, "અન્નદાતાર, દરબારમેં આપોંને દારૂ લિયો, ઔર મોરે હાથસું દારૂ લેવારે બાસ્તે ના પાડો હો, યે કાંઇ બાત હૈ? મોરેસું મોરા અન્નદાતારજીકો કાંઇ ગુન્હો તો હુવો કોઇ નહીં? ફીર અંતરી અકૃપારો કાંઇ કારણ હૈ? જો મોરે ઉપર અકૃપા નહીં હૈ તો મોરા અન્નદાતારજી મોરા હાથસું દારૂ લેશોજ. કાંઇ મેં માનશોં કે હજુરરી મોરે ઉપર અકૃપા નહીં હૈ."

અમરસિંહજી રાણીની જાળમાં સપડાયા અને તેમને એમ લાગ્યું કે, રાણીને મેં તેના હાથથી દારૂ ન લીધો તેથી માઠું લાગ્યું, માટે લાવ થોડો લઉં. એમ વિચાર કરી રાણીના હાથમાંથી પ્યાલો લઇને ગટગટાવી ગયા. એટલે રાણીજીએ બીજો પ્યાલો દાસી પાસેથી લીધો અને તે પણ રાજા પાસે ધર્યો. અમરસિંહજી તો દરબારમાં સરદારો સાથે બે ત્રણ પ્યાલા ચડાવીને આવ્યા હતા, અને ઉપરાંત રાણીજીએ એક પ્યાલો આપ્યો તે પણ પીધો હતો; તેથી નિશામાં ચકચુર થયલા હતા, ભાન ખોઇ બેઠા હતા. દારૂના નિશાથી, મગજ અસ્વસ્થ બની ગયું હતું. એવી સ્થિતિમાં પુનઃ રાણીએ બીજો પ્યાલો આપ્યો તે પણ બેભાન અવસ્થામાં ઉઠાવી ગયા. પછી તો કહેવુંજ શું?—અને તેથી પોતાને સવારમાં આગ્રા જવું તે પણ ચૂકી ગયા. બાદશાહની દહેશતનું પણ ભાન રહ્યું નહીં, પરંતુ માત્ર જેમ ચન્દ્રમાં ચકોર, અને કમળમાં ભ્રમર લીન થઇને બેસી રહે

છે, તેમ મહારાજા અમરસિંહજી પણ માત્ર હાડી રાણીના પ્રેમમાં લુબ્ધ થઇ રહ્યા.

હાડીજી પૂર્ણ યુવાવસ્થામાં આવેલાં હતાં. વળી તેઓ જ્ઞાતયૌવના હતાં, તેથી પોતાને યુવાવસ્થાની પીડાની માહિતી પણ હતી. વળી તેમનું સ્વરૂપ એવું હતું કે, તેમના કેશપાશ કાળી નાગણીને પણ લજ્જિત કરતા હતા. તેઓનું મુખચન્દ્ર આકાશમાં રહેલ ચન્દ્રને લજ્જિત કરતું હતું. તેમની ભ્રૂકુટીઓ ધનુષને લજવતી હતી. તેમનાં નેત્રોનો માર એક વાર પુરૂષના ધનુષ ઉપર ચડેલા બાણના મારથી વિશેષ તીક્ષ્ણ હતો. તેમના દાંતો દાડિમની કળીઓને પણ શરમાવતા હતા. તેમના અધરામૃત અગાડી દેવલોકનું અમૃત તુચ્છ સમાન લાગતું હતું. તેમનો કંઠપ્રદેશ સારા શંખના કરતાં પણ સુંદર અને એટલો બધો સુકુમાર હતો કે જેથી કંઠમાં પાણી ઉતારવામાં આવે તે પણ સામો માણસ જોઇ શકતો હતો. તેમનાં બન્ને કુચો કમળની કઠણ કળીઓના સમાન હતાં. તેમનું પેટ પીંપળાના પાન સમાન સુકુમાર હતું. તેમની નાભિ એક ભવ્ય ઉંડા કુણ્ડની સમાન શોભતી હતી. તેમની કમ્મર એટલી બધી પાતળી તીક્ષ્ણ હતી કે જેનાથી શરમ પામી સિંહો જંગલમાં જ વસ્તા હતા. વળી તેમની જાંઘો કેળના કુમળા ગરભદાર થાંભલાઓને શરમાવી નાંખતી હતી. અને તેમની એડી રક્તવર્ણી એટલી સુકુમાર હતી કે સાધારણતઃ મખમલના બિછાના ઉપર ચાલતાં પણ તેમાં છાલાં પડતાં હતાં. તેમની ચાલથી તો મદઝરતા હાથીઓ પણ લજ્જિત થતા હતા, અર્થાત્ અતિમંદ ચાલથી ચાલનાર હતાં. અને તેમના શરીરનો વર્ણ સુવર્ણની સમાન સુંદર હતો. આ હાડી રાણીની સુંદરતાનું યથાર્થ રીતે વર્ણન તો કોઇ સારો કવિ પણ ભાગ્યે જ કરી શકે.*

---

* છતાં સાધારણ રીતે વર્ણન કરતાં પણ આપણે જાણવાનું જ જોઇએ કે તેમનું સ્વરૂપ એવું હતું કેઃ—

**કવિતઃ**—અંબુજ વદન વારી, શોભાકે સદન વારી;
નાગવેણુ વારી, સુરતીય માન હારી હૈ.
ખંજનસે નૈન વારી, તિચ્છન કટાચ્છ વારી;
ભવ્ય ભાલ વારી, સુખકારી દુઃખ હારી હૈ.
કકસે ઉરોજ વારી, નાભી ભવ્ય કુણ્ડ વારી;
શેર લંક વારી, રંભ થંભ જંઘ વારી હૈ.
ગજસમ ચાલ વારી, એડી સુકુમાર વારી;
મોહે પતિ વારી દેખી, નીલનીજ નારી હૈ.

આવી દેવકન્યા, નાગકન્યા અને ઇન્દ્રલોકની રંભાદિક અપ્સરાઓને તથા કામદેવની સ્ત્રી રતિને પણ લજ્જિત કરનારી પોતાની પ્રિયતમાના પ્રેમમાં અમરસિંહ-દારૂનો હદપાર નિશો ન હોય છતાં પણ-ફસાયો અને પોતાના શિર ઉપર આગ્રા નહીં જવાથી આવનાર સંકટ વાદળને વિસરી જાય તો તેમાં શું નવાઇની વાત કહેવાય!

એક તો રાણી સ્વાભાવિક જ સુંદર હતાં અને વળી પતિને રોકી રાખવા સારૂ પોતાના કુદરતી હાવ ભાવો ઉપરાંત કૃત્રિમ હાવ ભાવોની મદદ મેળવી હતી. તેથી રાણીના પ્રેમમાં અમરસિંહ આગ્રા જવાનું બિલકુલ ભાન ભૂલી ગયા. કહ્યું છે કે "શૃંગાર શાણી નવોઢા તરુણી, પ્રાપ્ત થઇ ના તો, ગઇ જીંદગાની" તેને અનુસરીને અમરસિંહ પણ પોતાને શૃંગાર શાણી નવોઢા તરુણી પ્રાપ્ત થવાથી પોતાની જીંદગીનું સાર્થક જ જાણે કરતા ન હોય, એમ હાડીજીના પ્રેમનો પૂર્ણપણે સ્વાદ લેવા લાગ્યા. રાણી પણ પોતાના વીર પતિના પ્રેમમાં એવી રીતે બંધાયાં કે, જે પ્રેમના વશમાં પતિ ઉપર બાદશાહ નારાજ થશે, અને તેનાં ફળો પતિને ભોગવવાં પડશે, તેનું પણ ભાન ભૂલી જ ગયાં.

આવી રીતે પતિપ્રિયાએ અરસ્પરસના પ્રેમમાં ને પ્રેમમાં છ સાત દિવસ આનંદમય વ્યતીત કર્યા. આ સાત દિવસમાં રાણીએ

---

**ચન્દ્રાયણાં:**-ચન્દ્રબદનશી બામ કે નૈનાં ખંજનસે;
નાગણુ વેણુ લલામ (કે) કુચ દો કંજસે.
પેટહૈ અલદલ પાત ( કે ) નાભી કૂપ હૈ;
(હરહાં) સિંધ્ર સમાન હૈ લંકા(યું)રૂપ અનૂપ હૈ.
ભવ્ય ભરી હૈ જંગ (કે) માનૌ રંભશી;
લસન એડી લલામ (કે) કામકે દંભશી.
સર્વાંગ સુંદર વેશ (યું) લેશ ન ખોડ હૈ;
(હરહાં) હાડીકે સમ એશ ન દેશમેં જોડ હૈ.
રંભાકી મદ ચોર, ઘડી રૂપ થોર તેં;
રતી અતી કરે મંદ, ગતી ગજ જોર તેં.
દુન્દુભી ઊન્ધ નિતમ્બ, સવારી કામકી;
(હરહાં) પતી ફિરાવે, માલ પ્રિયાકે નામકી.

**દોહા:**-પ્યારિ સુખકો પેખીકેં, પાત મન રહ્યો લુભાય;
જ્યું પંકજકે પાતમેં, રહિઓ ભ્રમર ફસાય.
નિરખિ પ્યાર સુખ ચંદકો, પતિ ચકોર ભૌ લીન;
ખીલે કમલ જ્યું દેખીકેં, પંકિત ફસત અલીન.
પ્યારિ સુખકો પેખીકેં, પતિ ભયો રસ લીન;
ભરે સરોવર દેખીકેં, હોત લીન જ્યું મીન. (લોકકથા)

અમરસિંહજીને નિશાથી મુક્ત થવા દીધા નહોતા; તેમ બહારના વાતાવરણનું બિલકુલ ભાન થવા દીધું નહોતું. દરમ્યાન સરદારોએ પણ પોતાના માલિકને ચેતાવવા સારૂ અનેક પ્રયત્નો કર્યા, પણ તે તમામ હાડી રાણીના સખ્ત બંદોબસ્ત આગળ વ્યર્થ ગયા, અને તેથી તેઓ પણ નિરાશ થઇ બેસી રહ્યા.

ભવિષ્યમાં જે થવાનું હોય તે થયા જ કરે છે અને નિમ્ન જણાવેલી બાબતોનો અધિકાર વિધિએ પોતાના કબજામાં રાખેલ હોવાથી મનુષ્યનું ડહાપણ કે યુક્તિ પ્રયુક્તિ કંઈ જ તેમાં ચાલી શકતી નથી.

**દોહાઃ**–સુનહુ ભરત ભાવી પ્રબલ, બિલખિ કહેઉ મુનિ નાથ;
લાભ હાની જીવન મરન, જશ અપજશ વિધિ હાથ.

અમરસિંહજીને માટે પણ ભવિષ્યમાં અનિષ્ટ પરિણામ નિશ્ચિત થયલું હોવાથી, રાજા રાણીની બુદ્ધિ બહેર મારી ગઇ અને સરદારોના ઉપાયો વ્યર્થ ગયા.

---

## પ્રકરણ નવમું
## ચાડીખોર સલાબતખાન

**દોહાઃ**–ઉંચે બેઠે નાં લહે, ગુણ બીનુ બડપન કોય;
બેઠયો દેવલ શિખર પર, વાયસ ગરૂડ ન હોય. ૧
ધન જોબન અરૂ ઠાકરી, તા ઉપર અવિવેક;
યહ ચારૂ ભેળા હુઆં, અનરથ કરે અનેક. ૨*
રોળ બિગાડે રાજને, મોલ બિગાડે માલ;
શનૈઃ શનૈઃ સરદારરી, ચુગલ બિગાડે ચાલ. ૩

**અ**મરસિંહજી હાડી રાણીને લઇને નાગોર આવ્યા. વિષયભોગમાં અને દારૂમાં પોતાને મળેલી રજા ઉપરાંત સાત દિવસ વધુ વ્યતીત કર્યા. આ સમાચાર અમરસિંહજીની ગેરહાજરીનો લાભ લઈ સલાબતે બાદશાહને જાહેર કર્યા.

તેણે બાદશાહ પાસે જઈ કુર્નિશ કરી જણાવ્યું કે, "ખુદાવિંદ, દીન દિલ્હી કે વાલીદ, આલી જહાં, વો નાગોરકા રાજા અમરસિંહ રાઠોડ, ખુદાવિંદસેં સાત રોજકી રજા મંજુર કરાકે ગયા હૈ, ફીર અભી તકભી આયા નહીં હૈ. ઇસકે લીયે બાદશાહી ફરમાનકે મુવાફિક ઉસકા જુર્માના હોના ચાહિએ. અગર ઉસકા કુછ કીયા નહીં જાયગા તો ઔર ઊમરાવ લોગભી બાદશાહી ફરમાનકો નહીં માનેંગે; ઇસસેં મેરી અરજ હૈ કી ઊસકે બાસ્તે કુછ હોના ચાહિએ, કી જીસસેં આગે કભી ઐસા હોને ન પાવે."

---

* यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥

બાદશાહે પણ પોતાના સાળાનું કહેવું સાંભળી વિચાર કરીને કહ્યું કે, "અભી તક વો અમરસિંહ નહીં આયા હૈ?"

સલાબતે જવાબ આપ્યો કે, "નહીં ખુદાવિંદ."

બાદશાહે કહ્યું: "અચ્છા કલ તુમ દરબાર કરો ઔર દરબારમેં ઊસકા ખુલાસા કીયા જાયગા."

બાદશાહનો હુકમ થવાથી સલાબત રજા લઇને ખુશ થતો ચાલ્યો ગયો, અને બીજે દિવસે સવારમાં આઠ વાગે દરબાર ભરાવવાનાં આમંત્રણો "બડા નકીબજી"એ મોકલાવ્યાં. તે માટે દરબારને બરાબર શણુગારવામાં આવ્યો. નોકરીવાળા તમામ ખાન, ઉમરાવો હાજર થયા અને તેમાં બેઠકનું માન ધરાવનાર પોતપોતાના આસને બેઠા અને અન્ય ખાન, ઉમરાવો બાદશાહી દરબારમાં રાખવામાં આવેલા રેશમી લટકતાં ફુદાં પકડી ઉભા રહ્યા. વિદ્વાન્ કવિઓ પણ રાજસભામાં આવી પોતપોતાના નિયત સ્થાને આવી બેસી ગયા. વારાંગનાઓ સભાની વચ્ચે બેસી પોતાનાં વાદ્યોના સુરો મેળવવા લાગી. આ બધું કાર્ય પૂર્ણ થયું અને દરબાર બરાબર ભરાયાની જ્યારે "બડા નકીબ"ની ખાત્રી થઈ ત્યારે તે બાદશાહ પાસે વરદી આપવા ચાલ્યા. બાદશાહ પણ પોતાનાં વસ્ત્રાભૂષણ અને આયુધો સજી તૈયાર થઇને જ બેઠો હતો, અને જ્યારે વરદી મળી એટલે તુરત જનાનાની અને દરબાર ગૃહની વચ્ચેની બારીમાંથી બાદશાહ દરબારમાં આવ્યો. બાદશાહ આવ્યો, એટલે તમામ દરબારીઓએ ઉભા થઇ તેને માન આપ્યું અને બાદશાહના બેઠા પછી સહુ સહુની જગા ઉપર સ્થિત થઇ ગયા. બાદ "બડા નકીબે" અનુક્રમે ખાન, ઉમરાવોની સલામો લેવડાવવા માંડી. તે કાર્ય પૂર્ણ થયા બાદ વિદ્વાન્ કવિઓએ બાદશાહને આશીર્વાદાત્મક અને પ્રશંસાત્મક કાવ્યો પોતાના આસનો* ઉપર બેઠાં બેઠાં કહી સંભ-

---

* કવિઓનો સાધારણ રીતેજ એવો નિયમ છે કે, ચહાય તેવા મોટા રાજા અથવા બાદશાહના સમક્ષ તેઓ ઉભા રહીને કવિતા કોઇ પણ કાળે બોલતા જ નથી. કદાચ દરબારમાં રાજા આવી ગયા પછી તેમનું આવવું થાય છે, તો તેઓ આશીર્વાદાત્મક કવિતા દરબાર ગૃહમાં પેસતાં જ બોલે છે. પણ પછીની કવિતા તો તેમને જ્યારે આસન બતાવવામાં આવે છે ત્યારે પોતાના આસન ઉપર બેઠક લીધા પછી જ બોલે છે અને દરેક કાવ્ય ઉલટાવી બે વખત બોલવાનો તેમનો વહીવટ હોય છે. કેટલાક વિદ્વાન્ કવિઓને રાજ તરફથી તાજીમનું માન મળે છે, અને તે એકવડી કે બેવડી હોય છે. એકવડી તાજીમ એટલે કવિ દરબારમાં આવે એટલે રાજા પોતાના આસનેથી ઉભો થઇ માન આપે છે, અને બેવડી તાજીમવાળાને આવતાં જતાં બે વખત તેવું માન આપવામાં આવે છે.

લાવ્યાં. બાદશાહ સાંભળી બહુ જ પ્રસન્ન થયો. પછી વારાંગનાના નાચ મુજરા ગાયન વિગેરે થઇ રહ્યા બાદ દરબારનું શરૂઆતનું કાર્ય પૂર્ણ થયું. શરૂઆતનું દરબારનું કાર્ય પૂર્ણ થયા બાદ, બાદશાહે સલાબતને ઉદ્દેશીને પૂછ્યું; "સલાબતખાન, આજ કે દરબારમેં સભી ખાન, ઉમરાવ આયે હેં, યા કોઇ બાકીભી હૈ?"

સલાબતે હાથ જોડીને બાદશાહને અરજ કરતાં જણાવ્યું કે, "ખુદાવિંદ, દીનદિલ્હીકે વાલીદ, સભી હાજર હૈં લેકિન નાગોરકે રાવ અમરસિંહજી સિર્ફ નહીં આયે હૈં."

"ભલા, સબ આયે હૈં ફીર વો કાયકું નહીં આયા હૈ?" બાદશાહે પોતાની તે સંબંધી અજ્ઞાનતા દર્શાવતાં પૂછ્યુ.

સલાબતે કહ્યું; "ખુદાવિંદ, વો હજુરકે પાસસેં રજા લે કરકે સાદીકે બાસ્તે ગયે હૈં."

બાદશાહે પુનઃ સલાબતને પૂછ્યુંઃ "ફીર તુમસેં કુછ તલાશ કી ગઇ હૈ કી નહીં કી? વો આગ્રામેં આયાભી હૈ યા નહીં? ઉસકી રજાકી મુદ્દત તો હો ગઇ હૈ. ઔર રજાકે ઉપર ઔરભી છે સાત રોજ હો ગયે હૈં."

સલાબતે જવાબ આપ્યો; "જી હાં ખુદાવિંદ, તલાશભી કી ગઇ હૈ ઔર પેશ હુવા હૈ કી વો સાત રોજકી રજાકે ઉપર ઔર સાત રોજ હુએ તબ્ભી ભી આગ્રામેં અભીતક આયે નહીં હૈં."

બાદશાહે સલાબતનું કહેવું સાંભળી ગુસ્સે થઇ કહ્યુંઃ "મૈંને ઉસકો રજા દેતી બખત કહા ભી તો થા કી, રજા કે ઉપર કોઇ રોજ જ્યાદા હોગા તો હરજ્યાદા રોજકે લીયે એક લાખ રૂપયા જુર્માના દેના હોગા; ઉસનેભી તો મેરા કહના સુનકર શાહી ફરમાનકા ઉસકો માલુમ હૈ ઐસા કહા થા, ઐસી તો મેરે ઔર ઉસકે બાતચીતભી હુઇથી. ફીર વો નહીં આયા તો, અલબત્તાં ઉસકો ઉસકી નસિહત હોની ચાહિએ. વો હરહમેશ અપના ઉદ્ધત સ્વભાવ રખતા હૈ, ઇસસેં ઇસકોભી માલુમ હોના ચાહિએકી બાદશાહી ફરમાનકે તાબે નહીં હોનેસેં કૈસે ફલ મીલતે હૈં? ઇસસેં મેં ફરમાતા હું કી અમરસિંહકો જીતને રોજ રજા કે ઉપર જ્યાદા હુએ હોં, ઇતને હરરોજકે લીયે એક લાખ રૂપયે જુર્માના કીયા જાતા હૈ." વળી વિશેષમાં તેણે સલાબતને પૂછ્યુંઃ "સલાબતખાન, ઉસકો કિતને રોજ જ્યાદા હુવે હૈં."

સલાબતે જવાબ આપ્યોઃ "ખુદાવિંદ, રજાકે ઉપર સાત રોજ ઔર જ્યાદા હુવે હૈં."

"જબ ઉસકે સાત રોજકે સાત લાખ રૂપયે જુર્માના ઔર દો લાખ રૂપયે તુમારી પઘડીકે મીલકે નૌ લાખ રૂપયે જુર્માના ફરમાયા જાતા હૈ. ઔર જો નૌ લાખ દેનેમેં ઇન્કાર કરૈગા તૌ નાગોર ખાલસા કિયા જાયગા. અબી ઉસકે ઉપર મેરે નામસેં રૂક્કા લીખકે ઉસકો યહાં બુલાઓ. ઉસકો અભિમાન હુવા હૈ. ઇસિસેં જબ વો યહાંપર આયગા ઉસકા અભિમાન તોડકે મેં ઉસકો ઠિકાને પર લા રકખુંગા."

જ્યારે ખુદ બાદશાહનો હુકમ મળ્યો એટલે, "મોસાળમાં જમવું અને મા પીરસનાર"ની માફક સલાબતખાન કેમ વાર લગાડે કે બાકી રાખે? "ભાઇના છાબડીયામાં કંઇ બ્હેન બાકી રાખે ?" એમ સલાબતે પણ બાદશાહના હુકમનો ત્વરિત જ અમલ કર્યો અને રૂક્કો લખીને એક સિપાઇને નાગોર મોકલવાનો હુકમ કર્યો અને કહ્યું કે, "દેખો મીયાં, ખુદાવિંદ બાદશાહ સલામતકા હુકમ હુવા હૈ, ઇસસેં મેં યે રૂક્કા તુમકો દેતા હું. યે રૂક્કા તુમ નાગોર જા કરકેં નાગોર કે સરદાર અમરસિંહ રાઠોડ કો દે કરકેં ઉસકો તુરતાતુરત બુલા લાઓ."

સિપાઇએ પણ 'જો હુકમ સરકાર' એમ કહી તુરત જ જવાની તૈયારી કરી.

બાદશાહે દરબાર બરખાસ્ત કરવા આજ્ઞા ફરમાવવાથી "બડા નકીબે" દરબાર બરખાસ્ત કરાવ્યો. દરબાર બરખાસ્ત થવાથી બાદશાહ જનાનામાં ગયો અને અન્ય ખાન, ઉમરાવો પોતપોતાનાં મુકામો તરફ ચાલ્યા. રસ્તામાં સરદારો બાદશાહના હુકમથી નારાજ થયલા અંદર અંદર વાતો કરતા ચાલ્યા કે, "બાદશાહે નાગોર જેવા મહાન્ રાઠોડ રાજ્યની સાથે માત્ર એક નીચ પીંજરાના કહેવાથી આવો ખોટો હુકમ કરી દુશ્મનાવટ બાંધવામાં સારૂં કર્યું નહીં. આ દુશ્મનાવટનું પરિણામ સારૂં નહીં આવે." વળી કોઇએ કહ્યું કે, "કુસંગા સંગદોષેણ કાષ્ઠઘંટ વિટંબણા" એ કહેતી મુજબ બાદશાહ પણ પીંજારડીના પ્રેમપાશમાં ફસાયો છે, તેથી પીંજારાના ચઢાવવા રૂપી કુસંગાસંગ તેને થયલો છે, અને તેથી તેને કાષ્ઠઘંટની વિટમ્બણા ભોગવવાની છે, તેથી તેને સદ્બુદ્ધિ ક્યાંથી આવે?

વળી એક સરદારે કહ્યું: "આ બાદશાહના હુકમની અમરસિંહજીને ખબર પડશે એટલે તેનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થશે; જરૂર તે આગરા ઉપર ધસારો કરશે, માટે આપણે પણ ગુપ્ત રીતે આપણાં સૈન્ય એકત્ર કરી–તૈયાર કરી–રાખવાં. કદાચ આપણે અમરસિંહને મદદ પણ કરવી પડે. આ તો આજે અમરસિંહજીનો વારો છે અને કાલે આપણા પૈકી પણ કોઇનો વારો આવે, અને જો બાદશાહ ફાવશે

તો તે જરૂર બીજાના ઉપર પણ આવો પ્રસંગ લાવતાં વિચાર કરશે નહીં. માટે અત્યારે તો જાણે આપણે જાણતા જ નથી; એવો દેખાવ કરી ખાનગી રીતે બધી તૈયારી કરી રાખવી, એ આપણા માટે ડહાપણ ભરેલું છે. પ્રસંગ પડે અમરસિંહજી કહે તો તેમના સૈન્ય સાથે આપણાં સૈન્ય પણ સામિલ કરી દેવાં અને બાદશાહના સામા થઇ જવામાં વિલંબ ન લગાડવો." આ સરદારનું કહેવું સહુને ઠીક લાગ્યું અને તેથી તે મુજબનો નિશ્ચય કરી સહુ પોતપોતાના મુકામ ઉપર જવા છુટા પડ્યા.

---

## પ્રકરણ દશમું
## શાહજહાનનું ફરમાન

સોરઠાઃ—"હુન્નર કરો હઝાર, શ્યાણપ ચતુરાઇ સહિત;
હેત કપટ બિવહાર, રહે ન છાનો "રાજીયા."

**બા**દશાહનો હલકારો—પેગામી દડમજલ કુચ કરતો નાગોર આવી પહોંચ્યો. આવીને રાજમહેલના પેહેરાવાળાને શાહી પેગામ આપ્યો અને સાથે તેણે તે પેગામ ખુદ મહારાજા સાહેબને આપવા પણ જણાવ્યું. પેહેરાવાળાએ રૂક્કો રાજમહેલમાં દાસીની મારફત પહોંચડાવ્યો; દાસીએ કરેલા બંદોબસ્ત પ્રમાણે રાણીજીને આપ્યો.

હલકારાએ બાદશાહનો રૂક્કો આપ્યો તે સાથે એવા પણ સમાચાર તેણે કહાવ્યા હતા કે, "રાજાકો ઐસા ભી બોલો કી અગર તુમ આગ્રા નહીં ચલોગે તો નાગોર ખાલસા કીયા જાયગા, ઐસા શાહી ફરમાન હૈ." આ રૂક્કો આપતાંની સાથે દાસીએ હલકારાનો સંદેશો પણ રાણીને કહ્યો અને રૂક્કો અને સંદેશો સાંભળી રાણીના અંગમાંનો નિશો સત્વર નાસી ગયો. દારૂના નિશાનો સાધારણતઃ એવો ઉતાર મનાય છે કે, નિશાવાળા માણસને કોઇપણ પ્રકારની સોક—ધારતી થવાથી અથવા માર પડવાથી તે નિશો તુરત જ નાસી જાય છે. હાડી રાણીને પણ સોક પડવાથી તેમ જ થયું. હવે તેને પોતાના કૃત્યથી પતિ ઉપર આવેલા સંકટોનું ભાન થયું. તે પોતાના મન સાથે અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગી. તેના મનમાં રૂક્કો અને હલકારાંનો સંદેશ પણ રાજાને પહોંચાડવો કે નહિં તે સંબંધી અનેક વિચારો આવવા લાગ્યા. હા, ના ની તકરારનો અંત એણે એવી રીતે આણ્યો કે, "બાદશાહરો રૂક્કો તો રાજાજીને દેણો ચાહીજે. જો મેં યા રૂક્કો હજુરરા આગે રજુ કરશી નહીં, ઔર મહારાજાને ઇણ બાબતમેં અજ્ઞાત રખશી તો, ઇણ બાબત

મહારાજારા ઉપર જો કષ્ટરો બાદળ આય રહ્યૌ હૈ, ઇણસું ખી બઢતે કોઇ ભારી સંકટ આશી."

રાણીની દશા તો "સાપ છછુંદર જેવી" થઇ રહી. રાજાને સમાચાર પહોંચે અને કદાચ રાજા ગુસ્સે થાય, અને સમાચાર ન આપે તો અનિષ્ટ પરિણામની દહેશત હતી. દહેશતમાં ને દહેશતમાં

"માનો રૂતુ બસંત મેં, ખીલિ રહી લતા લલીત;
તાપર ગ્રીષમ તાપશી, રાણી ભઈ ખચીત."

આવી રીતે રાણીની દશા થઇ. રાણી જેમ કોઈ પાપી માણુસ પોતાનાં કરેલાં પાપોનાં પ્રાયશ્ચિત્ત કરતો હોય, અને તે વખતે પોતાનાં પાપોને યાદ કરીને મનમાં ખિન્ન થતો હોય, તેમ એકાએક ખિન્ન મન થઇ ગયાં. પ્રથમ તેના મુખ ઉપર એવી ગૌરતા છવાઇ રહેલી હતી, તેવી જ શ્યામતા અત્યારે તેના મુખમંડળ ઉપર દેખાતી હતી.

"બાલ બદન ઐસો બન્યો, જ્યું અંબુજ સુકુમાર;
છાઇ ઐસી શ્યામતા, માનૌ પર્યો તુખાર."

તેને અત્યારે કંઇ જ સુઝવા લાગ્યું નહીં. તેને દિશાઓ પણ ભયંકર દર્શાવા લાગી. કોઇ પણ પ્રિય વસ્તુ ઉપરનો તેનો પ્રેમ કે મોહ હવે તેના મનમાં બિલકૂલ રહ્યો નહીં.

તે તો તેના મન સાથે વિચાર જ કરવા લાગી કે, "અરે મોંને મોરે સુખરૂપ વૃક્ષકો મેરે હાથસું કુહાડો મારતે નાશ કર દીયો? અરે જો મોંને હજુરને નિશામેં ચુર કરને આગ્રા પધારતાં રોક રાખ્યા નહીં હોતા તો યે મેરો સુખ અતરા હુંકા સમયમેં નાશ નહીં હોતો. અરે મોંને યા કાંઇ સુઝ આયો, જીણસું મોંને હજુરનેં આગ્રા જાવણુ નહીં દીયા? મોરાં કિયોડાં કર્મોંકો ફળ મોંનેં હાલ મિલ ગયો। અર સપણારા સુખરો જીણ તરેશું નાશ હો જાય હૈ, ઇણ તરોંશું મોરા સાચા સુખોંરો નાશ વ્હૈગૌ. અર, મહારાજા મોરા પ્રેમમેં ફસ જાવણુરી દહેશતસું મોરી સાથ બુંદી આપ પધાર્યા જહાંઇ હાથેવાળાસું લગનરા બાસ્તે પધાર્યા નહીં; અર ફીર નાગોરમેં આયને મોરી પ્રેમજાળમાં કીં કારણરે બાસ્તે ફસગે? અરે મોરી ભાગ્યદશા મોરેસું વાંકી વૈ ગઇ, ઔર મોનેં સુખરા બાસ્તે આરંભ્યો હુવો મોરો સબળો કાજ મોરા દુખરા રૂપમેં ફીરગૌ."

આમ પોતાના મન સાથે અનેક પ્રકારના તર્કવિતર્ક કરી બાદશાહનો રૂક્કો લઇ હિમ્મત રાખી મહારાજા સમક્ષ હાડીજી ગયાં, અને નિશામાં ચકચુર થઇ પડેલા પોતાના પ્રાણપતિને બાદશાહનો રૂક્કો આપવા

સાર, હાથમાં રૂક્કો રાખી હાથ જોડી, થરથરતાં ગદ્દગદ કંઠથી કહેવા લાગ્યાં કે, "અન્નદાતારજી, યે બાદશાહકો રૂક્કો લૈનૈ હલકારો આયો હૈ."

બાદશાહનો "રૂક્કો" અને "હલકારો" એ શબ્દોએ રાજાના મગજ ઉપર ઓર પ્રકારની અસર કરી, અને એકાએક તેનો (પણ) નિશો ક્યાં પલાયનમઃ કરી ગયો, તેની કોઇને કંઇ જ ખબર પડી નહીં. રાજા તુરત નિશાથી મુક્ત થઇ સ્વસ્થ બની રહ્યો, અને રાણીના હાથમાંથી રૂક્કો લઇ વાંચ્યો. વાંચતાંની સાથે જેમ "સુતેલા સાપના પુંછડા ઉપર પગ આવવાથી તે જેમ કોપાયમાન થાય" તેમ અમરસિંહ પણ એકાએક ક્રોધના આવેશમાં આવી ગયો. જાણે રૌદ્ર કે વીરરસ પોતે જ બેઠો ન હોય! એવો રાજા બની ગયો અને ઘડી ભર તેઓ જાણે કંઇ મહાન્ વિચાર સાગરમાં ડુબકીઓ ખાતા હોય તેમ શાંત થઇ રહ્યા.

રાણીને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે, "રાણી, થેં થારા અર મારા કોઇરા હિતાહિતરો બિચાર કિયા કોય નહીં. મેં જીણુરા બાસ્તે થારી સાથમેં હાથેવાળાસું લગ્ન કરવારે બાસ્તે આયો નહીં, અર થારો આગ્રહ હો જદ્દાંઇ દારૂરા બાસ્તે થાંનેં ના કહ દીની હી, પરન્તુ થારો અતિ આગ્રહ દેખતે મેં થારી જાળમેં ફસગો, અર થારો અર મારો સુખ નષ્ટ હોઇ ગો. ખેર, જો હોવણેકી હી સો હોયગી, અબાર ઇણ બાબતરો શોક કરવાશું કાંય લાભ વ્હૈસું નહીં. દાસીને બોલા દે, મોરે કપડે અઠૈ લાય દે."

રાણી તો અમરસિંહજીનો ઠપકો સાંભળી સ્તબ્ધ જ બની ગયાં હતાં. તેઓ કંઇ જ જવાબ આપી શક્યાં નહીં; માત્ર નીચું જોઇ દાસીને રાજાનાં કપડાં લઇ આવવા આજ્ઞા કરી. દાસી પણ રાણીજીની આજ્ઞા મુજબ મહારાજાનાં કપડાં લઇ આવી, અને મહારાજાએ પોતાનાં કપડાં પરિધાન કર્યાં. જનાનખાનામાંથી બહાર નિકળ્યા અને એક પોતાના ખાનગી ઓરડામાં આવ્યા. આવીને એક નોકરની મારફત બાદશાહના હલકારાને બોલાવરાવ્યો. હલકારે આવી મહારાજાને સલામ કરી, અમરસિંહે જગા બતાવી ત્યાં બેઠક લીધી, એટલે અમરસિંહજીએ હલકારાને પૂછ્યું કે, "મીયાં, થેં બીચમેં ખુદા ઔર કુરાનેશરીફ સમજીને મેરેસું સહ બાત કહદે કી, મેં મુદ્દત હોવણે પર નહીં આયો યે બાત બાદશાહનેં કીણ તરેસું માલુમ પડગી?"

હલકારાએ જવાબ આપ્યો કે; "હઝુર, સલાબતને આપ મુદ્દત બીતે પર ભી નહીં આયે હો ઐસી ચુગલી બાદશાહકો ખાઇ. જીસસેં બાદશાહને શાહી ફરમાનકે મુવાફિક સાત જીયાદા રોજ કે—રોજ કે

એક લાખ રૂપયાકે હિસાબસેં સાત લાખ રૂપયે જુર્માના કીયા, ઔર દો લાખ રૂપયે "નકીબ" સલાબતકી પઘડીકે. યે સબ મીલકે નૌ લાખ રૂપયે જુર્માના ફર્માયા હૈ, ઔર બાદશાહ સલામતને ઐસા ભી ફરમાયે હૈકી, જો આપ નૌ લાખ રૂપયે નહીં દોગે તો "નાગોર" ખાલસા કીયા જાયગા. હજુર યે સબ કામ વો કમજાત પીંજારા સલાબતકા હૈ. કેઈ ખાન, ઉમરાવ સલામત બાદશાહકે ઇસ ફર્માનસેં નાખુશભી હુવે હૈ લેકિન વો લોગ કયા કર સકતે હૈં? ઇનકી જીન્દગી ઔર ઇનકા રાજભી તો ખુદ બાદશાહ ઔર બાદશાહકો વાહવાહ કરને વાલે અફસ-રોકી રહમ પર તો હેઇ. ફીર વો લોગ કૈસે બાદશાહકે સામને આંખ ભી ખુલ સકેં? હજુરકો જલ્દિસેં આગ્રા બોલાલાનેકાભી તો વો પીંજારા સલાબતને ફર્માયા હૈ, ઔર આગ્રામેંભી સ્યાયદ વો હરામી આપસેં કુછ દગલબાજીભી કરૈગા ઐસી મેરેકો દહશતભી હૈ. ઇસસેં હુજુરકો મેરી યહભી અરજ હૈ કી હુજુર અપને સરંજામકે સાથ આગરાકો ચલેં." સલાબતે સહુની સાથે પ્રથમથી જ પોતાની હકુમતના પ્રતાપથી દુશ્મનાવટનાં બી વાવી રાખ્યાં હતાં, અને તેથી આ મીયાં–હલકારા–એ પણ પોતાની સાથે સલાબતે વાવેલાં વૃક્ષોનાં ફળો તેને ચખાડવાનો આ પ્રસંગ સારો છે, એમ વિચાર કરી બળતામાં ઘી હોમી સ્વાહા કર્યું.

હલકારાનાં વચનો સાંભળીને:—

દોહા:–જીમિ પાવક પ્રજલિત મહિં, પરી જુ ઘૃતકી ધાર;
રૌદ્ર રૂપ અમરેશ ભદ, બઢીજુ જ્વાલ અપાર. ૧
ભૃકુટી અંક ફરકન લગી, લગી ફરકકન મુચ્છ;
કંપ ભયો નીજ અંગમેં, ગિનત શાહકો તુચ્છ. ૨
સુન પેગામી કહ અમર, તોહું આગરો શહર;
પ્રથમ સલાબત મારકે, કરિ હીં અતિશય કહર. ૩
શાહ ખિલોના વ્હે રહ્યૌ, એક પિંજરી હાથ;
પૂર ફસાયો પાશમેં, રાઠોડાં સમરાથ. ૪
ચલિહૌં સજી નીજ સેનકો, નગર આગરે માંય;
ડગમગાઉં દિલ્લી તખત, તોડી આગરો ત્યાંય. ૫

ક્રોધમાં ને ક્રોધમાં આ પ્રમાણેનાં વચનો હલકારાને કહી પોતાના ચોબદારને બોલાવી આજ્ઞા ફરમાવી કે: "ચોબદાર, અબાર દરબારરા બાસ્તે સધળા સરદારોંનેં વરદી દિરાયદે, અર નગ્રમેં ડુંડી પીટાયદે." બાદશાહના હલકારાને ફરમાવ્યું કે: "મીયાં, તુમભી આજ દરબારમેં આવણા." ચોબદારને આજ્ઞા ફરમાવી કે, "ઇણ મીયાંરો સરભરારા બાસ્તે બંદોબસ્ત કરાય દે."

ચોબદાર અને હલકારો રાજાજ્ઞા થવાથી ચાલ્યા ગયા. અમરસિંહજી પોતે સ્નાન સન્ધ્યા કરવા ગયા. સ્નાન સન્ધ્યાદિ પોતાનાં નિત્ય કર્મોથી પરવારી તૈયાર થઈને દરબાર ભરાયાની વરદી મળવાની રાહ જોતા બેઠા.

સરદારોને પણ દરબારના સમાચાર મળવાથી, આજે સાત આઠ દિવસે પોતાના માલીકનાં દર્શનનો અનાયાસ લાભ મળવાનો હોવાથી, આનંદિત થઈ દરબારમાં જવા તૈયાર થયા, અને એક પછી એક દરબારમાં આવી પોતપોતાનાં આસનો ઉપર બિરાજી ગયા.

---

## પ્રકરણ અગીઆરમું

### અમરસિંહનો દરબાર

દોહાઃ–સુણી વચન અમરેશનાં, કુપિત થયા રાઠોડ;
દંડ દેઈશું શાહને, કરી માણની હોડ.

અમરસિંહજી બેઠા બેઠા વિચાર કરે છે, એટલામાં ચોબદારે આવી વરદી આપી કે, "અન્નદાતાર, હઘળા હરદાર દરબારમેં આયગા હૈ. હુઝુરરી કાંઈ આજ્ઞા હૈ?"

મહારાજાએ તેને ફરમાવ્યું કે, "સવારીરાં વાજાં વગડાય દો, મેં આવોં હોં."

ચોબદારે પણ તુરત પોતાના માલિકના હુકમનો અમલ કર્યો, અને કાયરને પણ શૂર ચ્હડે એવાં વીરરસમય વાદ્યો વાગવા લાગ્યાં. આ વીરરસમય ધ્વનિથી રાજા અમરનો દરબાર જે એક ઘડી પહેલાં શાંત હતો તે દરબારમાં એકાએક કોલાહલ થઈ ગયો, અને સરદારો અને અન્ય રાજપૂતોના હાથ મૂછો ઉપર અને તલવારો ઉપર ફરવા લાગ્યા. તેમનાં રૂવાડાં ખડાં થઇ ગયાં, અને તેઓ પોતાના માલિકના દરબારમાં પધારવાની રાહ જોવા લાગ્યા.

અહીં દુન્દુભીના અવાજો થયા અને ચોબદારે આવી વરદી આપી, એટલે વીર અમરસિંહ અત્યારે તો સાક્ષાત્ રૌદ્ર રસના અવતાર રૂપ અમરસિંહ પોતાની બેઠક ઉપરથી ઉઠ્યો, અને તુરત ચોબદારે નેકી પુકારી. નેકીનો પુકાર સાંભળી નીચે ઉભેલા સવારીના માણસોએ તથા પોતાના રાજાનાં દર્શન કરવા આવેલા નગરજનોએ "મહારાજા અમરસિંહરી જય" એમ ગગનને પણ ભેદી નાંખે તેવો પ્રચંડ અવાજ કર્યો. તે અવાજની સાથે જ રસ્તાની બન્ને બાજુ ઉભેલા લોકોએ તે અવાજને બંધ પડવા ન દેતાં, તુરત જ સાંધ્યો અને એવી રીતે છેક દરબારના

સ્થાન સુધી તે અવાજ એક સરખો જ પહોંચી ગયો, અને રાજા આવે છે તે સમાચાર દરબારમાં જણાવ્યા. જે દરબારમાં ઘડી પહેલાં અશાંતિ વ્યાપ્ત થઈ રહી હતી તે જ દરબારમાં પુનઃ શાંતિ વ્યાપિ ગઈ, અને સહુ કોઇ મહારાજાને પધારવાની રાહ જોવા લાગ્યા. અમરસિંહ પણ

"મદ ભીને ગજ ચાલતૈં, ચલ્યો ભૂપ અમરેશ;
ડગ ડગ કર સુચ્છન ધરૈ, ધરૈ ન શંકા લેશ."

આવી રીતે રૌદ્ર અને વીર રસમાં રંગાયલો, અને જેના મનમાં માત્ર ત્વરિત આગ્રા પહોંચી બાદશાહને સલાબત જેવા નીચ માણસની સલાહ અને ચાડીથી સરદારોને હેરાન કરવાથી શું પરિણામ આવે છે, તે દર્શાવવાના જ વિચારો ઘુમી રહ્યા છે, એવો રાજા અમરસિંહ પોતાને માટે તૈયાર રાખવામાં આવેલો હાથી, જેને સુવર્ણનો હુદ્દો કસવામાં આવ્યો હતો, તે હાથી ઉપર બિરાજ્યા. શિર ઉપર સુવર્ણનું અંદર નંગો જડેલું છત્ર ધારણ કરવામાં આવ્યું. હુદ્દામાં મહારાજાની પછાડી બે રાજપૂતો ખુલ્લી તલવારો ધારણ કરી બેઠા. હુદ્દાના બન્ને બાજુનાં પગથારીઆં ઉપર એક એક ખુલ્લી તલવારવાળો રાજપૂત અને એક સુવર્ણના હાથાવાળી ચમરવાળો એમ બે બે માણસો ઉભા હતા. જ્યારે હાથીને ઉઠાડવાની મહાવતને આજ્ઞા થઇ તે વખતે પુનઃ લોકોએ "મહારાજા અમરેશરી જય"નો* ગગનમંડળને ભેદીને જાણે દેવ લોકોને તે ધ્વનિ સંભળાવવાનો તેમનો ઉદ્દેશ ન હોય! એવો પ્રચંડ ધ્વનિ કર્યો. રાજા અમરની સવારી દરબાર તરફ ચાલી. રસ્તાની બન્ને બાજુએ ઉભેલા લોકો તથા રસ્તાની બન્ને બાજુનાં મકાનો તથા દુકાનદારો તરફથી તથા મકાનો અને દુકાનોની ઉપરના માળેથી સુહાગણી સ્ત્રીઓએ પુષ્પની તથા સુવર્ણ અને રૌપ્ય પુષ્પની વૃષ્ટિ પોતાના રાજા ઉપર કરવા

---

* પ્રથમના રાજાઓ ઉપર પ્રજાનો કેટલો બધો હાર્દિક પ્રેમ હતો તે આથી જણાઈ આવે છે, અને તે પ્રેમ—રાજા પોતાની પ્રજાના સ્વમાનનું અને સ્વતંત્રતાનું કેવી રીતે રક્ષણ કરતો હશે ત્યારે—પ્રજાને ઉત્પન્ન થતો હશે, તેનો પણ ખ્યાલ થઇ શકે તેમ છે. વળી પ્રથમના સમયમાં અત્યારે રાજા ખાંડા ઘોડા ઉપર બેસીને કિંવા મોટરમાં કે ટાંગામાં બેસીને દિવસમાં દશ દશ વખત નગરમાં રખડતા ફરતા નહોતા, પરંતુ માત્ર અમુક કારણ પ્રસંગે જ રાજમહેલમાંથી પ્રજાને દર્શન આપવા પધારતા હોવાથી, લોકોને પણ રાજાનાં દર્શનની ઉત્કંઠા વિશેષ રીતે રહે એ સ્વાભાવિક જ હતું, અને મહારાજા અમરસિંહ જેવા પ્રજાપાલક અને વીર રાજાનાં દર્શન કરવા સારૂ વધારે ઉત્સુક અને અધીર બને તેમાં શું નવાઈ? વળી રાજાને દેવતા સમાન માનતી આવેલી હિન્દુ પ્રજા પોતાના દેવાંશી રાજાનાં દર્શન વખતે સુવર્ણ—પુષ્પ વૃષ્ટિ કરે એ પણ સ્વાભાવિક જ છે.

સાંડી. રાજા અમરની સ્વારી નગરજનોનો સત્કાર સ્વીકારતી નગરમાં ફરતાં ફરતાં જે સ્થળે દરબાર ભરવામાં આવ્યો હતો તે મકાન પાસે આવી, અને બહાર ઉભેલા લોકોએ "મહારાજા અમરરી જય" નો પુનઃ ધ્વનિ કર્યો. દરબારમાં હાજર હતા તે તમામ સરદારો અને અન્ય રાજપૂતો નીચે ઉતરી પોતાના રાજાની સ્હામા આવ્યા. તેઓ આવીને બન્ને બાજુ પોતપોતાના અનુક્રમે લ્હારબંધ ઉભા રહ્યા. રાજાની સવારી આવી પહોંચી, હાથીને બેઠ કરવામાં આવ્યો; રાજા હાથી ઉપરથી નીચે ઉતર્યા અને ચમ્મરોના ઝપાટા અને ચોબદારોના લલકાર વચ્ચે રાજા સરદારોની લ્હારમાં પેઠા, અને સરદારોની સલામો સ્વીકારતા સ્વીકારતા દરબારમાં ચાલ્યા. જેમ જેમ સરદારોની સલામો થઇ રહેતી હતી, તેમ તેમ બન્ને બાજુના સરદારો રાજાની કેડે કેડે ચાલતા હતા. આ વખતે રાજા અમર ગરૂડપક્ષીના સમાન અને તેની બન્ને બાજુની સરદારોની લ્હારો તથા અન્ય રાજપૂતોની લ્હારો તેની પાંખોના સમાન શોભા આપતી હતી. આવી રીતે રાજા અમરસિંહ દરબારમાં આવી પોતાના સિંહાસને બિરાજ્યા એટલે સરદારો પણ પોતપોતાનાં આસનો પર બેઠા.

રાજાએ ચોબદારને આજ્ઞા ફરમાવી કે, "નિચું ખડા હુવા હલબળા આદમીયાંને ફરમાય દો કે જીણાંને દરબારમેં આવણો વે અણરિ બાસ્તે રજા હૈ."

રાજાની આજ્ઞાનો તુરત ચોબદારે અમલ કર્યો. દરબાર ચિકાર ભરાઇ ગયો, જેથી એક કાંકરી પણ જો છુટી નાંખવામાં આવે તો તેને ભૂસ્પર્શ કરવાનો પણ ભાગ્યે જ અવસર પ્રાપ્ત થઇ શકે, અર્થાત્ દરબારમાં પુષ્કળ માણસો આવી ગયાં. દરબારગૃહ મનુષ્યોથી ખીચોખીચ ભરાઇ ગયું. માણસોના ભરાયા બાદ સરદારોની ક્રમવાર સલામો થવા લાગી. સરદારો સલામો કરી કરીને પોતાના રાજા ઉપર ન્યૌછાવર કરી ચોબદારોને નાણાં આપવા લાગ્યા. ચોબદારો પણ ખુશ થતા પોતાનાં ખીસ્સાં અને રૂમાલો ભરવા લાગ્યા.* દરેક સરદાર પોતપોતાના ઉત્પન્નના પ્રમાણમાં રાજાના ચરણે નજર-ભેટ-કરવા લાગ્યા. એ રીતે રાજાના ચરણોમાં ઘડીકમાં એક મોટો નાણાંનો તથા દાગીનાઓનો ઢગલો થઇ ગયો. આ કાર્ય પણ પૂર્ણ થઇ ગયું.

---

* (૧ ન્યૌછાવર-નછરાવલ-ની રકમ ચોબદાર-હજુરીઆ વિગેરેનો અસલના સમયથી લેવાનો હક્ક હોય છે; અને અદ્યાપિ પણ તે રકમ તેમને જ આપવામાં આવે છે.)

જ્યારે સલામીનું કાર્ય પૂર્ણ થઇ રહ્યું, એટલે મહારાજા અમરસિંહજીએ સિંહના સમાન અને પ્રલય કાળના વર્ષાદની ગર્જનાના સમાન ઘોર ગર્જના કરી પોતાના સરદારો અને અન્ય હાજર રહેલા રાજપૂતોને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ "હરદારો, આપ હધળા જાણૌ હૌ કી મોંને બાદશાહને લગનરા બાસ્તે સાત રોજરી રજા દી હી, જીણુ રજારા ઉપર મોંને સાત રોજ ઝાઝા વ્હૈ ગયા હૈ! ઇણુ બાતરી ચાડી વૈ પીંજારા સલાબતને બાદશાહરા આગૈ ખાઇ, જીણુસું બાદશાહને મોરો સાત લાખ રૂપયાં જુર્માનો કીયો હૈ, ઔર દો લાખ રૂપયા વો ચાડીયા પીંજારારી પાઘડીરા દંડ કીયોડા હૈં. ઇણુ રીતસું નૌ લાખ રૂપયા મોરા બાદશાહને દંડ કીયોડા હૈં. અર જો દંડરી રકમ મેં નાં દઊં તો યે નાગોરરો પટ્ટો ખાલસા કરવારો હુકમ ભી કિયોડો હૈ. ઔર રૂક્કો લૈને અઠૈ યે"–(હલકારાને બતાવતાં–)"હલકારાને ભેજ્યો કોડો હૈ સાત રોજરી ગેરહાજરીરો સાત લાખ રૂપયા જુર્માનો તો બાદશાહ-શાહી ફરમાન હૈ, ઇણુ રીતસું કર સકૈ હૈં, પર વો પીંજારારી પાઘડીરા દો ખાલ રૂપયા દેવારો હુકમ કિયો હૈ, વૈ મોશું સહ્યૌ જાય કો નહીં. જીણુસોં મોરો બિચાર તો યું હૈ કી બાદશાહસું લડતે બાદશાહસું દિખાવણો ચાહિજૈ કી, રાઠોડોંશું એક પીંજારાનેં બાદશાહ પઘડી કણુ રીતસું દિરાય સકૈ હૈ, ઔર આપ હધળાંરા કાંઇ બિચાર ઇણુ બાબતમેં હૈં વો જાંણુવારી મોરી ઇચ્છા હૈ, તો આપ હધળાં બિચાર કરને મોંનેં જવાબ દો. આપણુ હધળા નાગોરરા અંગહો, અર આપરા ભુઝૌંરા બળશું મોંનેં નાગોરરા બાસ્તે કોઇ રીતરી ડર હૈ પણુ કોય નહિ. આપણો દંડ હુવો જહાં જોધાંણુ નાથરો દંડ હુવો યુંજ સમજણો ચાહિજે. ઔર વો દંડ આપણુ દૈને કલંક ઉઠાવૈ વો કણુ રીતસું બણુશકે? અણુ બાતરો પણુ આપ હધળા બિચાર કર દેખો. આપ જાણો હો કે જો નાગોરરી ઇજત ગઇ તો આપરી અલગ હૈ કોય નહિ, ઔર નાગોરરી ઇજત રહેવે જહાં આપણુ સધળાંરી ભેગી જ રહેવૈ હૈ. ઇણુ હધળી બાર્તોરો આપ બિચાર કરને મોંને જણુાયદો." અમરસિંહજીએ પોતાના વિચારો અને સાથે સાથે પોતાના સરદારોને કર્તવ્યનું પણ સહજ ભાન કરાવ્યું.

સરદારો અને અન્ય રાજપૂતો બાદશાહનો હલકારો આવ્યાની હકિકતથી પ્રથમથી જ વાકેફ હતા. તેઓ પણ પોતાના રાજાનો શું વિચાર છે તે જાણવાની ઉત્કંઠા રાખી બેસી રહ્યા હતા. તેમણે પોતાના રાજાના વિચારો જાણ્યા એટલે તેઓ પોતાના વિચારો રાજાને જણાવતા કહેવા લાગ્યા કેઃ—

દોહા:–સુનત બૈન અમરેશરે, કહૈ સકલ રાઠોડ;
"લડશોં–મરશોં–મારશોં, સુન છત્રી શિરમોડ. ૧
હુકમ પેખી પ્રથીનાથરો, ચઢૈં સકલ સિરદાર;
શાહ શાલકો ટાલશોં, ધરિ ઉર હુકમ તુમ્હાર. ૨
યામેં કાંઈ બિચારયેં, કરન કહૌ મહારાજ;
સ્વામિ આગ્રા પર કરે, મિલ રાઠોડાં આજ." ૩

આ ઉત્સાહી વચન સાંભળી:—

અમરસિંહ નર નાથરો, સુણ સરદારાં બૈન;
ફરર ફરર ફરકન લગ્યો, સુખમદ દક્ષિણ નૈન. ૪
તુરત અમર નરનાથને, ગરજન કિય સમરત્થ;
કરિ ભૃકુટી અતિ ક્રોધમય, જમદ્દઢ દિન્હૌ હત્થ. ૫
પાઈ જોર હરદારરો, અર જમરદ પ્રતાપ;
રક્ત નૈન કરિ ક્રોધ તેં, અમર નૃપતિ કહૈ આપ. ૬

ક્રોધાન્વિત અમરસિંહે ગર્જના કરી:—

કવિત:–"સુનો સરદારોં આપ, બન ચૈન મનમેં ભી;
આગે બાદી ઉર તાકો, રૂપ દરશાઉં મેં.
મારી મુગલાન ઔ, પઠાન ઔ સૈદાનન કો;
બારી તુરકાનન કો, ભીરમેં ભ્રમાઉં મેં.
દિલ્હીપતિ શાહજહાં, પલમેં પછારિ દેહૌં;
હૂરસકે હિય હાહાકાર બરતાઉં મૈં.
આજ કરી આગરામેં, હલ્લા એક ઠલ્લા સાથ;
આગરાશી આગરારો, પલમેં બનાઉં મૈં. ૧
આજ[1] ચઢું આગરાપે, પલ નાં વિલંબ કરોં;
બની નરસિંઘ, સલાબતકો બિદારૂં ગૌ.
સ્હાય કરબાકે હેત, ખાન ઉમરાવ આવૈં;
લાવરકો બાજ ઈન, પકરિ પછારૂં ગૌ.
આજ પાઇ સ્હાઈ સત્ય, સર્વ સરદારનકી;
બડે બડે બીરનકે, ગર્વનકો ગારૂં ગૌ.
આજ શાહજહાંનકો, પઠાઉં નીજ તાત પાસ;
નાતો નીજ તાત પાસ, માનહો પઠાઉંગો." ૨

આ પ્રમાણે કહી:—

દોહા:–ફરર ફરર ફરકી દિયો, દખ્ખણ અંગ સુકજ્જ;
અમરસિંહ નરનાહરે, આનંદ ઉપડયો મજ્જ. ૯

અમરસિંહે આગળ ચલાવ્યું:–"હરદારાં, આપરા જોરશું યે નાગોરરો રાજ નીભ શકે હૈ, ઔર નાગોરરા રાજા આપોંરા થકા હીં, યે આપ

૧ આજ શબ્દ જ્યાં જ્યાં વપરાયો છે ત્યાં ત્યાં પ્રસંગાનુસાર "આજના દિવસે" તથા "આ પ્રસંગે" એમ જુદા અર્થો સમજવા.

જ્યારે સલામીનું કાર્ય પૂર્ણ થઇ રહ્યું, એટલે મહારાજા અમરસિંહજીએ સિંહના સમાન અને પ્રલય કાળના વર્ષાદની ગર્જનાના સમાન ઘોર ગર્જના કરી પોતાના સરદારો અને અન્ય હાજર રહેલા રાજપૂતોને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ "સરદારો, આપ હુઘળા જાણો હો કી મોંને બાદશાહને લગનરા બાસ્તે સાત રોજરી રજા દી હી, જીણ રજારા ઉપર મોંને સાત રોજ ઝાઝા વ્હે ગયા હે! ઇણ બાતરી ચાડી વે પીંજારા સલાબતને બાદશાહરા આગે ખાઇ, જીણસું બાદશાહને મોરો સાત લાખ રૂપયા જુર્માનો કીયો હે, ઔર દો લાખ રૂપયા વો ચાડીયા પીંજારારી પાઘડીરા દંડ કીયોડા હૈ. ઇણ રીતસું નૌ લાખ રૂપયા મોરા બાદશાહને દંડ કીયોડા હે. અર જો દંડરી રકમ મેં નાં દણ તો યે નાગોરરો પટ્ટો ખાલસા કરવારો હુકમ ભી કિયોડો હે. ઔર રૂક્કો લેને અઠે યે"–(હલકારાને બતાવતાં–)"હલકારાને ભેજ્યો હોડો હૈ સાત રોજરી ગેરહાજરીરો સાત લાખ રૂપયા જુર્માનો તો બાદશાહ–શાહી ફરમાન હે, ઇણ રીતસું કર સકે હૈ, પર વો પીંજારારી પાઘડીરા દો ખાલ રૂપયા દેવારો હુકમ કિયો હે, વૈ મોસું સહ્યોં જાય કો નહીં. જીણસેં મોરો બિચાર તો યું હૈ કી બાદશાહસું લડતે બાદશાહસું દિખાવણો ચાહિજૈ કી, રાઠોડોંસું એક પીંજારાને બાદશાહ પઘડી કણ રીતસું દિરાય સકે હે, ઔર આપ હઘળાંરો કાંઇ બિચાર ઇણ બાબતમેં હૈ વો જાંણવારી મોરી ઇચ્છા હે, તો આપ હઘળાં બિચાર કરને મોંને જવાબ દો. આપણ હઘળા નાગોરરા અંગહો, અર આપરા ભુજોંરા બળસું મોંનેં નાગોરરા બાસ્તે કોઇ રીતરી ડર હે પણ કોય નહિ. આપણો દંડ હુવો જઠાં જોધાંણ નાથરો દંડ હુવો સુંજ સમજણો ચાહિજે. ઔર વો દંડ આપણ દૈને કલંક ઉઠાવેં વો કણ રીતસું બણ સકે? અણ બાતરો પણ આપ હઘળા બિચાર કર દેખો. આપ જાણો હો કે જો નાગોરરી ઇજ્જત ગઇ તો આપરી અલગ હે કોય નહિ, ઔર નાગોરરી ઇજ્જત રહેવે જઠાં આપણ સઘળાંરી ભેગી જ રહેવે હે. ઇણ હઘળી બાતોંરો આપ બિચાર કરને મોંને જણાવદો.' અમરસિંહજીએ પોતાના વિચારો અને સાથે સાથે પોતાના સરદારોને કર્તવ્યનું પણ સહજ ભાન કરાવ્યું.

સરદારો અને અન્ય રાજપૂતો બાદશાહનો હલકારો આવ્યાની હકિકતથી પ્રથમથી જ વાકિફ હતા. તેઓ પણ પોતાના રાજાનો શું વિચાર છે તે જાણવાની ઉત્કંઠા રાખી બેસી રહ્યા હતા. તેમણે પોતાના રાજાના વિચારો જાણ્યા એટલે તેઓ પોતાના વિચારો રાજાને જણાવતા કહેવા લાગ્યા કેઃ—

દોહાઃ—સુનત બૈન અમરેશરે, કહે સકલ રાઠોડ;
"લડશોં—મરશોં—મારશોં, સુન છત્રી શિરમોડ. 1
હુકમ પેખી પ્રથીનાથરો, ચઢૈ સકલ સિરદાર;
શાહ શાલકો ટાલશોં, ધરિ ઉર હુકમ તુમ્હાર. 2
યામેં કાંઈ બિચારયેં, કરન કહો મહારાજ;
સ્વારિ આગ્રા પર કરે, મિલ રાઠોડાં આજ." 3

આ ઉત્સાહી વચન સાંભળીઃ—

અમરસિંહ નર નાથરો, સુણ સરદારાં બૈન;
ફરર ફરર ફરકન લગ્યો, સુખમદ દક્ષિણ નૈન. 4
તુરત અમર નરનાથને, ગરજન કિય સમરત્થ;
કરિ ભૃકુટી અતિ ક્રોધમય, જમદ્દઢ લિન્હો હત્થ. 5
પાઈ જોર હરદારરો, અર જમરદ મતાપ;
રક્ત નૈન કરિ ક્રોધ તેં, અમર નૃપતિ કહ આપ. 6

ક્રોધાન્વિત અમરસિંહે ગર્જના કરીઃ—

કવિતઃ—"સુનો સરદારોં આપ, બન ચૈન મનમેં ભૌ;
આગ બાઢી ઉર તાકો, રૂપ દરશાઉં મેં.
મારી મુગલાન ઔ, પઠાન ઔ સૈદાનન કો;
બારી તુરકાનન કો, લીરમેં ભમાઉં મેં.
દિલ્હીપતિ શાહજહાં, પલમેં પછારિ દેહોં;
હુરમકે હિય હાહાકાર બરતાઉં મેં.
આજ કરી આગરામેં, હલ્લા એક ઠલ્લા સાથ;
આગરાશી આગરારો, પલમેં બનાઉં મેં. 1
આજ[1] ચઢું આગરાપેં, પલ નાં વિલંબ કરી;
બની નરસિંઘ, સલાબતકો બિદારૂં ગૌ.
સ્હાય કરબાકે હેત, ખાન ઉમરાવ આવૈં;
લાવરકો બાજ ઈવ, પકરિ પછારૂં ગૌ.
આજ પાઇ સ્હાઈ સત્ય, સર્વ સરદારનકી;
બડે બડે બીરનકે, ગર્વનકો ગારૂં ગૌ.
આજ શાહજહાંનકો, પઠાઉં નીજ તાત પાસ;
નાતો નીજ તાત પાસ, માનહો પઠાઉંગોં." 2

આ પ્રમાણે કહીઃ—

દોહાઃ—ફરર ફરર ફરકી દિયૌ, દખ્ખણ અંગ સુકન્ન;
અમરસિંહ નરનાહરે, આનંદ હુપડયો મન્ન. 9

અમરસિંહે આગળ ચલાવ્યુંઃ—"હરદારોં, આપરા જોરશું યે નાગોરરો રાજ નીભ શકે હૈ, ઔર નાગોરરા રાજા આપોંરા થકા હીં, યે આપ

1 આજ શબ્દ જ્યાં જ્યાં વપરાયો છે ત્યાં ત્યાં પ્રસંગાનુસાર "આજના દિવસે" તથા "આ પ્રસંગે" એમ જુદા અર્થો સમજવા.

જ્યારે સલામીનું કાર્ય પૂર્ણ થઇ રહ્યું, એટલે મહારાજા અમરસિંહજીએ સિંહના સમાન અને પ્રલય કાળના વર્ષાદની ગર્જનાના સમાન ઘોર ગર્જના કરી પોતાના સરદારો અને અન્ય હાજર રહેલા રાજપૂતોને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ "હરદારો, આપ હઘળા જાણો હાં કી મોને બાદશાહને લગનરા બાસ્તે સાત રોજરી રજા દી હી, જીણુ રજારા ઉપર મોને સાત રોજ ઝાઝા વ્હે ગયા હે ! ઇણુ બાતરી ચાડી વે પીંજારા સલાબતને બાદશાહરા આગે ખાઇ, જીણુસું બાદશાહને મોરો સાત લાખ રૂપયા જુર્માનો કીયો હે, ઔર દો લાખ રૂપયા વો ચાડીયા પીંજારારી પાઘડીરા દંડ કીયોડા હૈ. ઇણુ રીતસું નૌ લાખ રૂપયા મોરા બાદશાહને દંડ કીયોડા હૈ. અર જો દંડરી રકમ મેં નાં દણ તો યે નાગોરરો પટ્ટો ખાલસા કરવારો હુકમ ભી કિયોડો હે. ઔર રૂક્કો લૈને અઠે યે"–(હલકારાને બતાવતાં–)"હલકારાને ભેજ્યો હોડો હે સાત રોજરી ગેરહાજરીરો સાત લાખ રૂપયા જુર્માનો તો બાદશાહ–શાહી ફરમાન હે, ઇણુ રીતસું કર સકે હૈં, પર વો પીંજારારી પાઘડીરા દો ખાલ રૂપયા દેવારો હુકમ કિયો હે, વે મોશું સહ્યૌ જાય કો નહીં. જીણુસોં મોરો બિચાર તો યું હે કી બાદશાહસું લડતે બાદશાહસું દિખાવણો ચાહિજે કી, રાઠોડોંશું એક પીંજારાને બાદશાહ પઘડી કણુ રીતસું દિરાય સકે હૈ, ઔર આપ હઘળાંરા કાંઇ બિચાર ઇણુ બાબતમેં હે વો જાણુવારી મોરી ઇચ્છા હે, તો આપ હઘળાં બિચાર કરને મૌને જવાબ દો. આપણુ હઘળા નાગોરરા અંગહો, અર આપરા ભુઝૅારા બળશું મૌને નાગોરરા બાસ્તે કોઇ રીતરી ડર હૈ પણુ કોય નહિ. આપણો દંડ હુવો જઠાં જોધાંણુ નાથરો દંડ હુવો યુંજ સમજણો ચાહિજે. ઔર વો દંડ આપણુ દૈને કલંક ઉઠાવે વો કણુ રીતસું બણુશકે ? અણુ બાતરો પણુ આપ હઘળા બિચાર કર દેખો. આપ જાણો હો કે જો નાગોરરી ઇજત ગઇ તો આપરી અલગ હૈ કોય નહિ, ઔર નાગોરરી ઇજત રહેવે જઠાં આપણુ સઘળાંરી ભેગી જ રહેવે હે. ઇણુ હઘળી બાતોંરો આપ બિચાર કરને મૌને જણુાયદો." અમરસિંહજીએ પોતાના વિચારો અને સાથે સાથે પોતાના સરદારોને કર્તવ્યનું પણુ સહજ ભાન કરાવ્યું.

સરદારો અને અન્ય રાજપૂતો બાદશાહનો હલકારો આવ્યાની હકિકતથી પ્રથમથી જ વાકેફ હતા. તેઓ પણુ પોતાના રાજાનો શું વિચાર છે તે જાણુવાની ઉત્કંઠા રાખી બેસી રહ્યા હતા. તેમણે પોતાના રાજાના વિચારો જાણ્યા એટલે તેઓ પોતાના વિચારો રાજાને જણાવતા કહેવા લાગ્યા કેઃ—

દોહા:–સુનત બૈન અમરેશરે, કહૈ સકલ રાઠોડ;
"લડશોં–મરશોં–મારશોં, સુન છત્રી શિરમોડ. ૧
હુકમ પેખી અથીનાથરો, ચઢૈ સકલ સિરદાર;
શાહ શાલકો ટાલશોં, ધરિ ઉર હુકમ તુમ્હાર. ૨
યામેં કાંઈ બિચારયેં, કરત કહો મહારાજ;
સ્વામિ આગ્યા પર કરેં, મિલ રાઠોડાં આજ." ૩

આ ઉત્સાહી વચન સાંભળીઃ—

અમરસિંહ નર નાથરો, સુણ સરદારાં બૈન;
ફરર ફરર ફરકન લગ્યો, સુખમદ દક્ષિણ નૈન. ૪
તુરત અચાર નરનાથને, ગરજન ક્રિય સમરત્થ;
કરિ ભૃકુટી અતિ ક્રોધમય, જમદઢ દિન્હો હત્થ. ૫
પાઈ જોર હરદારરો, અર જમરદ મતાપ;
રકત નૈન કરિ ક્રોધ તૈં, અમર નૃપતિ કહ આપ. ૬

ક્રોધાન્વિત અમરસિંહે ગર્જના કરીઃ—

કવિતઃ–"સુનો સરદારોં આપ, બન ચૈન મનમેં ભૌં;
આગ બાઢી ઉર તાકો, રૂપ દરશાઉં મૈં.
મારી મુગલાન ઔ, પઠાન ઔ સૈદાનન કો;
બારી તુરકાનન કો, બીરમેં ભમાઉં મૈં.
દિલ્હીપતિ શાહજહાં, પલમેં પછારિ દૈહોં;
હુરમકે હિય હાહાકાર બરતાઉં મૈં.
આજ કરી આગરામેં, હલ્લા એક ટલ્લા સાથ;
આંગરાશી આગરારો, પલમેં બનાઉં મૈં. ૧
આજ[1] ચઢું આગરાપેં, પલ નાં વિલંબ કરોં;
બની નરસિંધ, સલાબતકો બિદારૈ ગૌ.
સ્હાય કરબાકે હેત, ખાન ઉમરાવ આવૈં;
લાવરકો બાજ ઈવ, પકરિ પછારૈ ગૌ.
આજ પાઇ સ્હાઈ સબ, સર્વ સરદારનકી;
બડે બડે બીરનકે, ગર્વનકો ગારૈ ગૌ.
આજ શાહજહાંનકો, પઠાઉં નીજ તાત પાસ;
નાતો નીજ તાત પાસ, માનહૌ પઠાઉંગૌ." ૨

આ પ્રમાણે કહીઃ—

દોહાઃ–ફરર ફરર ફરકી દિયો, દક્ખણ અંગ સુકજ;
અમરસિંહ નરનાહરે, આનંદ ઉપડયો મજ. ૭

અમરસિંહે આગળ ચલાવ્યુંઃ–"હરદારાં, આપરા જોરશું મેં નાગોરરો રાજ નીભ શકે હે, ઔર નાગોરરા રાજા આપાંરા થકા હીં, યે આપ

---

૧ આજ શબ્દ જ્યાં જ્યાં વપરાયો છે ત્યાં ત્યાં પ્રસંગાનુસાર "આજના દિવસે" તથા "આ પ્રસંગે" એમ જુદા અર્થો સમજવા.

જ્યારે સલામીનું કાર્ય પૂર્ણ થઇ રહ્યું, એટલે મહારાજા અમરસિંહજીએ સિંહના સમાન અને પ્રલય કાળના વર્ષાદની ગર્જનાના સમાન ઘોર ગર્જના કરી પોતાના સરદારો અને અન્ય હાજર રહેલા રાજપૂતોને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ “ હરદારો, આપ હઘળા જાણૌ હૌ કી મોને બાદશાહને લગનરા બાસ્તે સાત રોજરી રજા દી હી, જીણુ રજારા ઉપર મોને સાત રોજ ઝાઝા વ્હૈ ગયા હૈ ! ઇણ બાતરી ચાડી વૈ પીંજારા સલાબતને બાદશાહરા આગૈ ખાઇ, જીણસું બાદશાહને મોરો સાત લાખ રૂપયા જુર્માનો કીયો હૈ, ઔર દો લાખ રૂપયા વો ચાડીયા પીંજારારી પાઘડીરા દંડ કીયોડા હૈં. ઇણ રીતસું નૌ લાખ રૂપયા મોરા બાદશાહને દંડ કીયોડા હૈં. અર જો દંડરી રકમ મેં નાં દર્ઉ તો યે નાગોરરો પટ્ટો ખાલસા કરવારો હુકમ ભી કિયોડો હૈ. ઔર રૂક્કો લૈને અઠૈ યે”–(હલકારાને બતાવતાં–)“ હલકારાને ભેજ્યો કોહો હૈ સાત રોજરી ગેરહાજરીરો સાત લાખ રૂપયા જુર્માનો તો બાદશાહ–શાહી ફરમાન હૈ, ઇણ રીતસું કર સકૈ હૈં, પર વો પીંજારારી પાઘડીરા દો ખાલ રૂપયા દેવારો હુકમ કિયો હૈ, વૈ મોશું સહ્યૌ જાય કો નહીં. જીણુસોં મોરો બિચાર તો યું હૈ કી બાદશાહસું લડતે બાદશાહસું દિખાવણો ચાહિજૈ કી, રાઠોડોંશું એક પીંજારાનેં બાદશાહ પઘડી કણ રીતસું દિરાય સકૈ હૈ, ઔર આપ હઘળારા કાઇ બિચાર ઇણ બાબતમેં હૈ વો જાંણવારી મોરી ઇચ્છા હૈ, તો આપ હઘળાં બિચાર કરને મોંનેં જવાબ દો. આપણ હઘળા નાગોરરા અંગહો, અર આપરા ભુઝૌંરા બળશું મોંનેં નાગોરરા બાસ્તે કાઇ રીતરી ડર હૈ પણ કોય નહિ. આપણો દંડ હુવો જહાં જોધાંણ નાથરો દંડ હુવો યુંજ સમજણો ચાહિજે. ઔર વો દંડ આપણ દૈને કલંક ઉઠાવૈં વો કણ રીતસું બણુશકે ? અણ બાતરો પણ આપ હઘળા બિચાર કર દેખો. આપ જાણો હો કે જો નાગોરરી ઇજત ગઇ તો આપરી અલગ હૈ કોય નહિ, ઔર નાગોરરી ઇજ્જત રહેવે જહાં આપણ સઘળાંરી ભેગી જ રહૈવૈ હૈ. ઇણ હઘળી બાતોંરો આપ બિચાર કરને મોંને જણાયદો.” અમરસિંહજીએ પોતાના વિચારો અને સાથે સાથે પોતાના સરદારોને કર્તવ્યનું પણ સહજ ભાન કરાવ્યું.

સરદારો અને અન્ય રાજપૂતો બાદશાહનો હલકારો આવ્યાની હકિકતથી પ્રથમથી જ વાકેફ હતા. તેઓ પણ પોતાના રાજાનો શું વિચાર છે તે જાણવાની ઉત્કંઠા રાખી બેસી રહ્યા હતા. તેમણે પોતાના રાજાના વિચારો જાણ્યા એટલે તેઓ પોતાના વિચારો રાજાને જણાવતા કહેવા લાગ્યા કેઃ—

દોહા:-સુનત બૈન અમરેશરે, કહૈં સકલ રાઠોડ;
"લડશોં-મરશોં-મારશોં, સુન છત્રી શિરમોડ. ૧
હુકમ પેખી પ્રથીનાથરે, ચઢૈં સકલ સિરદાર;
શાહ શાલકો ટાલશોં, ધરિ ઉર હુકમ તુમ્હાર. ૨
યામેં કાંઈ બિચારર્યે, કરન કહૌ મહારાજ;
સ્વારિ આગ્રા પર કરે, મિલ રાઠોડાં આજ." ૩

આ ઉત્સાહી વચન સાંભળી:—

અમરસિંહ નર નાથરે, સુણુ સરદારાં બૈન;
ફરર ફરર ફરકન લગ્યો, સુખપદ દક્ષિણ નૈન. ૪
તુરત અમર નરનાથને, ગરજન કિય સમરત્થ;
કરિ ભૃકુટી અતિ ક્રોધમય, જમદ્દઢ દિન્હૌ હત્થ. ૫
પાઈ જોર હરદારરો, અર જમરદ પ્રતાપ;
રક્ત નૈન કરિ ક્રોધ તૈં, અમર નૃપતિ કહ આપ. ૬

ક્રોધાન્વિત અમરસિંહે ગર્જના કરી:—

કવિત:-"સુનો સરદારોં આપ, બત ચૈન મનમેં ભૌ;
આજ બાઢી ઉર તાકો, રૂપ દરશાઉં મૈં.
મારી મુગલાન ઔ, પઠાન ઔ સૈદાનન કો;
બારી તુરકાનન કો, બીરમેં ભ્રમાઉં મૈં.
દિલ્હીપતિ શાહજહાં, પલમેં પછારિ દેહોં;
હરમકે હિય હાહાકાર બરતાઉં મૈં.
આજ કરી આગરામેં, હલ્લા એક ટલ્લા સાથ;
આગરાશી આગરારો, પલમેં બનાઉં મૈં. ૧
આજ[1] ચઢું આગરાપૈં, પલ ના વિલંબ કરૌં;
બની નરસિંઘ, સલાબતકો બિદારૂં ગૌ.
સ્હાય કરબાકે હેત, ખાન ઉમરાવ આવૈં;
લાવરકો બાજ ઈવ, પકરિ પછારૂં ગૌ.
આજ પાઇ સ્હાઈ સત્ય, સર્વ સરદારનકી;
બડે બડે બીરનકે, ગર્વનકો ગારૂં ગૌ.
આજ શાહજહાંનકો, પઠાઉં નીજ તાત પાસ;
નાતો નીજ તાત પાસ, માનહૌ પઠાઉંગૌ." ૨

આ પ્રમાણે કહી:—

દોહા:-ફરર ફરર ફરકી દિયૌ, દખ્ખણુ અંગ સુકજ્જ;
અમરસિંહ નરનાહરે, આનંદ ઉપડયો મજ્જ. ૭

અમરસિંહે આગળ ચલાવ્યું:-"હરદારાં, આપરા જોરશું યે નાગોરરો રાજ નીભ શકે હૈ, ઔર નાગોરરા રાજા આપૌંરા થકા હીં, યે આપ

૧ આજ શબ્દ જ્યાં જ્યાં વપરાયો છે ત્યાં ત્યાં પ્રસંગાનુસાર "આજને દિવસે" તથા "આ પ્રસગે" એમ જુદા અર્થો સમ-જવા.

જાણો હૌ. જીણુ રાજારા પાસ અપણા હરદારોંરો જોર હૈ નહીં, વો રાજા આફતરા બખતમેં અપણો રાજ રખ શકે કોય નહીં. અર જીણુ રાજારા પાસમેં આપૌંરા જેડા શુદ્ધ ક્ષત્રી હરદાર હૈં, ઇણુ રાજારા ઉપર આફત આય શકે કોય નહીં. યે બાત મોનેં આપ હધળોંને આપોંરા બિચાર જણાયને દિખાઇ દીહે. ઇણુ બખત મહારાજ જસવંતસિંહજી અઠૈ હૈં કોય* નહીં, ઇણુ બખતમેં બાદશાહ એડો હુકમ કરે હે, અર જો આપણુ ઇણુ હુકમરા મુજબ દંડ દૈદૈં તો જીણુ બખત મહારાજ જસવતસિંહજી પધારશેં, અણુ બખત અપણોનેં, જોધપુરનેં અર રાઠોડોંરા કુળનેં કલંકિત કરવારો ઠપકો દેશીં. અર જો અણુ બખત બાદશાહરો હુકમ કબુલ કરનેં આપણ ચલશોં તો બાદશાહ દુસરી બખત ઇણુસું કોય ભારી તોફાંન લાયને આપણા શિર પર નાંખશે. ઔર જો યું હુવો તો નાગોર દુસરે છોટે છોટે સરદારોંરી લારમેં આય જાશી, ઔર નાગોરરો માન ટૂટ જાશી; જો નાગોરરો માન ટૂટ ગયો તો ફીરનેં આપણા રહણાસું અર નાં-રહણાસું નફા નુકશાન કાંઇ હૈ? ઇણુ હધળી બાતોરો બિચાર કરને આપ હધળા એક બાર ઔર બિચાર કરને મોનેં આપોરા બિચાર જણાય દો."

અમરસિંહજીનાં વચનો સાંભળીને ફરી સરદારોએ જવાબ આપ્યો કે; "અન્નદાતાર, આપ ફીર ફીરને હમસોં કાંઇ પુછો હો? જો આપ હૌ તૌ હમ હધળા હીં, જો નાગોરરો માન રહ્યૌ તૌ હમારૌ કઠે જાય હૈ, જો નાગોરરૌ માન ગયૌ તો હમારો કઠે અલગ રેવૈ હૈ? ઇણુ બારતે હમ હધળોરો બિચાર તૌ યું હૈ કી, હુઝુરરો જો જો ફરમાવણારો બિચાર વૈ, સો ફરમાય દેં. હમ હધળા હમારા શિરરા બદલાસું હુઝુરરા હુકમ ઉઠાવશોં, અણુ બાતમેં કોઇ બાતરો અંદેશો રાખ્યા શિવાય હુઝુરને ઠીક લાગે જેડા હુકમ ફરમાય દે. યે હમ હધળા હરદારોરો બિચાર હૈ."

આવી રીતે પોતાના વીર સરદારોનાં વચનો સાંભળી અમરસિંહજી કહેવા લાગ્યા કે; "હરદારોં જરાં મોરો વિચાર એડો હેકી, બાદશાહનેં હલકારારી લારમેં મોનેં હાલ બોલાયો હૈ, ફીર "ધરમરા કામમેં ઢીલ"

---

* મહારાજ જસવંતસિંહજીને આ વખતે બાદશાહ તરફથી, લડાઈ પર મોકલવામાં આવ્યા હતા, અને તેથી તેઓ જોધપુર કે આગ્રામાં નહોતા. બાદશાહ જોધપુરની દહેશત રાખતો હતો અને તેથી જો જસવંતસિંહજી બાદશાહના હુકમ વખતે આગ્રામાં હત તો, આ હુકમ પણ કરી શકત કે કેમ? તે બાબત શંકા છે. વળી જો અમરસિંહજી આવા બાદશાહના હુકમને માન આપે તો પોતાના રાઠોડ વંશને કલંક લગાડયાનો તેમને માથે આરોપ આવે તેનો પણ તેમને ખ્યાલ હતો.

કીં કારણ શું કરણી ચાહિજે. ઇણ બાસ્તે આપણ્ હથળા સરંજાવસું તૈયાર હોનૈ આજ સાંઝરા બખત અઠૈશું નિકળ જાય. આપ જાણો હૌકી રાજપૂતોંરો જનમ મૌજ શૌખરા બાસ્તે હૈ કોય નહીં. રાજપૂતૌરા ટાબરૈરાં શિર ઉપર કાલ રોજંદાં ફરતો રૈવૈહૈ. દુનિયામાં જતરાં પ્રાણી હૈં, ઇણ હથળાંરા બાસ્તે મૌતરૌ એક દિન નક્કી હૈ; પર ઇણમેં રાજપૂતૌંરા બાસ્તે તૌ રણભૂમિમેં દુશ્મનૌંરા શિર કાપતાં મરણ વ્હૈ જાય તૌ વો રાજપૂત મરાંણો અર કામ આયગો યું કહ્યૌ જાય. અર જો ઘરમેં રહને મૌજશૌખ કરતાં માંદા વ્હૈ નૈ ચાકરી કરાયને મર જાય તો વો તૌ રાજપૂતરો મરણ કહ્યૌ જાય કો નહિં. પણ વો તો એક કુત્તારા રીતરો મરણ કહ્યૌ જાય. ફીર જહાં દુનિયાંરાં હથળા મનુષ્યાંરે કે એક દીન મરણો તૌ હૈ, ફીર રાજપૂત શુદ્ધ ઇણ તરૌંસું અનાયાસ રણમેં મરવારૌ મૌકૌ મિલ જાય તૌ અણ મૌકાનૈં ચુકે કોય નહિ. આપ હથળાંને જીણ રીતસું અપણી શુદ્ધ રાજપૂતી મૌનૈં દિખાઇ હૈ, ઇણ રીતસું મોરો તો વિચાર એડો હૈ કી, આજ સાંઝરા કશુંબા પાણી કરનૈ અઠૈસું આપણ હથળા આગરા તરફ જાંય."

સરદારોએ પણ પોતાના રાજાનાં યુદ્ધવિષયક વચનો સાંભળી જવાબ આપ્યો કેઃ "હમ હથળા હરદાર હજુરરા હુકમરો તરૌં શું આજ સાંઝરા નિકલવારા બાસ્તે તૈયાર હૌં, હમારો 'ઘરમરા કામમેં ઢીલ' કરવારૌ બિચાર હૈ કોય નહિં."

સરદારોનાં વચનો સાંભળી અમરસિંહજીએ ચોબદારને હુકમ કર્યો કે "નગ્રમેં ડુંડી પીટવાયદો કે યુદ્ધમેં ચડવારી જીણ શુદ્ધ રાજપૂતરી ઇચ્છા વ્હૈ, ઇણ હથળાંનૈં મોરી લારમેં આજ સાંઝરા બખત આગરા જાવણારે બાસ્તે તૈયાર હોયને નગ્ર બહાર આ જાણો. સાંઝરા વખત આગરારા કીલ્લારા સાથે દરવાજા બહાર કશુંબા પાણી બંદોબસ્ત બરાબર કરાય રાખૌ. અઠૈસું કસુંબા લૈનૈ ચાલશૌં. અબાર દરબાર બરખાસ્ત કરાય દૌ."

ચોબદારે દરબાર બરખાસ્ત કરાવ્યો. રાજા પોતાની સવારી સાથે જનાના તરફ ચાલ્યા, અને સરદારો તથા અન્ય રાજપૂતો પોતપોતાની તૈયારી કરવાના કાર્ય સારૂ પોતપોતાના મુકામો તરફ ચાલ્યા.

આહા! ધન્ય છે અમરસિંહજીના, ક્ષત્રિયોનો સાચો ધર્મ સમઝનાર સરદારો કે જેમણે પોતાના સ્વામી સાથેનો પોતાનો સેવકધર્મ દૃઢતાપૂર્વક ભારતના અન્ય સરદારોને બતાવ્યો! મહારાજા અમરસિંહજીને પણ ધન્ય છે કે જે બાદશાહના એક માંડલિક પટાવત છતાં બાદશાહના અનીતિમય હુકમને તાબે ન થતાં માત્ર પોતાના કુળની મર્યાદા અને પોતાની સ્વતંત્રતા ખાતર સરદારોને ખરા રાજ-

હાડીજીઃ–"અન્નદાતાર, મેં આપરા રણ આનંદમેં ભંગ કરવારા બારતે ઐસા કહું કોય નહીં. મેં તો આપોંને યાદ દિરાઉં હું કી બાદશાહરે પાસ અતરો સૈન હૈ."

અમરઃ–"હાડીજી, થેં મોંને યું યાદ દીરાવો હો. કોઈ કવિ કેહેવે હૈ કી,

રાજા રકખે તો ચાર રખ, મત રકખે ચાલીસ;
વે ચાળીસાં ભાગણાં, વે ચારાં ચાળીસ.*

ઇણુરીતસું બાવીસ લાખ બાવીસ જેડા હૈ, ઔર મોરા સરદાર એક એક એક એક લાખ જીસા હૅા. હાડીજી, દેખૌ હાહુલીરાય હમીરને સંયોગતાસું કહ્યો હૈ કી,

હાહુલીરાય હમીર કહે, સુણ પંગાની પ્રત્ત;
એક લડે અશી લકખસું, ઐસા બળીયા સુભટ્ટ.

ઔર "રાજીયા" નામરો કવિ કૈવે હૈ કી,

હિમ્મત કિમ્મત હોય, હિમ્મત બીન કિમ્મત નહિં;
કરૈ ન આદર કોય, રદ કાગદ જ્યું "રાજીયા".

ઇણુરીતસું શુદ્ધ રાજપૂતરા સામને કતરોઈ સૈન્ય વ્હૈ, જરાઈ કોઈ બાતરી ચિંતા હૈ નહિં. થારે ચિંતા કરવારી જરૂરત હૈ કોય નહિં. મેં હધળી બાતરો બિચાર કરને જાવૌં હૌં. મેં બાદશાહરા બળરો અર મોરા બળરો બિચાર કર્યા વગર જાવોં કોય નહિં."

હાડીજીઃ–"અન્નદાતાર, જરાં આપ ભલે આગરા પધારો, પરંતુ મોંને અઠે કિણુનેં સુંપતેં જાવો હૌ?"

અમરઃ–રાણી! થેં યે કંઇ બાત કરૌ હૌ? જો મૈં વિજય પાશૌં તૌ તો ફીરનેં આયને થોનેં મળશો, અર જો અઠે કામ આય ગૌ તૌ જસવતસિંહ અર રામસિંહ થારો સારી રીતસું માન રખશી. ઇણુ બાતરો થારે કંઇ બિચાર કરવારી અણુ બખત જરૂરત નહીં હૈ."

હાડીજીઃ–"અન્નદાતાર, જરાં આજરી રાત મોરી પાસમેં રહનૈ સવારગાં સુખસું આગરા પધારો, અતરી મોરી બિનતિ હૈ."

અમરઃ–"રાણીજી! અબ મેં રૂક શકું કોય નહીં. હધળો સૈન્ય તૈયાર હોનેં અબાર આ જાશી. હધળા હરદાર આ જાશી. હરદારોંરા ઘરોં પર અપણી અપણી લુગઇયોં હૈ, ફીર વો મોરી આજ્ઞા માનને

---

* અર્થઃ–હે રાજા, જો તારે શૂરવીરો રાખવા હોય તો માત્ર ચાર ખરા શૂરવીરો રાખ; પણ ચાળીસ રાખતો નહિ. જો એ ચાળીસ માણસ કાયર હશે તો કામની વખતે ભાગી જશે, તેના ઉપર વિશ્વાસ મુકવો નકામો છે; પણ પેલા ખરા ચાર શૂરવીરો ચાળીસની બરાબર છે.

આપણી લુગાઇયોરા મોહ છોડને મોરી લારમેં આવવા રાબાસ્તે તૈયાર હોશો, મેં થારી પાસમેં મૌજ શૌખરા બાસ્તે રૂક જાઉં ગે કીણ રીતસું બન શકે યું હૈ?*

રાણી, રાણી! થેં બિચાર કરો. ઇણ બખત મોંને જક કરવાસું કોઇ લાભ હૈ નહિ. થેં ચ્હાય જતરી જક કરશો, જરાં હું રૂક શકું કોય નહિ."

હાડીજી:—"અન્નદાતાર! આપ મોરે પાસ રાજા માગો હે, પરન્તુ મોરી જીભસું મેં રજા દે શકું કોય નહીં. રજા દેવારે બાસ્તે મારી જીભ આપણો કામ કર શકે કોય નહિ. આપોરે અબાર જાવારી જરૂરત વ્હે તો આપ પધારો, મોરી જિવ્હાસું મેં રજા દે શકું કોય નહીં."

અમર:—"હાડીજી, હાડીજી! અણ તરોં કાયરતા દીખાવણી વો થાડા જેડી શુદ્ધ ક્ષત્રાણીરા બાસ્તે શોભા ભરેલો કાજ હૈ નહિં. હાડી

---

*રાગ—માલાડ

હાડીજી:—રાઠોડાં સરદારરે, રૂક જાઓ આજરી રાત;
મોરા રંગભીના મહારાજરે, રૂક જાઓ આજરી રાત—ટેક.
રંગભીના મોરા રાજવી, રૂકો આજરી રાત.
પિયા મનાવે પ્રેમસું, મોરી રાખો અતરી બાતરે—રૂકજાઓ.
અમર:—હાડી રાણી બાત યા મારી, થેં મન કરો બિચાર;
કિણ તરોં હું રૂકાઉં રાણી, આવે સૈન અબારરે.
હાડીજી:—..........................................રૂકજાઓ.
પરણ્યાં ભયો દીન આઠ હો રાજવી, થાકો કરો બિચાર;
કીણ બિધ કાઢું બખત મારો, હૈ નહિં એક કુમારરે—રૂકજાઓ.
અમર:—બખત કાઢવો કાંઈ હૈ, યા મેં ધરજો પ્રિતમ ધ્યાન;
થારા પતિવ્રત પુન્યશું રે, પ્રભુ રાખે મોરો માનરે.
હાડીજી:—..........................................રૂકજાઓ.
કશુંબા કાઢું રાજવીરે, દીયું દારૂરા મોરે હાથ;
આજરી રાત આનંદ બિતાવો, પ્રાત જાઓ મથિનાથરે—રૂકજાઓ.
અમર:—બ્હોત દિનાં આનંદ બિતાયો, રાણી થારા સાથ;
કસુંબા દારૂ બ્હોત પીયા નીશું, કોપ્યો દિલ્હી નાથરે.
હાડીજી:—..........................................રૂકજાઓ.
છેવટરી યા અરજી મારી, સુણો નણદલ વીર;
આપ પધારો નાથજી આગરા, હિયો ધરેનાં ધીરરે—રૂકજાઓ.
અમર:—જો કાંઈ કહશો કામ ન આવે, હાડી કરો બિચાર;
હરદાર હથળા મિલને આવે, રજા દીયો ઈણ બારરે.
હાડીજી:—..........................................રૂકજાઓ.

(એક દંતકથામાંનું ગીત.)

થેં થારા દીલસું બિચાર કર દેખકે, થારા પિતા રાવજી છત્રશાલજી શુદ્ધ ક્ષત્રિ હૈ, ઔર થારો પતિ શુદ્ધ રાઠોડ હૈ, ઔર દિલ્લીરા બાદશાહસું ઝઘડવા જાય હૈ. ફીર તું ભીરુતા કયું દિખાવૈ હૈ? થારી યા ભીરુતા દેખને મોંને કાંઇ સુઝે નહીં."

પોતાના પતિનાં વચનો સાંભળી હાડીજીનાં નેત્રોમાંથી અશ્રુઓની અસ્ખલિત ધારાઓ વહેવા લાગી, છતાં ધીરજ રાખી કહેવા લાગ્યાં કે, "અન્નદાતાર! મેં શુદ્ધ ક્ષત્રાણી હું. મેં ભીરુ હું કોય નહીં. વીર રાઠોડરી રાણી હું, પર મેં મોરા અન્નદાતારનેં "પધારો" યું કણતરોંસું કહ શકું? અન્નદાતારરો વિયોગ મોંનેં રઝા દેતા રૂકે હૈ, જીણસું દાસીરા ઉપર દયા દિખાને આજરી રાત અઠે રૂક જાઓ. પ્રાતઃસમૈ સુખસેં પધારો. મેં ખુશ હોને મોરા અન્નદાતારજી રઝા દેશોં. મોરી અરજ આજરી રાત રૂકવારી હૈ, અન્નદાતાર! કૃપા કરને કબુલ કરલો."

અમરઃ–"હાડીજી! હલળી તૈયારી હોગઇ હૈ; હલળા હરદાર તૈયાર હો નૈ અબાર આ જાશી. ફીર ઓંનેં આજરી રાત થેં રૂકવારો કીણ રીતસું આગ્રહ કરો હો? મેં થારા પ્રેમરા વશ હોને રઝારા ઉપરાંત અતરા દિન થારા પાસ રૂક ગૌ, જીણસું મોરા ઉપર અતરો બધો કષ્ટ આયો હૈ. ફીર થેં મોંને ઝાણ બુઝને રોકવારા બાસ્તે કયું આગ્રહ કરૌ હો? થેં રજા દેશાં જરાં મેં આજ જાશોં, રજા નહીં દેશોં જરાંઇ આજ જાશોં. કોઇ ઉપાયસું રૂક શકું નહીં, ફીર રજા કયું ન દેવે?"

હાડીજીઃ–"અન્નદાતાર! કોઈ રીતસું આપ રૂક શકો યું નહીં હૈ; જરાં આપ સુખસું પધારો. ભગવાન્ એકલીંગજી આપોંરો અર આપોંરા સરદારાં અર સૈનરો વિજય કરૈ. મોરા અન્નદાતાર દુશ્મનોંરા મુખ શ્યામ કરને વેહેલા વેહેલા પધારેં"

હાડીજીએ રાજાને રજા આપતાં કુમકુમ અક્ષત પુષ્પથી વધાવ્યા, કંઠમાં સુંદર પુષ્પોની માળાઓ ધારણ કરાવી. પોતાના પતિને વિજયના આશીર્વાદ આપ્યા. આ સમયે રાણીજીના હૃદયમાં ઉદ્વેગનો તો પાર જ ન હોતો, નેત્રોમાં અશ્રુઓ પણ વહન જ કરી રહ્યાં હતાં, પરંતુ તે બધાને દબાવી રાખી ધીરજ રાખી પતિને રજા આપી. દારૂનો પ્યાલો રજુ કર્યો, અને અમરસિંહજીએ પણ પોતાનાં પ્રિય પ્રિયતમાના હાથનો જીંદગીનો છેલ્લામાં છેલ્લો દારૂનો પવાલો પી લીધો. છેવટમાં છેવટ પોતાની નવીન પ્રિયતમાને પોતાની છાતી સરસાં ચાંપી. યોગ્ય રીતનું આશ્વાસન આપતાં અમરસિંહે જણાવ્યું કે, 'રાણીજી! મેં વિજયી હોનેં થોડા સમયમેં થારા પાસ આય જાશોં. થેં કોઈ બાતરી ચિંતા મત કરો. શ્રી એકલીંગજી આપણી સાલમેં રહશી." એમ

આશ્વાસન આપી રાણીનાં નેત્રામાં ચોધારે અશ્રુઓના વહન થવા સાથે રાણીથી હમ્મેશને માટે છુટા પડ્યા.

રાણીના ભવિષ્યના વૈધવ્યનો લેખ કરી, રાણીનો ઓરડો છોડી રાજાજી ચાલ્યા ગયા. જેમ જેમ તેઓ ચાલતા ગયા તેમ તેમ દાસીઓ તરફથી શુકન તરિખે રાજાના ઉપર પુષ્પની વૃષ્ટિ કરવામાં આવી. એ વખતે જનાનખાનાને છેવટનું પવિત્ર કરી મહારાજા અમરસિંહ બહાર આવ્યા. આ વખતે આશરે ચારેક વાગ્યાનો સુમાર થયો હતો. મહારાજાએ પોતાના ખાનગી ઓરડામાં જઈ બખ્તર તથા હથિયારો ધારણ કર્યાં, અને પોતાના ખાનગી દરબારના ઓરડામાં આવી ચોબદારને લડાઇનાં વાજાં વગડાવવા આજ્ઞા કરી. ચોબદારે પણ મહારાજાની આજ્ઞાનો ત્વરિત અમલ કરાવ્યો, અને નપુંસક–કાયર–ને પણ શૂર ચઢે તેવા સિંધુ નામના રાગમાં વાજાં વાગવા લાગ્યાં.

મહારાજાએ પુનઃ ચોબદારને આજ્ઞા ફરમાવી કે "મોરી સવારિરો બંદોબસ્ત અઠેશું કરને હથળા હરદાર કિલ્લા બહાર આવે જણુ બાબત મોને વરદી દો. અર તપાસ કરાય દેખોકી કિલ્લામાં બહાર બિછાયત કરવાયને કસુંબારો બંદોબસ્ત હોયગો હૈ કી નહિં."

ચોબદારે સવારીનો બંદોબસ્ત કરાવ્યો, અને કિલ્લા બહારની બિછાયત તથા કસુંબાનો તપાસ કરાવ્યો. સરદારો આવી ગયાની તથા બિછાયત કસુંબાનો તથા સવારીનો બંદોબસ્ત થઇ ગયાની વરદી રાજાને ચોબદારે આપી; એટલે રાજાએ વિદાયગીરીની તોપો ફોડવાની આજ્ઞા કરી, અને રાજમહેલના કિલ્લા ઉપરથી મહારાજા અમરસિંહજીના વિદાય થવાની સૂચના કરતી તોપો ફુટવા લાગી. રાજા ચોબદારને આજ્ઞા કરી પોતાના દેવમંદિરમાં ગયા અને પોતાના ઇષ્ટદેવને–આખરના પ્રણામ કરીને આવ્યા અને ચાલ્યા. ચોબદારે નેકીનો પોકાર કર્યો, અને નેકીના પોકારની સાથેજ રાજમહેલનાં દાસ દાસીઓ, નીચે સવારી જોવા સારૂ આવેલા લોકો અને બંદોબસ્ત સારૂ ઉભા રાખવામાં આવેલા પેહેરેગીરોએ "મહારાજા અમરરી જય"ના દિશાઓને પણ વિદીર્ણ કરી નાંખે તેવો અવાજ કર્યો. તે અવાજ તથા રાજમહેલના કિલ્લાના ઉપરથી ફોડવામાં આવેલી તોપોના અવાજ સાથે જ નગરના કિલ્લા ઉપરની તોપો પણ દગવા લાગી.

મહારાજા અમરસિંહ આજે દિલ્હીના શાહાનશાહ શાહજહાંન ઉપર, જેમ એક પ્રાણીરૂપી પોતાના ટોળીયા ઉપર કાળ સવારી કરે, તેમ, ક્રોધયુક્ત ચઢેલા છે. આજે સવારી વિદાય થવાની છે, એ સમાચાર આખા નગરમાં દરબાર વખતે જ ત્વરિત પ્રસરી ગયા હતા.

તોપોના અવાજોની સાથેજ નગરનાં તમામ બાળ-યુવા-વૃદ્ધ સ્ત્રી પુરૂષો પોતપોતાની અનુકૂળતાવાળાં સ્થળોએ પોતાના દેવાંશી રાજા વીર અમરસિંહનાં દર્શન કરવા સારૂ નિકળી પડયાં હતાં. રાજાની સવારીના જે રસ્તા પ્રથમથીજ મુકરર કરવામાં આવ્યા હતા, તે રસ્તાની બન્ને બાજુએ મનુષ્યોની પુષ્કળ ગિરદી થઇ રહી હતી. રાજા જે હાથી ઉપર બેઠા હતા, તે હાથીને પણ બખતર ચઢાવવામાં આવ્યું હતું, તેમજ હાથી ઉપરની અંબાડી પણ જાડા લોખંડનાં પત્રાંની ચઢાવવામાં આવી હતી. આજની સવારી અન્ય પ્રકારના મોજશોખની નહોતી, પરંતુ રાજા અમર દિલ્હીના બાદશાહ શાહજહાઁનથી લડવા જતો હતો.

રાજાનો હાથી શ્યામ રંગનો; તેના ઉપર શ્યામ રંગની લોખંડી અંબાડી કસવામાં આવી હતી. રાજાએ પણ શ્યામ રંગનું લોખંડનું બખતર ધારણ કરવાથી શ્યામ દેખાતા હતા. સાથેના રાજપૂતો પણ બખતરબંધ હોવાથી અને તેમના ઘોડાઓ ઉપર શ્યામ લોખંડનાં પાખરો નાંખવામાં આવેલાં હોવાથી તમામ શ્યામવર્ણીય દેખાવ થઇ રહ્યો હતો. જોનાર વ્યક્તિને યમરાજાના પ્રબળ સૈન્યનું જોતાંની સાથેજ ભાન થઇ આવતું હતું. વીરરસમાં રંગાયલો રાજા અમરસિંહ વિકરાળ રૂપ ધરી ચાલ્યો.

---

## પ્રકરણ તેરમું

### અમરસિંહની આગ્રા તરફ કૂચ

દોહો:-"રજપૂતાંરા દાવડા, સરપોંરા બારા;
રિઝવિયા મોઝાં દીયેં, ખીજવીયા ખારા."

મહારાજા અમરસિંહ જે હાથી ઉપર બેઠા હતા તે હાથીને વિંટળાઇને બખ્તર પાખરવાળા ઘોડેસ્વારો હથિયારબંધ ચાલતા હતા. સ્વારીમાં સહુથી આગળ કેટલાક પાયદળ રાજપૂતો હથિયારબંધ હતા. તેમની પછાડી બખતર પાખરવાળા ઘોડેસ્વારો ખુલ્લી તલવારોથી ચાલતાં હતા. વચ્ચે વચ્ચે ઘોડા અને ઊંટો ઉપર રણવાદ્યો-નોબતો, ડંકા વિગેરે-વાગતાં હતાં. ઘોડાઓની પછાડી મારવાડી ઊંટ-સ્વારો અને તેમના પછી કેટલાક સરદારોના હાથીઓની બખ્તરોવાળી લ્હાર હતી. તેના કેડે કેટલાક રથ અને પછી મહારાજા અમરસિંહજીનો હાથી હતો. મહારાજા અમરના હાથી આગળ ઘોડાઓ ઉપર સોનાની છડીઓવાળા ચોબદારો લલકારી રહ્યા હતા. મહારાજાના હાથીના પછાડી પુનઃ

રથ, હાથી, ઘોડા અને પાયદળની મીસાલ રાખવામાં આવી હતી. આ વખતે રાઠોડ સેનાનીઓમાં ઓર પ્રકારનો જુસ્સો અને તેજ વિકસિ રહેલું હતું. તેમની મુખમુદ્રા ઉપરથી એમ જ જણાતું હતું કે તેઓ રણ-ભૂમિમાં મરવામાં જ સર્વ પ્રકારનું સુખ માનતા હોઇ અન્ય પ્રકારના આનંદથી આગ્રા તરફ જવા તૈયાર થયા છે. જેમ જેમ મહારાજાની સવારી આગળ વધતી હતી તેમ તેમ બન્ને બાજુએ ઉભેલા લોકો જય જયકાર કરતા હતા. તમામ પ્રજાજનોને પણ જાણે પોતાના વીર-રસમાં રંગાયલા રાજાનાં દર્શનથી સ્વર્ગીય સુખ પ્રાપ્ત થતું ન હોય! એવો ભાસ થતો હતો.

આમ નગરજનોને તથા વીર રાઠોડોને પણ આનંદ આપતા ધીમી ચાલથી મહારાજા અમર પોતાની સવારી સાથે નગર બહાર જ્યાં કસુંબાની મીજલસ સારૂ બિછાયત કરવામાં આવી હતી, ત્યાં આવી પહોંચ્યા એટલે સૈનિકો અને સરદારો ચડપોચડપ પોતપોતાનાં વાહનો ઉપરથી ઉતરી પડ્યા. સ્થળ ઉપર હાજર રહેલા સૈનિકો તથા સરદારો પણ પોતપોતાની બેઠકેથી ઉભા થયા. રાજાના હાથીને માવતે-બેત કર્યો, અને નિસરણી માંડવામાં આવી. મહારાજા નીચે ઉતર્યા. તમામ સરદારો અને સૈનિકોએ પણ મહારાજાનો જય પોકાર્યો. સરદારોના મંડળ વચ્ચે મહારાજા અમરસિંહ-જેમ રાક્ષસોના ઉપર કુપિત થયલો દેવતાઓનો રાજા પોતાના સરદારો અન્ય દેવો સાથે બખ્તર તથા હથિયારબંધ થઇ ચાલતો હોય તેમ-શોભવા લાગ્યો! મહારાજા પોતાના માટે રાખવામાં આવેલા સુવર્ણના આસન ઉપર બિરાજ્યા. અન્ય સરદારોએ પણ પોતપોતાની બેઠકો લીધી, અને સહુના બેઠા બાદ કસુંબા તૈયાર થવા લાગ્યા. કસુંબો તૈયાર થયો એટલે પ્રથમ સૈન્ય સાથેના કવિને આપવામાં આવ્યો.*

કવિએ[1] કસુંબો લીધા પછી પ્રથમ મહારાજાને અને અન્ય

---

* કવિએ પણ કસુંબો લેતી વેળાએ રાજપૂતોને પ્રોત્સાહિત કરવા સારૂ કસુંબાનું મહત્વ દર્શાવતાં કહેવા માંડ્યું કે:-

સોરઠો:-અમલીઆ રજપૂતડા, જગમાં અમલ કરંત;
બીન અમલાં રજપૂતડા, ના હક નાંમ ધરંત.

દોહા:-અમલશું હધમાતીયા, અમલાંશું કર રાજ;
બીન અમલાં રજપૂતડા, જગ જીવણ કીણ કાજ?
ચઢે રણાં જબ રાજવી, પ્રથમ અમલરો કાજ;
બીન અમલાં રણ રાજવી; રક્ખ શકે નહીં રાજ.

૧ કસુંબો પ્રથમ કવિ-ભાટ-ચારણ-ને અપાયા બાદજ રાજપૂતો લે છે. તે વહીવટ અત્યારે પણ રાજસ્થાનોમાં ચાલુ છે.

સરદારોને તથા રાજપૂતોને કસુંબા અપાયા. કસુંબા થઈ રહ્યા પછી ઉપર ખારભંજણાં–મીઠાઈ–મેવા ફળ વિગેરેને ન્યાય અપાયો. ખારભંજણાં થઇ રહ્યા બાદ દારૂ આવ્યા, અને પછી હુક્કા આવ્યા. તેને પણ યોગ્ય ન્યાય અપાયો. આ બધી કસુંબા પાણીના કાર્યની પૂર્ણાહુતિ થઇ રહ્યા બાદ, મહારાજાએ સવારી કૂચ કરવાની આજ્ઞા ફરમાવી. સહુ પોત-પોતાનાં વાહનો ઉપર સ્વાર થઇ ગયા. મહારાજા પણ પોતાના હાથી ઉપર આરૂઢ થયા અને રાજા અમરની સવારી આગ્રા તરફ ચાલી.

રાજા અમરસિંહની સવારીમાં આશરે ૫૦૦૦ પાંચ હજાર રાઠોડો ચઢયા હતા. મહારાજાએ પણ પોતાના–નાગોર–નગરને જતી વખતે આખરના પ્રણામ કર્યાં કે:–

"ઢોલો ચાલ્યા ચાકરી, ઊંટ કસીયા ભાર;
જો જીવશું તો આવશું, ન તો નરવરકોટ જવાર."

મહારાજા અમર પૂર્ણ ક્રોધના આવેશમાં હોઈ કસુંબા દારૂ થવાથી તેમનામાં સ્વાભાવિક રીતે જ નવીન બળ પ્રાપ્ત થયું. સૈન્યમાંના સરદારો અને અન્ય રાજપૂતોને પણ કસુંબા પાણીથી નવીન ચૈતન્ય પ્રાપ્ત થયું હતું. તે ઉપરાંત સૈન્યમાં સિંધુ વિગેરે ઉશ્કેરણી કરનારા રાગોમાં વાજાં વાગતાં હતાં, તેથી રાજપૂતોને વળી વિશેષ આવેશ ઉત્પન્ન થતો હતો.*

અમરસિંહજીના રાઠોડ સૈન્યના ચાલવાથી પૃથ્વી ડોલવા લાગી. શેષનાગ પોતાના ફણો ઉપર પૃથ્વીનો ભાર સહન કરી શક્યા નહીં. અમરસિંહજીને આ રણઘેલું પોતાનું સૈન્ય જોઈ અતિશય આનંદ વધવા લાગ્યો. આકાશ, પાતાળ અને પૃથ્વી ઉપર ભારી કોલાહલ થવા લાગ્યો.

---

* આમ ક્રોધના આવેશમાં આવેલા સૈન્યનું વર્ણન કરતાં કવિ કહે છે કે, પદ્ધરીછંદ:–

"ચઢયો અમર ભૂપ આગરા કોટ, મનુ લંક ઉપર રઘૂવીર ચોટ;
ફર ફરર ફરર ભૃકુટી ફરકક, દિગ્ગજન દંત કર કર કરક.
ભૂ ભાર સહ ન થર થર થરાટ, પર્યો શેષ ઊર ચર ચર ચરાટ;
કચ્છપ પીઠ અતિશય કસંત, ધસ મસત સેન રાઠૉર ધસંત.
અંગ ભાર ધર્યા બખતર બનાય, નિરખંત સુર અંબરમેં આય;
રંભા ઉર આનંદ ધર અપાર, નીજ પતિ આય મન લિન્હ ધાર.
અંબર પતાલ ભૂ ભયો શોર, સુનિ ભૂત–પતિ નીજ ધ્યાન છોર;
સુકયો ખીધિ ભેદ પડન્ન કાજ, ઈણ રીત ચઢયો નાગોર રાજ.
ડાકન શાકન આનઁદ અપાર, કર ખપ્પર રૂધિર પીવન ધાર;
વાયસ શૃગાલ અતિ કરત કૂક, આગરા પરી અરિ ઉર હૂક.
નૃપ અમર ઉર આનઁદ ન માય, નિરખત સૈન અતિ ચઢત ચાય;
દડ મજલ કૂચ આગરા આય, રહ્યો સૈન સહિત જસવંત પરાય.

શંકર પોતાના ધ્યાનમાંથી મુક્ત થઈ ગયા, અને બ્રહ્મા પણ આ કોલાહલથી પોતાનું વેદનું પઠન ચુકી ગયા. અપ્સરાઓ આનંદ માનવા લાગી. ડાકણો શાકણો રૂધિરના પાન સારૂ હાથોમાં ખપ્પર લઇ આનંદમાં આવી ગઈ. કાગડા શિયાળ વિગેરે આમિષ આહારી પ્રાણીઓ પણ આનંદિત થઈ કોલાહલ કરવા લાગ્યાં. આગ્રાની અંદરમાં દુશ્મનોનાં દીલમાં હાક પડી ગઈ. બાદશાહને અને સલાબતને અનેક પ્રકારનાં અપશકુનો થવા લાગ્યાં. મૂર્તિઓ અને કબરો ઉપરથી પુષ્પમાળાઓ ખસી પડવા લાગી. રાત્રિચર પશુ પક્ષીઓ દિવસે નગરમાં આવી બોલવા લાગ્યાં અને દિવસચર પક્ષીઓ કાગડા વિગેરે રાત્રે કોલાહલ કરવા લાગ્યા. આવી રીતનાં ભયંકર અપશુકનો થવા છતાં પણ બાદશાહ તેથી કંઈ સમઝ ઉપર આવ્યો નહીં. તેની તો "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" જ થઇ ગઇ હતી.

અમરસિંહે આગ્રામાં આવી જસવંતપુરામાં પોતાના સૈન્ય સાથે મુકામ સ્થિત કર્યો. નગરમાં ખાન–ઉમરાવોને અમરસિંહજી પોતાની સાથે સૈન્ય લઇને આવ્યા છે એવી ખબર પડી ગઇ. તેમના તરફ લાગણી ધરાવનાર અને બાદશાહના અનીતિમય હુકમને તિરસ્કારનારા કેટલાક ખાન–ઉમરાવો તેમને મળવા સારૂ જસવંતપુરામાં આવ્યા અને બાદશાહની વર્તણુક તથા હુકમ માટે દિલગિરી દર્શાવવા લાગ્યા. વિશેષમાં એમણે એમ પણ જણાવ્યું કે, અમારી મદદની જરૂર પડે તો અમો પોતપોતાનાં સાધન સાથે તૈયાર છઇએ, માટે પ્રસંગ પડે તો અમને આજ્ઞા ફરમાવવા મેહેરબાની કરવી. અમરસિંહજીએ ખાન–ઉમરાવોનો ઉપકાર માનતાં જણાવ્યું કે, 'તેમને અન્ય સૈન્યની હાલમાં જરૂર નથી. પરંતુ જો પોતે આ તોફાનમાં કામ આવે અને નાગોર અથવા જોધપુર તરફ કંઇ તોફાન ચઢાઇ કરવામાં આવે તો તે વખતે તમો સહુ એક સંપે રહી મદદ કરશો તો હું જ્યાં હોઇશ ત્યાં તમારો ઉપકાર માનીશ.' સરદારોએ તે વખતે મદદમાં રહેવા ખાત્રી આપી પોતપોતાનાં મુકામો તરફ જવા રજા માગી વિદાય થયા. તેમના ગયા બાદ અમરસિંહજીએ પોતાના સરદારોને પોતાના મુકામ ઉપર વિચાર ગોઠવવા સારૂ બોલાવ્યા. સરદારો સહુ આવી ગયા એટલે અમરસિંહજીએ તેમને પૂછ્યું કેઃ

અમરઃ–"હરદારોં, અપણે કણતરોંસું બાદશાહરી સાથમેં કામ લેણો સાર હૈ? ધણુ બાતરો બિચાર કરને આપોંરા બિચાર જણાય દો."

સરદારોઃ–"અન્નદાતાર! હમનેં પુછવારો કાંઈ કારણ હૈ; જીણુ રીતસું હજુરનેં ઠીક લાગે અણુ રીતસું કામ કરવારા બાસ્તે હમ હલબળા તયાર હાં."

અમરઃ–"જરાં મોરો બિચાર તો એડૌ હે કી થેં સઘળા અઠૈ તયાર હોનેં રહો, અર ૧૦૦–૨૦૦ ઘોડેસ્વાર છૂટે છૂટે હોનેં કિલામેં રહેં. જણુ બખત વરદી મીલ જાય અણુ બખત થેં હઘળા મીલને એક સાથ હલ્લા કરૌ. અર દરવાજારી પાસમેં ૫૦ ઘોડેસ્વાર રહેં, જીણુસું એ તુરકડા દરવાજા બંધ કર શકેં નહિ. આપ હઘળા દરવાજામેં પૈઠને બાદશાહી સેન ઉપર હલ્લા કરો, અર આગ લગાયને બાદશાહરો મહેલ અર બાદશાહી દફતરખાનાકુ જલાય દો. મેં મોરી લારમેં ચાર સરદારોંનેં લૈને દરબારમેં જાશૌં."

સરદારઃ–"અન્નદાતારજીરો ફરમાવણો બહોત આંછો હે. હમ હઘળા હરદાર તયાર હોતે રહશોં, અર બખત મિલ જાય અણુ બખત બાદશાહને રાઠોડોંસું દુશ્મનાવટ કરનેસું કાંઈ ફલ મીલે હે વો આછી રીતસું બતાય દેશા."

અમરઃ–"ધન્ય હે આપ હઘળા હરદારોંનેં ! આપોંરા બળશું તો યે મોરા અંગમેં જોર હે. આપોંરો મોંનેં પૂરો ભરૂંસો હે. આપ પધારો, અર ટાટ જીમને ફીર પધારો."

સરદારો ગયા બાદ મહારાજ પણ જમ્યા. સરદારો પણ પોતપોતાના મુકામ ઉપર ટાટ આવ્યા તે જમ્યા. પછી એક વિશાળ તંબુમાં મહારાજાએ તમામ સરદારોને તથા અન્ય રાજપૂતોને બોલાવ્યા. સહુના આવી ગયા બાદ કવિરાજે મહાભારતના કર્ણ પર્વની કથાની શરૂઆત કરી. એ રીતે રાજપૂતોને કવિએ પોતાની કહેવાની શક્તિથી વીર રસમાં રંગી નાખ્યા. એક પ્રહર રાત્રિ બાકી રહી એટલે મહારાજાએ કથા બંધ કરાવી અને સહુ રાજપૂતોને થોડી થોડી નિદ્રા લેવા સારૂ મોકલ્યા. સહુએ પોતપોતાના મુકામ ઉપર થોડી રાત્રિ નિદ્રામાં વ્યતીત કરી અને મહારાજા પણ થોડો વખત નિદ્રામાં વ્યતીત કરવાનો વિચાર કરી પોતાના બંગલામાં પધાર્યા.

---

## પ્રકરણ ચૌદમું
### ચાડી ખાવાનું ફળ

દોહાઃ–તુલસિ જૈસી ભવિતવ્યતા તૈ સોઈ મિલે સહાય;
આપુન આવૈ તાહી પૈં (કી) તાહી તહાઁ લે જાય.

સૂર્યે ઉદય થયા પહેલાં રાજપૂતો જાગૃત થયા, પોતાનાં નિત્ય નિયમથી પરવાર્યા, અને પોતાના માલિક પાસે હાજર થયા, મહારાજ પણ વહેલા ઉઠી પોતાના નિત્ય નિયમથી પરવારી તૈયાર થઇને જ

બેઠા હતા. સરદારોના આવ્યા બાદ કસુંબા નિકળ્યા અને તે કાર્ય પૂર્ણ થઇ રહ્યું. રાત્રિના સંકેત મુજબ લશ્કરની ગોઠવણ કરવામાં આવી. તમામ સૈન્યને જસવંતપુરામાં વાહનો ઉપર તૈયાર રહેવાની આજ્ઞા કરી ૫૦ સવારોને દરવાજાની આસપાસ અંદર અને બહાર રહેવા સારૂ રવાના કર્યા. સો સવારોને દરવાજાથી જસવંતપુરા સુધી રાખવામાં આવ્યા, અને પચાસ સવારોને દરબારના મુકામથી દરવાજા સુધી છૂટાછૂટા ફરતા રહેવાની સૂચના આપી વિદાય કરવામાં આવ્યા. આ બધું કાર્ય પૂર્ણ થઇ રહ્યા બાદ પોતાની સાથે માત્ર ચાર સરદારોને લઇ પોતે દરબારમાં જવા સારૂ નિકળ્યા. મહારાજા દરબારમાં જવા નિકળ્યા તે વખતે શુભ અને અશુભ બે પ્રકારનાં શકુનો થયાં, પરંતુ તે તરફ દુર્લક્ષ આપી તેઓ તો દરબારમાં ચાલ્યા. શુદ્ધ ક્ષત્રિયો લડતાં મરવાનું વધારે પસંદ કરે છે. તેમણે શુભ શકુનથી એમ માન્યું કે લડવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, અને અશુભથી એમ માન્યું કે લડતાં કદાચ પ્રાણાંત થવાશે તો તે પણ ક્ષત્રિયોના માટે તો શુભ શકુન જ છે. આમ નિર્ણય ઉપર આવી તેઓ દરબાર તરફ ચાલ્યા.

દરબારના સમયે દરબારમાં જવા નિકળતાં સલાબતને પણ સાન શકુન થયાં. તેનાં નેત્રો સત્તાના મદથી ઠેકાણા પર નહોતાં, તેમ જ સત્તાના બળથી પોતાને મારી શકે એમ કોણ છે? એમ જ માનતો હતો. તેથી તેણે પણ તે તરફ દુર્લક્ષ કર્યું અને પોતાના પ્રબળ ભાગ્યચક્રની પોતાના મન સાથે પ્રશંસાત્મક વાતચીત કરતાં દરબારમાં ચાલ્યો.

બાદશાહ પણ પોતે દરબારના સમયે હાજર રહેવા સારૂ તૈયાર જ થઇ રહેલો હતો. દરબાર બરાબર ભરાયો એટલે "બડા નકીબે" વરદી આપવાથી દરબારમાં જવા નિકળ્યો અને પોતે આસનેથી ઉઠ્યો એટલે જનાનામાં કોઇને છીંક થઇ. પરંતુ જે દિલ્હીશ્વર પોતાને પરમેશ્વર સમાન માનતો હતો; આખા ભારતવર્ષના હિન્દુ મુસલમાન તમામ રાજાઓના મુગટો જેના ચરણસ્પર્શ ચાહતા હતા; જેની કૃપાકટાક્ષ ઉપર રાજા-નવાબોનું જીવન અને રાજ્યસત્તા હતી; મ્હોટા મ્હોટા રાજા નવાબો જેની સેવામાં હમ્મેશ સ્થિત રહેતા હતા; અને માત્ર દિલ્હીશ્વરની કૃપાકટાક્ષને પરમેશ્વરની કૃપાકટાક્ષ સમાન માનવામાં આવતી હતી, તે દિલ્હીશ્વરનાં મનમાં એક છીંકથી સહજ પણ શંકા થાય કે તે તેને અપશકુન માની તેથી પોતાનું અહિત થશે, એમ શાનો માને?! તેના મનમાં ખુદાની પ્રબળ સત્તાનો પણ તે વખતે ખિયાલ આવ્યો નહીં કે, ખુદાની અકૃપાથી "એક લોખંડના ઘડાને એક કાંકરી પણ ફોડી શકે છે" અને તે પરવરદિગારની કૃપાથી "એક

કાચો ઘડો ચહાય તેટલા ઊંચેથી પડવા છતાં પણ ફૂટતો નથી,” તે તો પોતાની સત્તાની પ્રબળતામાં જ મસ્ત હતો. તેથી અપશકુનનો હિસાબ ગણ્યા શિવાય દરબારમાં આવ્યો.

દરબારમાં બાદશાહના આવ્યા બાદ સલામી વિગેરેનું કાર્ય પૂર્ણ થઈ રહ્યા બાદ, અમરસિંહજી તરફ મોકલવામાં આવેલા હલકારાએ આવી હાથ જોડી પ્રાર્થના કરતાં બાદશાહને જણાવ્યું કે, “ગરિબ પરવર, દીન દિલ્લી કે વાલીદ, વો નાગોરકે રાજા અમરસિંહ આયે હૈં; ઔર જસવંતપુરામેં મુકામ રકખા હય; ઔર આજકે દરબારમેં હાજિર હોનેકા વો બોલે હૈ.” આ સમાચાર જણાવતાં તેણે અમરસિંહજીની તૈયારીની હકિકતને છુપાવી.

અમરસિંહજી પોતાની આજ્ઞા મુજબ સૈન્યનો બંદોબસ્ત થયો છે કે નહીં, તેની તપાસ કરી, પોતાની ખાત્રી કરી, દરબારમાં આવવા નિકળ્યા. દરબારમાં જતાં જ ભાગ્યશાળી (!) સલાબત દરબારમાં જવાની નિસરણી ઉપર મળી ગયો. તેણે પોતાનો કૃત્રિમ–બાહ્ય–પ્રેમ બતાવતાં અમરસિંહજી સાથે વાતની શરૂઆત કરી. તેણે જાણે બાદશાહના હુકમમાં પોતાનો હાથ જ નથી એમ બતાવવાનો ડોળ કરતાં, પોતાની નિર્દોષતા વ્યક્ત કરી. પરંતુ અમરસિંહજીને તો પ્રથમથી જ માલુમ હતું કે આ તમામ કૃત્ય તેનું જ છે.

સલાબતે વાત પછી વાત કહાડતાં છેવટ પોતાનો નિર્દોષ અભિપ્રાય જણાવતાં અમરસિંહજીને કહ્યું કે, “દેખો અબ જો હુવાસો હુવા. ઇસસેં નારાજ નહીં હોના, ઔર બાદશાહ સલામતકે હુકમ મુવાફિક જુર્માનાકી રકમ દે દેને મેં ભલા હૈ.”

અત્યાર સુધી અમરસિંહ પોતાના ક્રોધને દબાવી રહ્યા હતા, તે તેમનો ક્રોધ જેમ “શાંત થતા અગ્નિને ઘીની મદદ મળવાથી તે જેમ એકાએક પ્રજ્વલિત થાય છે” તેમ અમરસિંહજીના દબાઇ રહેલા ક્રોધને સલાબતનાં વચનોરૂપી ઘૃતની સહાય મળવાથી તે એકાએક પ્રગટ થયો. તેમણે સલાબતને કહ્યું કે, “દેખરે સલાબત! રાઠોડાંસું જુર્માના કણુ રીતસું વસુલ કિયો જાવૈ હૈ, વો બાદશાહને માલુમ હૈ કોય નહીં. જીસસેં મેં બાદશાહને દિખાયને ફીર જુર્માના દેશો. ઇણ રાઠોડાંરી બાબદમેં થારે પડવારી જરૂરત કોય નહીં હૈ. થું દીપકરા ઉપર પતંગ હોને મત પડ.”

આવાં મહારાજાનાં વચનો સાંભળી સલાબત જેવા સત્તામાં અંધ બનેલા પીંજારાને ક્રોધ ચડે એ સ્વાભાવિક હતું. પોતે ક્રોધના

આવેશમાં ને આવેશમાં, કોની સાથે વાતચિત કરે છે તેનું પણ ભાન ભૂલી ગયો. તે પોતાના મિજાજ ઉપર કાબુ પણ રાખી શક્યો નહીં. પોતાની વાતચિત લંબાવી "ગઁવાર" શબ્દનો ઉપયોગ કરી અમરસિંહથી વાતચિત કરવા તેને પોતાની સત્તાના બળથી ઇચ્છા થઇ, અને તેનો ઉપયોગ કરવા સારૂ તેમણે "ગઁ" નામના પ્રથમ અક્ષરને પોતાના મોઢામાંથી બહાર પાડ્યો, અને તે "ગઁ" અક્ષર સાંભળતાં જ—

"ઉન મુખતેં ગ ગો કહ્યૌ, ઉન કર લઇ કટાર;
"વાર કહન પાયો નહીં, જમધર હો ગઈ પાર.

આમ એકાએક સલાબતનો ભેટો રસ્તામાં જ થઈ ગયો. "પહેલો મારે તે કદી ન હારે" એ સૂત્રને અનુસરીને ગઁવાર શબ્દના વાર એ બે અક્ષરો તો હજુ તેના મોંમાં જ હતા અને "જમધરે—કટારે જમધર"ની યાત્રા સારૂ તેને મોકલાવ્યો. આ સલાબતના મરાયાના સમાચાર ત્વરિત જ બાદશાહને પહોંચાડવામાં આવ્યા અને બાદશાહે વીર અમરને મારવાને માટે હુકમ કર્યો. હિન્દુ સરદારો તો અમરસિંહ સામા તેમને મારવા ન ઉઠ્યા તે ન જ ઉઠ્યા, પરંતુ કેટલાક ખાનો પણ તેમને મારવાના કાર્યમાં જોડાયા નહીં. અમરસિંહરૂપી કાળના કોળીયારૂપી બાદશાહના એક્કા તથા અન્ય ખાનો અમરસિંહ ઉપર ધસ્યા. અહિં અમરસિંહે તો પોતાની કટાર તૈયાર રાખી જ હતી. તેનાથી જે જે મુસલમાનો તેમને મારવા આવ્યા હતા, તે તમામનો તેમણે ત્વરિત જ નાશ કર્યો. આવી રીતે જ્યારે 'દુશ્મનઘાતિની" અમરસિંહજીની કટારીએ તેમના ઉપર આવેલા મુસલમાનોનો નાશ કર્યો, એટલે અમરસિંહજીના નામની દરબારમાં ધાક જ પડી ગઇ. કોઇની પણ અમરસિંહના સ્હામા આવવા હિમ્મત ચાલી શકી નહીં. અમરના સામું થવું તે માત્ર પોતાના ઉપર "કાળ"ને આમંત્રણ કરવા સરખું સહુને લાગ્યું. બાદશાહ અમરસિંહને મારવા વખતો વખત હુકમ કરતો ગયો, પરંતુ કોઇ ખાન કે ઉમરાવ પોતાના આસન ઉપરથી હાલ્યા જ નહિં, તે તો જાણે જડ મૂર્તિઓ જ હોયની! એમ આસનોવાળા આસને અને ફુદ્દાવાળા ફુદ્દા પકડીને જ સ્થિત થઇ ગયા.

અમરસિંહે કોઇપણ નિરપરાધીને નહીં મારતાં, માત્ર પોતાના ઉપર આવનારને જ તેમણે માર્યા. જ્યારે કોઇ ખાન—ઉમરાવ સ્હામા આવ્યા નહિં ત્યારે ખાન—ઉમરાવોને હુકમ કરનાર ખુદ શાહાનશાહ શાહજહાઁન ઉપર તેઓ ધસ્યા. અમરસિંહને વિકરાળ રૂપ ધરી દરબારમાં આગળ વધતા જોઇ, સર્વે ખાન અને ઉમરાવોને પોતાના પ્રાણ રક્ષાવાની પણ દેહેશત લાગી. તેમની દશા તો જેમ "પ્રલ્હાદ"ના વખતે "હિરણ્ય-

કશ્યપુ”ને મારવા સારૂ “નૃસિંહ” ભગવાનના પ્રગટ થવાથી જેવી દશા “રાક્ષસો”ની થઈ હતી તેવી થઈ. અમરસિંહને આગળ વધતા જોઈ તેઓ પણ ચડપોચડપ પોતાનાં આસનો છોડી અને નાસવા લાગ્યા. આ વખતે અમરસિંહનો નિરપાધીઓને મારવાનો બિલકુલ વિચાર ન છતાં માત્ર તેમનું લક્ષબિંદુ તો શાહજહાઁન ઉપર જ હતું; તેથી તેઓ સરદારો તરફ લક્ષ ન રાખતાં શાહજહાઁન તરફ જ ધસ્યા. અમરસિંહને આગળ વધતા જોઈ તે વખતે બાદશાહને પોતાના કાળનાં પ્રત્યક્ષ દર્શન થવા લાગ્યાં, અને તેને પોતાના પ્રાણ રક્ષવાનો ઉપાય શોધવાનો પ્રસંગ ઉભો થયો. તેને કોઈ રીતે પોતાનો પ્રાણ રક્ષાવાનો અન્ય કોઈ ઉપાય જડ્યો નહીં, અને માત્ર જનાનખાનામાં જાય તો જ તેને પોતાના પ્રાણનું રક્ષણ જણાયું. તે જનાનખાનામાં પોતાનો પ્રાણ બચાવવા સારૂ નાઠો, પરંતુ અમરસિંહજી તેના વાંસે જ હતા. તેમણે બાદશાહ ઉપર કટારી નાંખી, જે દરબાર માંહેલા એક પત્થરના થાંભલામાં વાગી—અને કહેવામાં આવે છે કે અદ્યાપિ પણ આગ્રાના દરબારના થાંભલામાં તેનું નિશાન છે. બાદશાહ જનાનખાનામાં પેઠો એટલે અમરસિંહ જનાનખાનામાં ન જતાં જનાનખાનાના દ્વાર અગાડી જ અટકી પડ્યા.*

અમરસિંહે નાસતા બાદશાહ ઉપર પોતાનો કટાર નાંખ્યો, પરન્તુ બે હાથવાળા મારનાર સામે હઝાર હાથવાળો રક્ષણ કરનાર હોય ત્યાં બે હાથવાળાનું શું ચાલી શકે? અને બાદશાહના માટે પણ એમ જ થયું. અમરસિંહે તેને મારવા સારૂ કટાર નાંખ્યો, પરન્તુ બાદશાહનું રક્ષણ કરવા સારૂ અખિલ બ્રહ્માંડોનો માલિક તૈયાર જ હતો. તેમનો કટાર થાંભલામાં વાગ્યો અને બાદશાહ સહીસલામત જનાન-

---

* પરંતુ તેઓ એવા જ ક્રોધાયમાન બની ગયા હતા કે,

છંદ પદ્ધરીઃ–

વિકરાળ રૂપ ધર્યો અમરસિંઘ, મનો ભક્ત કાજ પ્રગટે નૃસિંઘ;
ભૌ હાહાકાર દરબાર માંહ, ચલ્યો અમર જહાં શાહાનશાહ.
લખી અમર ક્રોધ ભગ્ગિય શાહ, જા લુક બૈઠ જન્નાનમાંહ;
અમ્મર કટારી પીછું ચલાય, જા ચોટ પરી હૈ થંભ માંય.
પડી શાહ ઉર શંકા અપાર, જનુ આય જનાને દેહિં માર;
અમરેશ ત્રાસ પર્યો નગ્ર માંહ, ભગે તુર્ક કોઉ દરબાર નાંહ.
અણુ રીત કરી અમરેશ કાજ, દરબાર બૈઠ મતુ મગ્રરાજ;
હૂરમ્મ સુન્યૌ જબ સમંચાર, શાહપૈ ભઇ ક્રોધિત અપાર.

(લોકકથા)

ખાનામાં પહોંચી ગયો. અમરસિંહજી રાજપૂતોના સાધારણ સ્વભાવ મુજબ, એક તો બાદશાહ પીઠ બતાવીને નાઠો તેથી અને વળી તે જઇને જનાનખાનામાં છુપાયો, તેથી તેના વાંસે જનાનામાં નહીં જતાં, દરબારમાં એક સિંહની માફક પોતાના સામો કોઈ આવે છે કે નહીં તેનું નિરીક્ષણ કરતા બેઠા. તેઓ કેટલોક સમય સુધી દરબારમાં દુશ્મનની રાહ જોઈ બેસી રહ્યા, પરન્તુ કોઈપણ દુશ્મન આવ્યો નહીં. બાદશાહે તો ખરા બપોરે તારા જોઇ જનાનાનો આશ્રય ગ્રહણ કર્યો હતો, એટલે તે તો દરબારમાં અમરસિંહ સામો આવવાની હિમ્મત ક્યાંથી લાવે? પરંતુ અન્ય કોઇને પણ અત્યારે અમસિંહ સ્હામા મોકલવાની હિમ્મત તે કરી શકયો નહીં. કારણ અન્ય સહુના દરબારમાં બેઠાં જ અમરસિંહે જે બહાદુરી કરી હતી, તેનું સ્મરણ તેના મનમાં જ હતું. રાઠોડોની વીરતા જગત પ્રસિદ્ધ જ છે. તે કંઈ અત્યારે અમરસિંહે જ બતાવી એમ નહોતું; તે વખતે તો રાઠોડો તેવા જ ઉત્પન્ન થતા હતા.*

આવી રીતે અમરસિંહે માત્ર એક કટારીથી જ આખી બાદશાહીમાં હાહાકાર વરતાવી–શૂન્ય દરબારમાં પોતાની સાથેના સરદારો સામે પોતાના આસન ઉપર તેઓ બિરાજ્યા, અને બાદશાહની કુમકે કોઇ આવે છે કે કેમ? તત્ સંબંધી રાહ જોવા લાગ્યા.

---

## પ્રકરણ પંદરમું

## હૂરમ અને અમરસિંહ

દોહા:–નારી અતિ બલ પાયકે, કરત પુરૂપકો ઘાત;
શાહ અમર યા દુહુંનકી, ભઈ એકશી બાત.

અમરસિંહની હકિકત આટલેથી અટકાવી, હવે આપણે જનાનખાનામાં બાદશાહ સલામતની શું દશા થઈ તે તરફ લગાર આપણું લક્ષ ખેંચીએ. બાદશાહ જનાનખાનામાં પોહોંચે તે પહેલાં જ દાસી-

---

* કવિત:—

ધરી વિકરાળ રૂપ, વીર રસ આયો પતો, કરમેં કટારી કેઈ, જન કાલ કે ગઈ;
સારે સારે મીર ઉમરાવનકે ઊર હાક, ધાક દરબાર સારે, માંહ જન્તુ છે ગઈ.
ખુદ બાદશાહ જાય, લુક ગૌ જનાને માંહ, દેખિ કેં કટારી ભારી, ઠસકરનૈ ગઈ;
"છગન" ભનંત ગજસિંઘ કે અમરસિંઘ, ઐશી તેં કટારી બાહી, શાકો સહૂ દે ગઈ.
આજકી ન બાત યહ, આદતે રાઠોરનકી, એક બીર લાખનમેં, હાક બરતાવ હે;
સારી બાદશાહી માંહ, સુની નામ રાઠોરકો, બીર રનધીરનકો, ઊર શંકા ખાત હે.
આજ ગજસિંઘજીકે, અમર જાગયો રંગ, જીનકે પ્રતાપ, બાદશાહ અકુલાત હૈ;
ધન્ય માત, ધન્ય તાત, ધન્ય કુલ ધન્ય ભ્રાત, ધન્ય અમરેશ જાતેં, શૂર સકુચાત હૈ.

ઓની મારફત સલાબતની બ્હેન હૂરમને સલાબતના મરાયાના અને અમરસિંહની બહાદુરીના તથા બાદશાહના નાસવાના સમાચાર દાસીઓ મારફત પહોંચી જ ગયા હતા. તે બાદશાહને આવતાંની સાથે જ અતિશય ક્રોધયુત મુદ્રાથી કહેવા લાગી કેઃ—"જહાંપનાહ, આપ એક બખત મેરી સાથકી બાતમેં કહતેથેકી–આપકા સૈન એકકીસ આના હૈ, લેકિન મેરેકા તો પાવ આના ભી–માલુમ નહિં હોતા હૈ. કયોંકી એક રાઠોરને ભર દરબારકે બીચમેં બાદશાહકા "બડા નકીબ" મેરા ભાઇ સલાબત ખાનકો ઔર ઔર ભી કેઇ મુસલમાન સિપાહ સાલાહોંકો ઔર સિપાહોંકો માર દીયા, ઔર આપ ભી જનાનેમેં ઘૂસ બૈઠો હો યે કયા બાત હૈ?"

શાહઃ—"અય પ્રિયા! તુમ્મારી જલ્લદ ઇસ બખ્ત કામ નહીં આ સકતી હૈ. કયોંકી જો ઉસ બખ્ત મૈં દરબારમેંસેં ભગકે જનાનેમેં નહીં આતા તો વો રંધડ મેરેકા ભી માર દેતા. જબ મૈં જનાનેમેં આયા તબીતો મેરે પર ખુદાને ખેર ગુજારી, અગર મૈં શિવા જનાને કે કોઇ ઔર જગામેં છુપાતા તો વો અમરસિંહ વહાંપર આકરકે ભી મેરેકો જરૂર મારતા. ઇસસેં ઇસ બખ્ત તો તુમ પાક પરવરદિગારકા શુક્ર ગુજારો કે જીસકી નેક મહરબાનીસેં મૈં બચ સકાહું."

હૂરમઃ—"હુજુર! ઇસમેં શુક્ર ગુજારતેકા કયા હૈ? વો રાજપૂત લોગ તો ભગે હુવે દુશ્મનકે ઉપર કભી હાથહી નહીં ઉઠાતે હૈં. ફીર ભી આપ ભગગે હો ઔર જનાનેમેં આ કે છુપ બૈઠે હો, તો આપ ઇતને કયું ડરતે હો? આપ ઐસા ભી કહતેથે કી આપકી પાસમેં બાઇસ લાખ ફૌજ હૈ. વો મુઝે તો કુછ નહીં દીખ પડતા હૈ. આપને બગૈર કારન મેરે ભાઇકો મરવા ડાલા, ફીર આપકી બાઇસ લાખ ફૌજ કબ કામમેં આયગી? ઇસકા ભી તો કુછ ખિયાલ કરો. હુજુર કો મેરા અરજ હૈ કી મેરા ભાઇકા વેર લેના ચાહિએ."

શાહઃ—"અય નાજનીન! તેરી યે જીક્ર ઇસ બખ્ત છોડ દે. વો રાઠોર સુનેગા તો યહાં આકરકે ભી મેરેકો માર દેગા, ઔર દેખ તેરા ભાઇ ચુગલીખોર થા ઔર ઇસને અમરસિંહકી ચુગલી ખાઇ. જીસસેં વો મારા ગયા હૈ ઔર ઉસકા વેર, તુમારા જીક્ર હૈ તો આગે લીયા જાયગા. લેકિન અભી તો મૈં બચા ઇસસેં તેરે કો ખુશ હોના ચાહિએ."

હૂરમઃ—"હઝરત! આપને બચકે કયા કીયા? આપને તો બચકે જનાના ઓઢા, ઔર અવ્વલસેં બઢી હુઇ શાહી ઇજજતકે ઉપર પાની ફીરા દીયા. જબ આપ ભગે ફીર ખાન–ઉમરાવજી ભગે, તો ફીર આપ-

કો લાજીમ હૈ કી યે ગેરે જનાને કપડે બી તો પહર લો, ઔર આપકે મરદાને કપડે ઔર આપકી યે તલવાર મેરેકો દે દો. આપસેં કુછ ન હો સકેગા, ઔર મેં ઉસ રાઠોરકા નાગોર ખાલસા કરૂંગા, ઔર ઉસકો પકડકેં ઉસકા નાક ફોડકેં ઉસમેં નાથ ડાલુંગા, કયઉંકી મેરેકે મેરા ભાઈકો મરા સુનકે ઉસકા મૌત સહા નહીં જાતા હૈ."

બાદશાહને હૂરમનાં વચનો સાંભળી રીસ તો ચ્હડી, પણ તેને તો પોતાના શિર ઉપર કાળનું ભમણ ભાસતું હતું; તેથી ત્વરિત કંઈ જ કરી શકવાની તેની હિમ્મત ચાલી શકી નહીં, તો પણ હૂરમના ક્રોધનું સાંત્વન કરવા સારૂ કહેવા લાગ્યો કેઃ–

"અય હૂરમ! ઈસ બખ્ત તો તુમ મહરબાનીકે ખાતિર ચુપ હો કરકેં રહો. મેં કલ ફૂજરમેં દરબાર કરકેં બીડા ફીરાકેં ઉસ રંગડકો પકડા લુંગા, ઔર મેં કસમસેં કહતા હૂંકી જહાં તક મેં ઉસ રંગડકો ન પકડાઉંગા વહાં તક મેરેકો ખાના ખાના હરામ હૈ."

હૂરમઃ—"હુજુર! આપ યહાંઈ છુપે રહો, સિર્ફ મેરેકો ત્હુમારી તલવાર દે દો. મેં ઉસ રંગડસેં લડુંગા, આપસેં કુછ ભી હો નહીં સકેગા."

આમ બાદશાહનો તિરસ્કાર કરી રીસમાં ને રીસમાં જે બારીએથી બાદશાહ જનાનખાનામાં ગયો હતો, તે જ બારીએથી તે દરબારમાં ગઈ. તેના પગનો અવાજ સાંભળી જેમ પાંજરામાં સપડાયલો સિંહ કોઈ માણસ અથવા જાનવરના પગનો અવાજ સાંભળી એકાએક ક્રોધાવેશમાં આવી તૈયાર થઈ જાય, તેમ અમરસિંહ પણ ટટાર થયો અને ત્વરિત કટાર સંભાળી, પણ જોયું તો સામે આવનાર વ્યક્તિ પુરૂષ નહીં પણ સ્ત્રી હતી. તેથી પોતાની કટારી મ્યાન કરી બેસી રહ્યા, એટલે પોતાના ભાઈના મરણ સમાચાર સાંભળી, મારનાર ઉપર બળી રહેલી હૂરમ આવી, અને મારનારને જોઈને કહેવા લાગી કેઃ–

"અય અમરસિંહ! તેંને ઈસ શાહી દરબારમેં આકેં દંગલ કયું મચાયા હૈ? ઔર બીના કુછ કારણ મેરે ભાઈ સલાબતખાનકો કાયકો માર ડાલા? કયા તું કિસીકી દહશત ભી નહીં રખતા હૈ? જીસસેં અભી બી તું ઈસ દરબારમેંસેં હટતા નહીં હૈ? અભી બી તેરેકો તેરે જાનકી દરકાર હોતો ભગ જા. નહીં તો તેરેકો પકડાયા જાયગા."

અમરઃ—"અય બેગમ! થેં થારો મુ સમાલને બોલ. દેખ તેરા ભાઈ સલાબત ચુગલી ખાણેવાલા; હાં જીણુસું મોંને ઉસકો માર દીયો હૈ. અર બાદશાહ ભાગને થારા શરણામેં આય બૈઠો જીણુસું વો બચ

ગયો હે. મેં ડરૂં કિણસોં? થારી બાદશાહીમેં મોરી નજરોંમેં કોઈ વીર આવે કોય નહીં. શીર બાદશાહરા જૈડા કાયરોંસેં ડરનેમેં ઈણ દરબારમેંસેં ભાગ જાઉં? અર જો બાદશાહરો સબળો સેન લડવારે બાસ્તે આવે જરાં મેં ભાગું કોય નહીં, તો ઈણ નામરદોસેં ભાગવારો કાંઇ કારણ હે? મેં મોરે જાનરી પરવા રાખું કોય નહીં, કયું કી હમ ક્ષત્રિ લોગ જાનનેં પાસ રખને ફીરે કોય નહીં, કી જીણસું ઝગડામૈ જીવરા રક્ષણમેં ચિત્તચોટ જાય. થેં મોનેં પકડવારો કેવો હો પણ પકડવાવાલો બાદશાહ તૌ જાયનેં જનાનામેં છુપ બૈઠો હૈ, ઔર થું જનાના હો કર ને મરદાના કપડાં પહરીનેં અઠૈ દરબારમેં આયને એક રાજપૂતરા સામને ખડી હુઈ હૈ, અર શરમાય કોય નહીં? થું કીણ તરોંસું મોંને પકડ સકે હૈં? થારે જો કરણો વૈસો કર. મેં તો અઠૈ પકડવાવાલારો ગેલો દેખને દરબારમેં બેઠો હું. થૈં ભગજા રે ભગજા. થારાસું બાત કરતાં મોંનેં શરમ આવે હૈ."

હૂરમઃ–"અય અમરસિંહ! તેને મેરા એકાએક ભાઈ સલાબતખાનકો જાનસેં મારા, તેરેકો દયા ભી નહિં આઇ. તું હિન્દુ હોકરકે બીના દયા મેરે ભાઇકો મારા, ઇસસેં માલુમ હોતા હૈ કી તું દયા હીન હિન્દુ હૈ."

અમરઃ–"અય બેગમ! થૈં અઠૈ બીના મોતસું મરવારા બાસ્તે કયું આઇ હો? થોંનેં લુગાઈ સમજને મેં મારૂં કોય નહીં, અર થારો કહણો સુણનેં સાંખ રહું હું, અર થૈં મોરેસું અધિક બાત કીં કરવારા બાસ્તે બોલે હૈ? દેખ, થારો ભાઇ બાદશાહસું હરદારોંરી જુઠી ચુગલી ખાયા કરતો હૌ, જીણરો ફલ ઇણકું મીલ ગયો હૈ. બાદશાહ થારા ભાઈરી ચુગલી હુણને ખોટા હુકમ કરતો હૌ. વો જાયને થારા શરણ્ુમેં આયો જરાં બચ ગયો હૈ. જો વો ભાગતો, નહિ તો સલાબતરી ચુગલીયોં સુણવારા બાસ્તે પધાર જાતો. મૈં હિન્દુ હૂં, યા બાત તો સાચી હૈ, પણ હિન્દુઓંરો કામ હૈકી થારા ભાઇ જેડા જુઠી ચુગલી ખાયને હિન્દુ મુસલમાનોંરા બિચમેં કુસંપ કરાવણાવાલા આદમીયોંનેં મારનેં હિન્દુ મુસલમાનોંમેં સંપ બઢાવણો. થારા ભાઇરા જીવણાસું હિન્દુ મુસલમાનોંમેં કુસંપ બઢ જાતો. અર થારા ભાઇરા મરવાસું સંપ વ્હેશી. જીણસું થૈં પરમેશ્વરરો ઉપકાર માનલે કે થારા ભાઇ જેડો ચુગલીખોર બાદશાહતમેં સું જાવણસેં, બાદશાહત મજબુત હોશી, અર હિન્દુ મુસલમાન એક બણને કામ કરશી. હમ હિન્દુઓંરા સુભાવ દયારા ભરેયોડા હૈં, પર વૈ દયા જો થારા ભાઇ જેડા ચુગલીખોરરા તરફમેં બતાઇ જાય તો ઈશ્વરરો ગુન્હો વૈ જાય. જીણસું ચુગલીખોરને જીસી સજા હોણી ચાહિએ ઇસી સજા થારા ભાઇને કરનેમેં હિન્દુ-

ઑરા ધર્મરા રક્ષણ કિયોડો હૈ. દેખ દયા તો કરણી પણ-કીણરા ઉપર ? ગાય, બ્રાહ્મણ, લુગાઇ ઔર થારા ખાવિંદ જેડા ભાગા હુવા દુશ્મનરા તરફ. થારા ભાઇ જેડા ચુગલીખોરોં તરફ દયા કરને તો "દુધ પાય ને સાપ ઉછેરવા" જેડો કામ હો, જીણસું ઉસકો ઠિકાણો કર દીયો હૈ."

હૂરસ:-"અમરસિંહ ! તું બાદશાહસેં બેર કરકે કિધર રહેગા ? ઇસકાભી તેને કુછ ખિયાલ કીયા હૈ યા નહીં ? મૈં તેરા નાગોર ખાલસા કરૂંગા, ઔર તેરે ઘરકે સબ આદમી લોગોંકો પકડ મંગવાકર કેદમેં ડાલુંગા ઔર તેરેકો તો જાનસેં માર દીયા જાયગા. તું બાદશાહકા સરદાર-નૌકર હો કરકે બાદશાહસેં નમકહરામ હુવા, ઇસસેં તુમેરે હિન્દુઓંમેં જીસકો "નરક" લોગ કહતે હો ઉસ "નરક" મેં તું મેરે હાથસેં ભેજા જાયગાં."

અમર:-"અય બેગમ ! થારો બાદશાહ તો જનાનો સેવૈ હૈ, ફીર તું મોંને કાંય કર સકે હૈ ? મોંને "નરક" દેવો એ થારા હાથમેં કઠૈ હૈ ? કયું કી મૈં ચુગલી ખાણેવાલો હું કોય નહીં, અર થારો ભાઇ ચુગલી ખાણેવાલો હો, ઔર હમારે હિન્દુઓંકે ધર્મ શાસ્ત્રમેં કહ્યો હૈ કી, ચુગલી ખાણેવાલો "નરક" મેં જાવૈ હૈ. સો થારો ભાઈ ચુગલી ખાતો હો જીણસું ઇણને બાસ્તે "નરક" રા દરવાજા ખુલ ગયા થા જીણમેં મોરે હાથસું ધકેલ દીયો ગયો હૈ, ઔર અઠૈ જાયને "નરક" રો સુખ ભોગ રહો હૈ."

હૂરસ:-"અમરસિંહ ! તું મેરા ભાઇકો મારકે ફટ ગયો હૈ, લેકિન થોડે રોજમેં મૈં તેરેકો "સ્વર્ગ" "નરક" દિખાઉંગી. કલ ફજરકે દરબારમેં તેરેકો પકડનેકી તરકીબ કી જાયગી. તેરેકો પકડે બાદ તેરે ઘરકે સબ લોગોંકો પકડ લાકે તેરે દેખતેહી ઉનકે નાક ફોડકે ઉસમેં નથ ડાલી જાયગી, ફીર તેરેકો બરાબર ખ્યાલ હોગા કી "નરક" કિસકો કીસા."

અમર:-"થારાસું જો હો સકે સઘળો કલ કર દિખાવણો, મૈં દેખસોં. ખાલી બકબક કરને મોરી રિસ કયું બઢાવૈ હૈ. અબાર થે ચલીજા."

કપાળમાં વાગે તેવા જવાબો અમરસિંહજી તરફથી મળવાથી અમરસિંહને ડરાવવા આવેલી હૂરસના મનમાં એમ થયું કે 'હવે આને ઘણો સતાવવામાં કાંઇ જ અર્થ નથી. ઘણો ચીડાશે તો ભાઇની પાસે બહેનને પણ કદાપિ મોકલી દેશે. અત્યારે તો તેના પાસેથી ચાલ્યા જવું તે જ મારા માટે હિતકારક છે.' આમ વિચાર કરી નિરાશ થઇ

જે બારીએથી દરબારમાં આવી હતી, તેજ બારીએ થઇને પાછી જનાનખાનામાં ચાલી ગઇ. અંતઃકરણથી બાદશાહતની બાત્રીસ લાખ ફૌજથી પણ નહીં ડરનાર વીર અમરસિંહની વીરતા અને દૃઢતાની તે પ્રશંસા કરવા લાગી. બાવીસ લાખ સૈન્યના સ્વામી પોતાના પતિ બાદશાહની કાયરતાને માટે તેને ધિકકારવા લાગી. પછી અમરસિંહ પણ દરબારમાંથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ સોળસું

### અમરસિંહને પકડવાનું બીડું

દોહાઃ-લાલચના વશમાં પડે, પ્રાણ તણી છે હાણ;
જેમ માછલું જળ રહે, લાલચ ખોવે પ્રાણ.

બાદશાહે હુરમના અગાડી અમરસિંહને પકડવા સારૂ સોગન લીધા હતા, તે મુજબ બીજે દિવસે સવારમાં દરબાર કર્યો. દરબારમાં સીતેર ખાન અને બોહોતર ઉમરાવો વારાવાળા હાજર થયા. બાદશાહને વરદી મળવાથી તે પણ દરબારમાં આવ્યો. આવીને તેણે અમરસિંહને પકડી લાવવા સારૂં બીડું ફેરવ્યું. આ બીડું લઇ નવો "નકીબ" બે વખત દરબારમાં ફર્યો, પરંતુ કોઇની પણ અમરસિંહને પકડવા જવાની હિમ્મત ચાલી શકી નહીં. બીડું કોઇએ ઉઠાવ્યું નહીં. દરબારમાં આવી રીતની અમરસિંહની ધાક પડી ગયલી હોવાથી બાદશાહ અતિશય નાખુશ થયો અને દરબારમાં હાજર રહેલા ખાન-ઉમરાવોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "યારો! તુમ સીતેર ખાન ઔર બોહોતર ઉમરાવ ઔર બડે બડે જંગે અફસર ઔર સુબા લોગ ભી બૈઠે હો, ઔર કલભી તુમ સબ લોગ દરબારમેં હાજર થેં. તુમારે હમારે દેખતેહીં વો રાઠોડ અમરસિંહને "બડા નકીબ" સલાબતકો માર ડાલા, ઔર ઔરભી કેઇ આદમીયોંકો ઉસને માર ડાલા. મૈં ભી જનાનખાનેમેં ભગકે ઘુસતા નહીં તો વો મેરેકો ભી માર દેતા, પરન્તુ તુમ હમ સબ દેખ રહે, ઔર કુછ કર સકે નહીં. આજભી યે બીડા ફિરાયા ગયા, લેકિન તુમારેમેંસેં કોઇ ઉસકો ઉઠાને કી હિમ્મત કર સકતે નહીં હો, યેભી બડી તાજુબીકી બાત હૈ. કયા વો રાઠોડ લોગ અકેલે હી બીરતા રખ સકતે હૈ? ઔર તુમારેમેંસેં ભગ ગઇ હૈ? યારો, તુમ લોગ બિચાર કર દેખો કે બાદશાહતમેં તુમારી ગિનતી નહીં હોગી. અલબત્ત બાદશાહતકે સાથ તુમભી ગિને જાઓગે. ઇસસેં બાદશાહતકે નામકે ખાતિરભી તો તુમારેમેંસે કોઇ તયાર હો કે બીડા ઉઠાઓ."

આવી રીતે દરબારીઓને પાણી ચડાવી તેણે ત્રીજી વખત બીડું ફેરવવા હુકમ કર્યો. "નકીબ" બીડું લઇ ફરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, "યે બાદશાહતકે ખાતિર આપ સરદાર લોગ ખિયાલ કરકે બીડા ઉઠાઓ." ફરતાં ફરતાં જે જગાએ ગૌડ દેશનો રાજા અરજુન ગૌડ, જે અમરસિંહજીનો સાળો થતો હતો ત્યાં આવ્યો એટલે તેણે બીડું ઉઠાવ્યું.

બાદશાહે પૂછ્યું કે; "યારો બીડા કિસને ઉઠાયા ?"

નકીબે જવાબ આપ્યો કે; "ખુદાવિંદ ! ગૌડ દેશકા રાજા અરજુન ગૌડ, જો અમરસિંહકા સાલા હોતા હૈ ઉસને ઉઠાયા હૈ."

પોતાનું નામ બાદશાહ આગળ જાહેર થયું એટલે જ્યાં ઉભો હતો ત્યાંથી આગળ આવી બાદશાહને કુરનસ કરી અરજ કરવા લાગ્યો કે; "ખુદાવિંદ ! બીડા મૈંને ઉઠાયા હૈ."

બાદશાહે તેનું કહેવું સાંભળી, કહ્યું કે; "ગૌડ ! તુમ ઔર અમર-સિંહ એક જાતકે હો ઔર અમરસિંહકે સાથ તુમારી બેણ બ્યાહી ગઇ હૈ, ફીર તુમારેમેં ભરોસા કૈસા રક્ખા જાય."

બાદશાહને પોતાના ઉપર ભરોસો રાખવા માટે શંકા રાખતો જાણી તેનો ખુલાસો કરતાં અરજુન ગૌડે જણાવ્યું કે, "ખુદાવિંદ ! રાજપૂતોંકા જાત ઔર સગા સંબંધ વહાં તક રહતા હૈ કી, જહાં તક વો લોગ એક દુસરે કે સામને હથિયાર ઉઠાતે નહીં હૈં. જબ હથિ-યાર ઉઠાતે હૈં તબ બાપ–બેટા, ભાઇ–ભાઇ, સાલા–બનેઇ વગૈરા કોઇ સંબંધકા બિચાર કરનેમેં નહિં આતા હૈ. રાજપૂત લોગ માલિકકે કામમેં ઇસ્સે દેખતેભી નહિં હૈં."

બાદશાહે કહ્યું કે; "દેખો, તુમારે ઐસા કહનેસે તુમારે ઉપર ભરોસા રખકે તુમકો એ કામકી સુપર્દ કી જાતી હૈ; લેકિન ખિયાલ રખના કે, અમરસિંહ રાઠોડ હૈ, ઔર રાઠોડ લોગ બાદશાહતકી ઢાલ હૈં. ઇસ બાસ્તે તુમ ઉસકો ચેતના કરકે પકડના યા મારના. મગર યાદ રખના કી ઉસકો બીના ચેતના અચેતન પકડા યા મારા જાયગા તો બાદશાહકી સખત ખફ્ગીકો તુમ ઉઠા લોગે; ઔર ઉસકો ચેતના કરકે પકડા યા મારા જાયગા, તો તુમકો પાંચ લાખકા પટ્ટા કીયા જાયગા. ઇસ કામમેં તુમકો જીતના બખત લગેગા, વહાંતક તુમારી દરબારમેં હાજરી ગિની જાયગી. જાઓ મૈંને જો કહા ઉસકા ખિયાલ કરકે કામ કરના, જીસસેં અમરસિંહકો ફસાતે તુમ ફસ ન જાઓ."

બાદશાહે અરજુન ગૌડને ઉપદેશાત્મક આજ્ઞા ફરમાવી અને દરબાર બરખાસ્ત કરાવ્યો. પોતે જનાનખાનામાં ચાલ્યો ગયો. સહુ ખાન-ઉમરાવો પણ આ નીચ અરજુન ગૌડને ધિક્કાર આપતા પોતપોતાના મુકામે ગયા. અરજુન ગૌડ પણ પોતાના મુકામ ઉપર ગયો અને અમરાસિંહજીને કેવી રીતે પકડવા અથવા તો મારવા તે સંબંધી વિચારસાગરમાં ડુબકીઓ ખાવા લાગ્યો.

## પ્રકરણ સત્તરમું

### અરજુન ગૌડની દગલબાજી

દોહાઃ—નમે નમેમેં ફેર હૈ, બ્હોત નમૈ નાદાન;
દગલબાજ દૂના નમૈ, ચિત્તા ચોર કમાન.

અમરાસિંહજીએ પોતાના મુકામ ઉપર દરબારમાંથી આવ્યા બાદ બાદશાહ પોતાને પકડાવવા માટે તેનાથી બનતી બધી તજવીજ કરશે, એમ માની જસવંતપુરામાં ચોકી પેરાનો સખ્ત બંદોબસ્ત રાખ્યો, અને પોતાના સરદારોને તૈયાર થઇ રહેવા સૂચના આપી.

અમરસિંહજી પોતે નિરંકુશ થઇ જસવંતપુરામાં રહેવા લાગ્યા. પરન્તુ બીજે દિવસે તેમને માલમ પડ્યું કે તેમના સાળા અરજુને, તેમને પકડવા સારૂ દરબારમાં બીડું ઉઠાવ્યું છે, તેમને પકડવા સારૂ તો બાદશાહે બંદોબસ્ત કર્યો છે, તેથી તેમણે પણ ચોકીનો સખ્ત બંદોબસ્ત કરાવ્યો.

હવે આપણે બીડાના ઉઠાવનાર અરજુન ગૌડનાં કાળાં કૃત્યો તરફ આપણું લક્ષ ખેંચીએ કે, તેણે અમરાસિંહ સાથે કેવી રીતે કામ લીધું.

અરજુન ગૌડ બીડું લઇ પોતાના મુકામે આવ્યો. તે આગળ શું કરવું, તત્ સંબંધી મહાન્ વિચારસાગરમાં ડુબકીઓ ખાવા લાગ્યો. પ્રસક્ષ અમરસિંહના સામા જઈ તેને પકડી લેવાની કે તેને મારવાની વાત તો તેને આકાશ કુસુમવત જ ભાસવા લાગી. તેને બીડું ઉઠાવવાના કૃત્ય બાબદ પણ પસ્તાવો થવા લાગ્યો. તેને તો અમરાસિંહને સામા પકડવા જવામાં, અને તેને પકડયા કે માર્યા સિવાય બાદશાહ પાસે જવામાં,—એ બન્ને રીતે જ કાળનાં દર્શન થવા લાગ્યાં. તેને અમરસિંહને પકડવા કે મારવા સંબંધી તો કંઇ જ ઉપાય સૂઝયો નહીં, ત્યારે તેણે પોતાના સલાહકારોને બોલાવ્યા અને તેમની સાથે કેટલીક વાટાઘાટ કર્યા બાદ, આ ચંડાળ ચોકડી એવા નિશ્ચય ઉપર આવી કે, દગલબાજી કર્યા સિવાય અમરસિંહને મારવાનો કે પકડવાનો અન્ય કંઇ જ ઉપાય નથી.

આમ નિશ્ચય થવાથી તે રાજપૂતકુળકલંક, અને તેના ગૌડ કુટુંબને હમ્મેશને માટે બેઇજ્જત કરનાર અરજુન, તેની સાથે બે ચાર માણસો લઇ અમરસિંહને તેની જાળમાં ફસાવવા સારૂ જસવંતપુરા તરફ જવા નિકળ્યો. અરજુને જતી વખતે પોતાના મુકામ ઉપર એવો પણ બંદોબસ્ત કરી લીધો કે, તેના મુકામની તમામ ડોઢીઓ બંધ કરાવી અને અંદરના ચોગાનના ખુલ્લા ભાગમાં દેખી ન શકાય તેવી રીતે હથિયારબંધ માણસોને રહેવા સૂચના આપી. પ્રથમનો દરવાજો પણ બંધ રાખી માત્ર તેની બારી જ ખુલ્લી રાખવી; દરવાજાના બહાર પણ કેટલાક માણસોએ છુપાઇ રહેવું, અને જરૂર પડેથી એકાએક અંદરના અને બહારના માણસોએ આવી હલ્લો કરી અમરસિંહને મારવા. જો અમરસિંહ મરાશે નહીં તો, દગલબાજી માલુમ પડ્યા પછી તે તેમને તેમના દેહ સૂધી પણ સુખી રહેવા દેશે નહીં, માટે ગમે તે ઉપાય કરી જીવના જોખમે પણ દરેક જણે તેને મારવાની મહેનત કરવી. તેઓ જાણતા જ હતા કે તેને દગલબાજીથી મારવાનું કામ જેટલું સહેલું છે, તેટલું જ ભય ભરેલું પણ છે. પરંતુ તેને જીવતો પકડવો તે તો બિલકુલ ભયંકર છે.

આ રીતનો બંદોબસ્ત કરી પોતાની સાથેના બે ચાર માણસો સાથે અરજુન ગૌડ જસવંતપુરામાં ગયો. ત્યાંના સખ્ત બંદોબસ્ત આગળ તે કાળા કૃત્યના કરનાર ગૌડની આગળ વધવાની હિમ્મત ચાલી શકી નહીં. તેણે અમરસિંહ પાસે વરદી મોકલાવી કે અરજુન ગૌડ આપને મળવા આવ્યો છે. પહેરાવાળા માણસે જઇને વીર અમરસિંહને વરદી આપી કે, "અન્નદાતાર, અરજુન ગૌડ આયને બહાર ઠેર્યાં હૈ, અર હુજુરને મીલવારી ઇચ્છા રાખૈં હૈ, કંઈ આજ્ઞા હૈ?"

અમરસિંહે વિચાર કરીને કહ્યું કે, "જાઓ, બરાબર તપાસ કરને ઇણુરી પાસસૈં સગળાં હથિયાર ઉતરાયને અઠૈ લૈ આઓ. એક ચપ્પો કે છરી કુછ ઇણુરી પાસ રહણે દેણો નહીં; અર અણુરી સાથમેં જો કોઇ માણુસ વ્હૈં તો અણુંરા પાસસૈં હથિયાર ઉતરાયને ડોઢીમેં પેઠણે દેણા; અર એકલા અરજુનનેં અઠૈ લૈ આઓ."

પહેરાવાળાએ જઇને અરજુન ગૌડને સમાચાર કહ્યા. તેણે હથિયાર ઉતારવા બાબદ પોતાના મનમાં પસ્તાવો તો કરવા જ માંડ્યો, પરંતુ હથિયાર આપ્યા શિવાય તેને તેનું કાર્ય થવાનું અસંભવિત લાગ્યું, તેથી હથિયાર ઉતારી અમરસિંહને મળવા જવા તૈયાર થયો. અમરસિંહ પાસે પહેરાવાળો તેને લઇને આવ્યો. પ્રથમ તો અમરસિંહજી પોતાના સાળા અરજુન ગૌડને બેવડી તાજીમ પણ આપતા હતા, પરન્તુ આજે

તો તેના દુષ્ટ કૃત્યનો વિચાર કરી એકવડી તાજીમ પણ આપી નહીં. અરજુન આવ્યો એટલે તેને પોતાના પાસે બેસવા જગા આપતા હતા, પણ આજે તો સામા બેસી જવા ઇસારો કરવાથી તે ત્યાં બેઠો. અરજુન સાથે વાત કરવા પણ પોતે તેના કૃત્યનો વિચાર કરી નાખુશ હતા, તેથી તેમણે તો કંઇ જ વાતની શરૂઆત કરી નહીં. જેનાં કાળાં કૃત્યોની કાલિમાથી જેના મુખમંડળ ઉપર આજે રાજતેજ ન હતાં, શ્યામતા છવાઈ રહેલી છે, એવા આ અરજુને પણ કેટલોક વખત મૌનનું અવલંબન કરી છેવટ બોલ્યા શિવાય કાર્ય થવાનું નથી, એમ વિચાર કરી બોલવાની તેણે શરૂઆત કરીઃ—

અરજુનઃ—"અમરસિંહજી! મેં આપોંરી સાલમેં હું. અર અબાર મેં આપોંને મદદ દેવારી બાતચીત કરવારા બાસ્તે બુલાવવા અઠે આયો હું. આપ અઠે શું મોરી લારમેં ચલૌ, મોરે નૌરેપેં જાયને આપણ દોનું કીણુ રીતસું કામકાજ કરણો, યા બાતરો સંકેત કરને, આપણો દોનુંરો સૈન્ય જોડને આગરા તોડોં. આપ મોરા નૌરાપેં આવો કે જીણસું બાદશાહ મોરેસું વહેમ ખાય નહીં."

અમરઃ—"ગૌડ! મેં થારી હથળી બાત જાંણું હું. થેં બીડો ઉઠાને મોંનેં પકડવારો બાદશાહરા આગે કબુલ કરને અઠે આયૌ હૈં."

ગૌડઃ—"મેં આપસું દગો કરવારા બાસ્તે બીડો ઉઠાયો કોય નહીં, પર મૈં તૌ બીડો અણુ બાસ્તે ઉઠાયો હૈ કી, કોઇ દુસરો બીડો ઉઠાયને આપોંનેં નુકશાન ન કર દે, અણુ બાસ્તે મૈંને યા બીડો ઉઠાયો હૈ."

અમરઃ—"ગૌડ, થારા દીલમેં દગો નહીં હૈ અણ બાબતરી મારા દીલને ખાત્રી પડે કોય નહીં. જીણસું જો થારા દીલમેં દગો નહીં હૈ તૌ થેં બિચમેં કાશી વિશ્વનાથ ઔર શ્રીગંગાજી રાખને સોગન ખાય લે તો મેં થારી સાથ આવશોં."

આવી રીતના સોગન ખાતાં પાપી અરજુનનું પાપી દીલ પણ કંપવા લાગ્યું, પરંતુ તેનો દગલબાજી શિવાય અન્ય ઉપાય નહીં હોવાથી પાપ ઉપર પાપ કરવા પણ તે પાપી તૈયાર થયો. હમ્મેશાં એવો નિયમ છે કે પાપી માણસો પાપના રસ્તે ચડ્યા પછી, એક પાપના ઉપર બીજું તેથી પણ ભારે પાપ કરતાં શંકા ખાતા નથી અને એક પછી એક એમ ભયંકર પાપોનાં કર્મો કર્યાં જ જાય છે—પાપોના પોટલા બાંધે છે. તે જ મુજબ આ ગૌડ પણ પોટલા બાંધવા તૈયાર થયો અને છેવટ તેણે અમરસિંહજીના કહેવા મુજબ સોગન ખાતાં જણાવ્યું કે, "અમરસિંહજી! મેં આપસું કોઇ બાતરો દગો કરૂં તો

બીચમેં શ્રી કાશીપતિ વિશ્વનાથ હૈં ઔર શ્રી પતીત પાવની ગંગાજી હૈ. આપ મોરા બાસ્તે કાઇ બાતરી શંકા મત લાવો."

અમરઃ—"ગૌડ ! દેખૌ થેં બીચમેં તો કાશીપતિ ઔર ગંગાજી રાખો હૌ, ઔર સામને તો મુંકું જો કોઈ બાતરો દગો કીયો જાય જરા તો મેં થોનેં તુરત ફળ દે હું. અર પર લોગમેં કાશીપતિ ઔર ગંગાજી અપણી જામીનગીરીરા બાસ્તે દેખશી, જીણુસું બિચાર કરને કામ કરણો."

હમ્મેશાં એવો જ નિયમ હોય છે કે થવા કાળ વસ્તુ હરેક ઉપાયે થયા જ કરે છે. તેમાં કોઇપણ વિદ્વાનનું ડહાપણ, કે પ્રયાસો તમામ ચાલી શકતા જ નથી.

અને તેના માટેજ શ્રીમાન તુલસીદાસજીએ પણ કહ્યું છે કેઃ—

"તુલસી જૈસી ભવિતવ્યતા, તૈસેઇ મીલે સહાય;
આપુન જાવૈ તાહી પૈં, તાહિ તહાં લે જાય."
"સુનહુ ભરત ભાવી પ્રબલ, બિલખિ કહેઉ મુનિનાથ;
લાભ હાની જીવન મરન, જશ અપજશ બીધિ હાથ."

એ મુજબ જ આપણી વાર્તાના નાયક વીર અમરસિંહને માટે પણ થયું. ભવિષ્યે તેમને ભુલાવામાં નાંખ્યા. તેઓ દગલબાજ અર-જુન ગૌડના પાશમાં ફસાયા અને મહાન્ દગલબાજ અરજુન ગૌડ પાપી પ્રપંચમાં ફાવી શકયો. તેણે અમરસિંહને કહ્યું કેઃ—

ગૌડઃ—"આપ મોરી લારમેં પધારો, ઔર મોરા નૌરાપૈં જાયનૈં બિચાર કરનૈ મોરા અર આપરો સેન એકઠો કરને આપણુ, દોનો મીલને આગરા તોડવારો ઉપાય કરોં."

અમરસિંહ જેવા વીર હતા તેવા જ વિશ્વાસુ પણ હતા. અર-જુન ગૌડ જેવા વિશ્વાસઘાતીના વિશ્વાસથી તેઓ ફસાયા અને અર-જુન ગૌડની સાથે જવા તૈયાર થયા. તે એવા ભરોસાથી ફસાયા કે વચ્ચે કાશીવિશ્વનાથ અને શ્રી ગંગાજીને નાંખી આ દુષ્ટ રાજપૂત છતાં તો દગો નહીં કરે? તે ભરોસાથી તેઓ આ પાપી અરજુન ગૌડની સાથે જવા તૈયાર થયા. તેમણે પોતાના રાઠોડા પૈકી કેટલાક સરદા-રોને સાથે લીધા અને તમામ સૈન્યને જસવંતપુરામાં તૈયાર રહેવા વરદી આપી, અને વરદી મળેથી તુરતજ યોગ્ય રીતે હલ્લો કરવા સૂચનાઓ કરી દીધી.

આ પ્રમાણે સૂચનાઓ અપાયા બાદ તેઓ અરજુન ગૌડના મુકામ ઉપર ગયા. તેઓ ગૌડના મુકામ પાસે આવ્યા ત્યારે અરજુને

પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ દરવાજા બંધ હતા, તેથી અમરસિંહને તેણે બારીમાંથી અંદર જવા કહ્યું. અમરસિંહને રાજપૂતપણાનું ભારે અભિમાન હતું અને તેથી તેમના મનમાં આવો વિચાર થઇ આવ્યો કે 'જો હું પ્રથમ બારીમાં માથું નાંખીશ તો માથાને નમાવવું પડશે.' માટે પ્રથમ તેમણે બારીમાં પોતાના પગ ઘાલી પછી અંદર માથું લેવા વિચાર કરી, પ્રથમ પગ બારીમાં ઘાલ્યા, અને પ્રથમ પગ બારીમાં ઘાલ્યા એટલે તેમનું માથું બહાર રહ્યું. એટલે વિશ્વાસઘાતી અને રાજપૂત કુળકલંક અરજુન ગૌડે આ પ્રસંગનો લાભ લઇ પોતાની તલવારનો ઘા અમરસિંહ ઉપર કર્યો. જેવો ઘા અમરસિંહ ઉપર પડયો કે તુરતજ તેઓ ચેતી ગયા અને પોતાની "દુશ્મન ઘાતક" કટારી કે જે કટારીથી સલાબતને "નરક" યાત્રા કરવા સારૂ મોકલ્યો અને જે કટારીથી બાદશાહના અનેક મુસલમાનોને યમપુરીમાં રવાના કીધા, અને જે કટારી ખુદ દિલ્હીપતિ શાહજહૉન ઉપર ચલાવી કે જેના ત્રાસથી તેને નાસીને જનાનખાનું ભોગવવું પડયું હતું, તે જ કટારી આ વિશ્વાસઘાતી અને કૃતઘ્ની વિઠ્ઠલ ગોડના પુત્ર અરજુન ગૌડ ઉપર ચલાવી. પ્રથમ ઘાથી જ તે દુષ્ટનું નાક પાંપણમાંથી છેદ્યું. અને નાક છેદાવાથી અરજુને પોતાનું મોં એક તરફ ફેરવ્યું અને તે સાથે જ કટારનો ઘા પડવાથી તેનો એક બાજુનો કાન કપાયો. અને એક બાજુનો કાન કપાયાથી તેણે બીજી તરફ અનાયાસ તેનું મોં ફેરવ્યું, અને તે સાથે જ ત્રીજી વખતનો કટારનો ઘા વીર અમરસિંહે કર્યો અને તેથી તેનો બીજો કાન પણ કપાયો. આવી-રીતે નાક કાન કપાયાથી અરજુનને પોતાના પ્રાણના રક્ષણની દહેશત લાગી અને તે નાઠો. અમરસિંહે અન્ય ગૌડો ઉપર પોતાની કટારી ચલાવી અને ગૌડોએ પણ અમરસિંહજી ઉપર તલવારો ચલાવી જ હતી, અને અન્ય રાઠોડો તથા ગૌડોમાં તલવારો ચાલવા જ માંડી હતી. એક બાજુ તો ગૌડો અને રાઠોડો વચ્ચે તલવારો ચાલી રહી હતી, અને અહીં તો અમરસિંહજી એકલા હતા. તેમના ઉપર ઘણા ગૌડોએ તલવારો ચલાવવાથી તેમના શરીરમાંથી લોહીનું પુષ્કળ વહન થઇ ગયું હતું. કટારીથી કેટલાક ગૌડોને યમપુરીમાં મોકલી અંતે પોતે પણ આ લોકનો ત્યાગ કરી સુરપુરીમાં ચાલ્યા ગયા.*

---

* દોહા:-અમરસિંહ કરિકેં અમર, નામ ગયે સુરલોક;
પતિ લેન અંબર મહીં, અપ્સરાન ભૌ થોક. ૧
અમરસિંહ નરનાહને, એક કટારી ચલાય;
અમર અવનિપે નામકર, અમ્મરપુર બસાય. ૨

આવી રીતે મહારાજા અમરસિંહ પોતાના અનેક અરિઓની ઓરતોને રંડાવી અંતે પોતાનાં રાણીને પણ રંડાવી, વીર પુરૂષો જે લોકમાં જાય છે તે અમરપુરમાં અપ્સરાઓને ભાગ્યશાળી બનાવવા માટે ચાલ્યા ગયા.*

---

સુનત નામ અમરેશકો, દિલ્હી પતિ ઉર હૂક;
હરમ જનાને થર હરે, પરી નગરમેં ફૂક. ૩
તું અમરેશ અમર ભયો, મારી મીર ઘણાય;
સુણી કટારી નામકો, શાહ ન ધીર ધરાય. ૪
એક અમરકો મારતે, મરગે મીર ઘણાય;
અમર રાણી રંડાવતાં, રંડી અરી અબલાય. ૫
અરજુનને બાહી ખગાં, અમર કટારી બેશ;
કરણ નાકકો લે ગઈ, સહિત ભૃકુટિય કેશ. ૬
જૈસે અસિ શિરપર પરી, ધરી કટારી હત્થ;
નાક કાન અરજુનરો, કાટ દીય સમરત્થ. ૭
કટારી અમરેશરી, બિજલં હંદાય બેગ;
કામો એડો કર ગઈ, કરે ન અવરાં તેગ. ૮
સૂર ઉદયતે તિમીરરો, જૈસે હોત બિનાશ;
ત્યું કટારી અમરેશરી, ભઇ અરિયાં કર નાશ. ૯

(પ્રાચીન.)

* આ બાબતનાં જોધપુર મહારાજા માનસિંહજીએ તથા અન્ય કવિઓએ બનાવેલાં કાવ્યો અમો વાંચકોને પ્રાચીન કાવ્યનું ભાન કરાવવા સારૂ આ નીચે આપીએ છીએઃ-

કવિતઃ-

કાલ કૈસી બાંઢ જમ, દાઢ કાઢિ કમધજ્જ, આપ ભયે નાહરકે, રૂપ નરનાહ જ્યૂ,
કેક તો હજારી મારે, સેનાકો અતિ સંધારે, છાકે છત્રધારી તેં, સુધારી હિન્દુ રાહ જ્યૂ.
લોહકી લહરમેં, કહકયો જું અમરસિંઘ, એક એક ઘાલી ગયો, સિગરે સિપાહ જ્યુ;
ઢાલકી પનાહનાં, દીવાલકી પનાહ એક, લૌનકી પનાહ બચે, આલમ પનાહ જ્યૂ.
ખાન ઊમરાવ સબૈ, તેગકો ગુમાન તજ્યૌ, દેખકેં કટારી ગજ,-સિંઘકે સપૂતકી;
તમકયો રાઠૌર "રઘૂ-નાથ" સોર ઠૌરઠોર, તારી ગઈ છુટ, મહાદેવ અવધૂતકી;
રાતી દીઠ દેખ ફાટી, છાતી છિતિપાલનકી, હા કહી સોહાતી લે કે, પાતી જમદૂતકી;
રિપૂકો પછાર ભૌન, મંડલકો ભેદ ડાર, "અમ્ર" અગરાજ પૈઠો, પૌરિ પુરહૂતકી.
હક ઉઠી હીયમેં, હૂરમ ઇન બાત સુની, ત્રાસ પર્યો સારી, પાતશાહીકે અવાસમેં;
ખાન સુલતાન ઘર, દાતુન તિજારા કરે, સૈયદ વિહારે સુર, મારે એક સાસમેં.
ભોજ કરને શતૈં, સવાઇ કિન્હુ ઐસી આજ, રાજા "શ્રી અમર" બીર તાઇકે બિલાસમેં;
-અચ્છરી અકાશમેં, તમાશે આઈ તાસમેં, નિકારી હુતી જાસમે, કટારી આમખાસમેં.
છોરી સિંહવાહન, ભવાની દૌરી દેખનકું, વૃષભ મહેશ છોર, ધાયો એક સાસમેં;
કરી કિલકારી કાલકટકો કટક નાચ્યો, વીર ભક્ષ લૈન લલકત્ત, હરહાસમેં.
પ્રબલ પ્રતાપી ગજસિંઘકે "અમરસિંઘ," "શાહજહાં" આગે ઘાત, કીનો તે પ્રકાસમેં;

પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ દરવાજા બંધ હતા, તેથી અમરસિંહને તેણે બારીમાંથી અંદર જવા કહ્યું. અમરસિંહને રાજપૂતપણાનું ભારે અભિમાન હતું અને તેથી તેમના મનમાં આવો વિચાર થઇ આવ્યો કે 'જો હું પ્રથમ બારીમાં માથું નાંખીશ તો માથાને નમાવવું પડશે.' માટે પ્રથમ તેમણે બારીમાં પોતાના પગ ઘાલી પછી અંદર માથું લેવા વિચાર કરી, પ્રથમ પગ બારીમાં ઘાલ્યા, અને પ્રથમ પગ બારીમાં ઘાલ્યા એટલે તેમનું માથું બહાર રહ્યું. એટલે વિશ્વાસઘાતી અને રાજપૂત કુળકલંક અરજુન ગૌડે આ પ્રસંગનો લાભ લઇ પોતાની તલવારનો ઘા અમરસિંહ ઉપર કર્યો. જેવો ઘા અમરસિંહ ઉપર પડયો કે તુરતજ તેઓ ચેતી ગયા અને પોતાની "દુશ્મન ઘાતક" કટારી કે જે કટારીથી સલાબતને "નરક" યાત્રા કરવા સારૂ મોકલ્યો અને જે કટારીથી બાદશાહના અનેક મુસલમાનોને યમપુરીમાં રવાના કીધા, અને જે કટારી ખુદ દિલ્હીપતિ શાહજહાંન ઉપર ચલાવી કે જેના ત્રાસથી તેને નાસીને જનાનખાનું ભોગવવું પડયું હતું, તે જ કટારી આ વિશ્વાસઘાતી અને કૃતઘ્ની વિઠ્ઠલ ગોડના પુત્ર અરજુન ગૌડ ઉપર ચલાવી. પ્રથમ ઘાથી જ તે દુષ્ટનું નાક પાંપણમાંથી છેદ્યું. અને નાક છેદાવાથી અરજુને પોતાનું મોં એક તરફ ફેરવ્યું અને તે સાથે જ કટારનો ઘા પડવાથી તેનો એક બાજુનો કાન કપાયો. અને એક બાજુનો કાન કપાયાથી તેણે બીજી તરફ અનાયાસ તેનું મોં ફેરવ્યું, અને તે સાથે જ ત્રીજી વખતનો કટારનો ઘા વીર અમરસિંહે કર્યો અને તેથી તેનો બીજો કાન પણ કપાયો. આવી-રીતે નાક કાન કપાયાથી અરજુનને પોતાના પ્રાણના રક્ષણની દહેશત લાગી અને તે નાઠો. અમરસિંહે અન્ય ગૌડો ઉપર પોતાની કટારી ચલાવી અને ગૌડોએ પણ અમરસિંહજી ઉપર તલવારો ચલાવી જ હતી, અને અન્ય રાઠોડો તથા ગૌડોમાં તલવારો ચાલવા જ માંડી હતી. એક બાજુ તો ગૌડો અને રાઠોડો વચ્ચે તલવારો ચાલી રહી હતી, અને અહીં તો અમરસિંહજી એકલા હતા. તેમના ઉપર ઘણા ગૌડોએ તલવારો ચલાવવાથી તેમના શરીરમાંથી લોહીનું પુષ્કળ વહન થઇ ગયું હતું. કટારીથી કેટલાક ગૌડોને યમપુરીમાં મોકલી અંતે પોતે પણ આ લોકનો ત્યાગ કરી સુરપુરીમાં ચાલ્યા ગયા.*

---

* દોહા:–અમરસિંહ કરિકેં અમર, નામ ભયે સુરલોક;
પતિ લેન અંબર મહીં, અપ્સરાન ભૌ થોક. ૧
અમરસિંહ નરનાહને, એક કટારી ચલાય;
અમર અવનિપેં નામકર, અમ્મરપુર બસાય. ૨

આવી રીતે મહારાજા અમરસિંહ પોતાના અનેક અરિઓની ઓરતોને રંડાવી અંતે પોતાનાં રાણીને પણ રંડાવી, વીર પુરુષો જે લોકમાં જાય છે તે અમરપુરમાં અપ્સરાઓને ભાગ્યશાળી બનાવવા માટે ચાલ્યા ગયા.*

---

સુનત નામ અમરેશકો, દિલ્હી પતિ ઉર હૂક;
હૂરમ જનાને થર હરે, પરી નગ્રમેં ફૂક. ૩
તું અમરેશ અમર ભયો, મારી મીર ઘણાય;
સુણી કટારી નામકો, શાહ ન ધીર ધરાય. ૪
એક અમરકો મારતે, મરગે મીર ઘણાય;
અમર રાણી રંડાવતાં, રંડી અરી અબલાય. ૫
અરજુનને બાહી ખગાં, અમર કટારી બેશ;
કરણ નાકકો લે ગઈ, સહિત ભૃકુટિય કેશ. ૬
જૈસે અસિ શિરપર પરી, ધરી કટારી હત્થ;
નાક કાન અરજુનરો, કાટ દીય સમરત્થ. ૭
કટારી અમરેશરી, બિજલાં હંદાંય બેગ;
કામો એડો કર ગઈ, કરે ન અવરાં તેગ. ૮
સૂર ઉદયતેં તિમીરરો, જૈસે હોત બિનાશ;
ત્યું કટારી અમરેશરી, બઇ અરિયાં કર નાશ. ૯

(પ્રાચીન.)

* આ બાબતનાં જોધપુર મહારાજા માનસિંહજીએ તથા અન્ય કવિઓએ બનાવેલાં કાવ્યો અમો વાંચકોને પ્રાચીન કાવ્યનું ભાન કરાવવા સારૂ આ નીચે આપીએ છીએ:-

કવિત:-

કાલ કૈસી બાઢ જમ, દાઢ કાઢિ કમધજ્જ, આપ ભયે નાહરકે, રૂપ નરનાહ જૂ;
કૈક તો હજારી મારે, સેનાકો અતિ સંધારે, છાકે છત્રધારી તેં, સુધારી હિન્દુ રાહ જૂ.
લોહકી લહરમેં, કહકયો જુ અમરસિંઘ, એક એક ઘાલી ગયો, સિગરે સિપાહ જૂ;
ઢાલકી પનાહનાં, દીવાલકી પનાહ એક, સૌનકી પનાહ બચે, આલમ પનાહ જૂ.
ખાન ઉમરાવ સબૈ, તેગકો ગુમાન તજ્યૌ, દેખકૈ કટારી ગજ,-સિંઘકે સપૂતકી;
તમકયો રાઠૌર "રઘૂ-નાથ" સોર ઠૌરઠૌર, તારી ગઈ છૂટ, મહાદેવ અવધૂતકી;
રાતી દીઠ દેખ ફાટી, છાતી છિતિપાલનકી, હા કહી સોહાતી લૈ કે, પાતી જમદૂતકી;
રિપૂકો પછાર ભૌન, મંડલકો ભેદ ડાર, "અગ્ર" અગરાજ પૈઠૌ, પૌરિ પુરહૂતકી.
હક ઉઠી હીયમેં, હૂરમ ઇન બાત સુની, ત્રાસ પર્યો સારી, પાતશાહીકે અવાસમેં;
ખાન સુલતાન ધર, દાહુન તિજુકા કરૈં, સૈયદ વિહારૈ સુર; મારે એક સાસમેં.
ભોજ કરને શતૈં, સવાઇ કિન્હ ઐસી આજ, રાજા "શ્રી અમર" બીર તાઈકે બિલાસમેં;
અચ્છરી અકાશમેં, તમાશે આઈ તાસમૈ, નિકારી હુતી જાસમૈ, કટારી આમખાસમેં.
છોરી સિંહવાહન, ભવાની દૌરી દેખનકું, વૃષભ મહેશ છોર, ધાયો એક સાસમેં;
કરી કિલકારી કાલકટકો કટક નાચ્યો, વીર ભક્ષ લૈન લલકત, હરહાસમૈં.
પ્રબલ પ્રતાપી ગજસિંઘકે "અમરસિંઘ," "શાહજહાં" આગે ઘાવ કીનો તે પ્રકાશમેં.

શું હાલમાં આપણે મહારાજા અમરસિંહ જેવા વીર પુરૂષોનાં દર્શન કરી શકીએ તેમ છે? અમરસિંહ બાદશાહના એક માંડલિક રાજા છતાં પણ ખુદ બાદશાહને, તેના સાળાને પોતાની પાસેથી બે લાખની પાઘડી અપાવવાનો અન્યાય સહન કરી શકયા નહિં, અને વળી મરતાં મરતાં પણ રાજપૂતકુલકલંક વિશ્વાસઘાતી અરજુન ગૌડને જે સજા થવી જોઇએ તે શિક્ષા પોતે—નાક કાન કાપવાની કરતા ગયા, અને પોતાનું નામ અમ્મર કરતા ગયા. અહા ધન્ય છે, તે રાઠોડ વીર અમરસિંહજીને! અત્યારે તેજ રાઠોડવંશમાં પણ તેવા વીર પુરૂષો ઉત્પન્ન થાય છે કે કેમ? તત્ સંબંધી શંકા જ છે.

---

## પ્રકરણ અઢારમું

### રાઠોડો અને ગૌડોનું યુદ્ધ

શામ સાંકરે જાન કૈં, રહૈ અવર ઘર જોય;
સો રાણી ફિરતૌ લિયૌ, કુલ રજપૂત ન હોય.

(પ્રાચીન.)

**અ**મરસિંહના મરાયાના સમાચાર રાઠોડોમાં પોહોચ્યા. રાઠોડો કાળના સમાન ક્રોધિત થઇ, ગૌડો ઉપર તુટી પડ્યા. "લાભ હાનિ જીવન મરન, જશ અપજશ વિધિ હાથ" એને અનુસરીને તે વખતે રાઠોડોને અપયશ પ્રાપ્તિનો મુદ્રાલેખ લખાયલો હોવાથી, તેઓએ ગૌડો ઉપર પોતાના એકત્રિત બળથી મારો ચલાવ્યો; પરન્તુ જેવી રીતે રાઠોડોને તે દિવસના માટે કલંકિત બનવાનું હતું, તેવી જ રીતે અરજુન ગૌડને પણ નાક કાન કપાવી "નાક કટા" તરિખેની ઓળખથી કેટલોક વખત કહાડવાનો બાકી હતો. તેથી જ્યારે રાઠોડોનો

---

અચ્છરી અકાશમેં, તમાશે આઈ તા સમૈ, નિકારી રાવ જા સમૈ, કટારી આમખાસમેં.
કરથેં લઇ કટારી, દેખત અજબ સારી, મીરજીકે દુઃખ સારી, મેદનીકો દૈ ગઇ!
બરચ્યૌ રાઠૌર રાઓ, ભાગે સબ ઉમરાવ, વિઠ્ઠલકે સુતકો, શ્રવન કાટ લૈ ગઈ.
ભનૈ "રાજા માન," ગજસિંઘ કે અમરસિંઘ, રાજહિં દિલાનહુતેં, નીકૌ ચાકૌ દૈ ગઈ;
એકહિ કટારી ઔર, એકહિ અમરસિંઘ, એતે ઉમરાવનકો, કે તો દુઃખ દૈ ગઈ.
શાહકો સલામ કર, માર્યો હૈ સલાબતખાં, કીનિ નાં સહાય ઔર, કીયૌ ઠૌર ઠાગરા;
કેતેક હજારી મારે, સેનાકો અતિ સંધારે, ખેલત શિકાર જૈસે, મૃગનમેં બાગરા.
ભનૈં "રાજા-માન" ગજસિંઘ કે "અમરસિંઘ," રાખી રાજપૂતિતેં, નવલ નર નાગરા;
પાવરોર લોહ તેં, હલાઈ સારી બાદશાહી, હોતી ૧સમશેર તૌ, છિનાઈ લેત આગરા.

૧ અમરસિંહજી સલાબતખાનને મારીને દરબારમાં આવ્યા અને મુસલમાનોનો ધસારો થયો, ત્યારે પ્રથમ તલવાર ચલાવતાં તલવાર તૂટી ગઈ હતી, તેથી જ તેમણે પોતાની કટાર ચલાવી હતી.

સખ્ત મારો શરૂ થયો એટલે ગૌડો પણ પોતાના માલિક–નાકકટા–અરજુનનો બચાવ કરવા સારૂ છેડાયા અને અરજુન ગૌડે પોતાની ઇચ્છાથી બનાવેલા પોતાના શત્રુ રાઠોડો ઉપર તૂટયા. આ વખતે બન્ને સેનાઓ વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થયું, જેને જોવાને સારૂ આકાશમાં દેવતાઓ પોતપોતનાં વિમાનોમાં બેસીને સ્થિત થયા. તેમણે સંતત માત્ર રાક્ષસોનો મારજ ખાવામાં વખત ગુમાવેલો હોવાથી, આજે તેમણે લડતાં શિખવાનો પ્રસંગ હાથ લાગ્યો છે એમ માન્યું હતું. રાઠોડો અને ગૌડોએ પણ પોતાનું વીરત્વ બતાવવા સારૂ બની શકતી તમામ પ્રકારની મહેનત અજમાવી. છેવટ રાઠોડોને દોરનાર અન્ય કોઇ સરદાર નહીં મળવાથી, અને ગૌડોનો સખ્ત મારો સહન નહીં થઇ શકવાથી રાઠોડો તેમના સ્હામા ટકી શકયા નહીં. તેમને હવે વિજયની અને પોતાના માલિકને મારનારનું વેર લેવાની આશા કરતાં, પોતાના પ્રાણની રક્ષા કરવાના ઉપાયો શોધવાની ક્ષણે ક્ષણે વધુ ને વધુ આવશ્યકતા દેખાવા લાગી. તેમની દશા તો “ધણી વિનાનું ઢોળ” એ કહેવત મુજબ માત્ર એક અમરસિંહજી વિના થઇ.*

રાઠોડોએ પોતાનું પરાક્રમ બતાવવામાં કંઇ જ બાકી રાખી નહીં, પરન્તુ પોતાના માલિક શિવાય, તેમને નાસી છુટવા શિવાય અન્ય પ્રકારનો કંઇ રસ્તો સૂઝયો નહીં તેથી તેઓ નાસવા લાગ્યા.

---

* દોહાઃ–અમરસિંહ અવસાન સુણી, ગે રિસાય રાઠોડ;
મારે કેતે ગૌડ પર, ધણી વિણાંરો ઢોળ. ૧
અમરસિંહ અવસાનતેં, આનંદ જાણ્યૌ ગૌડ;
અમરસિંહ વીણ રાઠોડાં, ધણી વિણાંરો ઢોળ. ૨
અમરસિંહ વ્હૈગૌ અમર, શ્રુતિ નાસા કટ ગૌડ;
રાઠોડ દંગ મચાવિયો, (પણ) ધણી વિણાંરો ઢોળ. ૩
અમરસિંહરા આશ્રમે, માણ્યો સુખ રાઠોડ;
એહ અમર જતાં થકાં, ધણી વિણાંરો ઢોળ. ૪
અમ્મર સુર સરાહતા, પાઇ હૂરાં જોડ;
અમ્મર હુઇ અમર જતાં, ધણી વિણાંરો ઢોળ. ૫
અમરસિંહ જતાં થકાં, રંડયો અઠ નાગોર;
સુના પડ્યા રાઠોડ સહ, ધણી વિણાંરો ઢોળ. ૬
અમ્મર જગ અમ્મર હુવો, અમ્મર કિય નાગોર;
શાહ ગૌડ મુખ શામ કિય, ધણી વિણાંરો ઢોળ. ૭
અમર અરી ઉર હાક પડી, તજી શાહ હૂર ચોડ;
મીર–ગૌડ–નાંમે ડરેં, ધણી વિણાંરો ઢોળ. ૮

રાઠોડો નાસવા લાગ્યા, ત્યારે અમરસિંહજીની પાસે રહેતા "કિશન" નામના હજામ ખવાસે રાઠોડોને ઉદ્દેશીને કહ્યું કેઃ—"થેં હમળા નાસવા લાગ્યા, પર હઝુરરો મસ્તક લાયા કોય નહીં, થેં અઠૈંસું જાયને રાણીજીને કાંય જવાબ દેશો? ઇણ બાતરો કાંઇ બિચાર કરૌ હૌ કી ભાગૌ હૌ?"

કિશન ખવાસના કહેવાથી રાઠોડોના જાણવામાં આવ્યું કે તેઓના માલિકનું મસ્તક પણ લાવી શકયા નથી. તેથી તેમનામાં પુનઃ નવીન જુસ્સો આવ્યો અને તેઓ ફરીને પોતાના એકત્ર બળથી ગૌડોના ઉપર હલ્લો કરવાના વિચાર ઉપર આવ્યા, અને ગૌડો ઉપર તૂટી પડ્યા. આ વખતે બાદશાહી ફૌજ ગૌડોની સહાયમાં આવી પહોંચી ન હત તો કદાચ ગૌડો, રાઠોડોનો આ વખતનો ધસારો અને એકત્ર મારો સહન કરી શકત નહીં, બલકે રાઠોડોના મારાથી ભવિષ્યમાં ગૌડોને તલવાર પણ પકડવાની પ્રતિજ્ઞા લેવી પડત. એવો સખ્ત ધસારો રાઠોડો તરફથી થયો હતો, પરન્તુ કહ્યું છે કેઃ—

સોરઠાઃ—થાવા કાળ થનાર, ભલે ઉપાય કરો ઘણા;
પણ ન કાંય વળનાર, પાશા સહુ અવળા પડે.

બાદશાહી સૈન્યની ઓચિંતી મદદ ગૌડોને મળી અને ગૌડો જોરમાં આવીને રાઠોડો ઉપર તૂટી પડ્યા. આ તેમનો શાહી સૈન્ય સાથેનો ઓચિંતો મારો રાઠોડો સહન કરી શકયા નહિં, અને પોતાના માલિકનું શિર લીધા શિવાય તેઓ નાસવા લાગ્યા.

---

## પ્રકરણ ઓગણીસમું

### વીર બલૂજી ચાંપાવત*

દોહાઃ–બલૂ કહે ગોપાળરો, ક્ષતિયાં સાથ સંદેશ;
પતશાહી ગઢ મોડકર, આવાં છાં અમરેશ.

બલૂજી ચાંપાવત પૂર્વે અમરસિંહના એક સરદાર હતા.† શુદ્ધ ક્ષત્રીવટની રીતને સારી રીતે જાણતા હતા. તેઓ આપણી વાર્તાના નાયક વીર અમરસિંહજીની પાસે એક સમયે નાગોરમાં રહેતા હતા. અમરસિંહજીને ઘેટાં રાખવાનો શોખ હતો. તે દરબારી મેંઢાં જંગલમાં ચરવા, પીંડાર સાથે જતાં હતાં ત્યારે તેમની ચોકી સારૂ સાધારણ સર-

* આપણે આ પ્રકરણના નાયક વીર બલૂજીની ઓળખ આ સ્થળે કરવાની જરૂર છે. તેઓ કોણ હતા અને ઓચિંતા શા કારણસર તેઓ રાઠોડોની મદદમાં આવ્યા?

† [illegible] 'ગોપાળદાસ' કરીને એક ભાગ્યશાળી ક્ષત્રિય થઈ ગયા છે. [illegible] પુત્રો જેમ કહેવામાં આવ્યું છે કે 'જનની

દારથી તાજીમવાળા સરદાર સુધીના તમામ સરદારોએ પોતપોતાના વારા મુજબ જવું પડતું હતું. આવી રીતે વારો ફરતાં ફરતાં બલુજીનો વારો આવ્યો અને તેમને મેંઢાંની રક્ષાર્થે જવાનું આગલા દિવસે સાંઝે કહેવડાવવામાં આવ્યું. તેમણે એવો જવાબ આપ્યો કે "વો કામ હરદારરો હૈ કોય નહીં, અર મૈં જાઉં કોય નહીં."

આ સમાચાર મહારાજાને પહોંચાડવામાં આવ્યા. તેઓ તે વખતે તો કંઈ બોલ્યા નહીં. જ્યારે સવારના દરબારમાં બલુજી આવ્યા ત્યારે તેમને પુનઃ ચોકી સારૂ જવાનું કહેવામાં આવ્યું; ત્યારે પણ તેમણે તો આગલા દિવસના જેવો જ જવાબ આપ્યો.

મહારાજાએ વ્યંગમાં કહ્યું કે; "યા મેંઢાંરી ચોકી કરવારો કામ બલુજી કરૈં કોય નહીં. વો તો બાદશાહી ફોજને તોડનૈં બાદશાહી ગઢ મોડશી!"

મહારાજના આ વચનો સાંભળતાં જ બલુજી મનમાં સમઝ્યા કે, મહારાજાએ મારા ઉપર આ કટાક્ષ કરી; માટે હવે અહીં રહેવું નહીં. આમ વિચાર આવવાથી તેઓ હંમેશને માટે નાગોર છોડી ચાલ્યા ગયા. કેટલાંક રજવાડાં બિકાનેર અને ઉદેપુર ફરતાં ફરતાં આખરે તેઓ આગ્રા પોહોંચ્યા, અને બાદશાહની મુલાકાત મેળવી. શાહી સૈન્યમાં અમલદારના હોદ્દાની નોકરી મેળવી આગ્રામાં રહેવા લાગ્યા. આ પ્રસંગે પણ તેઓ આગ્રામાં જ હતા. તેમણે અમરસિંહજીના મરા-

---

જણ તો ભક્તજન, કાં દાતા કાં સૂર; નહિ તો રહજે વાંઝણી, મત ગુમાવિશ નૂર' એને અનુસરીને શૂરવીર ઉત્પન્ન થયા, કે જેમનાથી તેમના પિતા પ્રસિદ્ધિ પામ્યા હતા. કહેવામાં આવે છે કે 'પિતાના નામથી જે પુત્ર ઓળખાય તો તેને પુત્ર માનવો નહીં, પરન્તુ પુત્રના નામથી પિતા ઓળખાય તેને જ પુત્ર માનવો.' આ આઠે પુત્રોએ પોતાનાં કૃત્યોથી પોતાના પિતાને ઓળખાવ્યા હતા. તે સહુમાં વીર 'બલુજી' અલૌકિક પ્રકારની વીરતા ધરાવનાર હતા. આ ગોપાળદાસજીના આઠ પુત્રોનાં નામ જણાવવા સારૂ કોઈ વિદ્વાને નીચે જણાવેલો એક છપ્પય કહ્યો છે.

માંડવ 'રાઘવદાસ'૧ પિતા જુધ જામલ પૈઠો,
'હાથી'૨ જાળ હેત, સેલ બાહર્ણૂ સહેઠો;
'હરિયા'૩ બાગડ ખેત, સાથ સબળાં દળ ભંજે,
'ખેતસિંહ'૪ અજમેર, દળાં ઉપલ રણ ગંજે;
આગરે 'બલૂ'૫ 'ભોપત'૬ 'દિલ્હી'૭ 'વીઠલ' ઉર્જ્જણી બરાં,
કુળ માંહી બડા શાકા કિયા, રણ સામત 'ગોપાલ' રાં.

ઉપરના છપ્પયમાં ગોપાળદાસજીના આઠ પુત્રોનાં નામો ઉપરાંત તેઓ ક્યાં ક્યાં યુદ્ધોમાં કામ આવ્યા હતા તે પણ દર્શાવવામાં આવ્યું છે.

યાના સમાચાર સાંભળ્યા ત્યારે તેમને અમરસિંહજીનાં બાદશાહી ગઢ મોડવાનાં વચનોનું સ્મરણ થઇ આવ્યું. તુરત જ પોતાના રાજપૂત સૈન્યને ત્વરિત તૈયાર થવાનો હુકમ કર્યો.

સૈન્ય તૈયાર થયું ત્યારે સૈન્યને સાથે લઇને ગૌડોનાં ઉપર હલ્લો કરવા સારૂ તત્ક્ષણ જ ચઢયા. જ્યાં આગળ બાદશાહી સૈન્ય તથા ગૌડોનું સૈન્ય રાઠોડો સાથે લડી રહ્યું હતું ત્યાં આવી પોહોંચ્યા. તેમને આવતા જોઈ ઓળખી કિશન ખવાસે મહારાજનું શિર ગૌડો તથા બાદશાહી સૈન્યના માણસો લેવા દેતા નથી, એમ સમાચાર આપ્યા. તે સાંભળી અતિશય ક્રોધાયમાન થઈ પોતાના સૈન્ય સાથે બાદશાહી સૈન્યપર તેઓ તૂટી પડ્યા. તેમના આવવાથી નાસતા રાઠોડોમાં પણ નવીન પ્રકારનું ચૈતન્ય આવ્યું. તેઓ પણ પોતાનો પગ દૃઢ કરી વીર "બલૂજી"ની સરદારી તીચે પુનઃ લડવા લાગ્યા. એક ઘડી પહેલાં જે રાઠોડો નાસતા હતા, તેમણે પોતાને સારો સરદાર મળવાથી ભયંકર યુદ્ધ જમાવ્યું; અને ઘડીક પહેલાં પોતાને શાહી ફોજની મદદ મળવાથી જે ગૌડો રાઠોડોને નસાડવામાં ફાવ્યા હતા, તે જ ગૌડોની ભાગ્યદશા પલટાઈ, અને તેમને નાસવાનો પ્રસંગ ઉભો થયો. બાદશાહી ફોજ પણ રાઠોડોનો અને ચાંપાવતોનો આ સખત મારો સહન કરી શકી નહીં; તેઓ પાછા હઠવા લાગ્યા. તે સ્થિતિનો લાભ લઈ "કિશન" ખવાસે અમરસિંહજીનું શબ શોધી કહાડી તેની પાસે પડેલું પોતાના માલિકનું મસ્તક લઇ લીધું અને તે જઇને જસવંતપુરામાં પેઠો.

અહીં યુદ્ધ કરતાં કરતાં આપણા આ પ્રકરણના નાયક વીર "બલૂજી" પણ શાહી સૈન્યના અને ગૌડોના કેટલાક સરદારો અને સિપાહીઓને જમીન ઉપર યાવત્ ચન્દ્ર દિવાકર ધૂળ ચાટતા કરી, પોતાની જનુનીના નામને, પોતાની રાજપૂત કોમ, પોતાની ચાંપાવત શાખા અને પોતાની પ્રચંડ તલવારને દિપાવી અંતે આ ફાની દુનિયાનો ત્યાગ કરી સમરભૂમિમાં હમેશને માટે નિદ્રાવશ થયા અને અમરસિંહજીનાં કટાક્ષમય વચનો મરતાં મરતાં પણ સત્ય કર્યાં.

વીર* "બલૂજી" જેવા પોતાના સરદાર પડવાથી ચાંપાવતો અને રાઠોડો પણ સ્થિર રહી શકયા નહીં. તેઓ આખરે નાઠા, અને

* આ બહાદુર બલૂજી અમરસિંહજીનું શબ લેવા સારૂ ગયા હતા, તે દિવસથી કેટલાક દિવસ અગાઉ ઉદયપુરના મહારાણા સાહેબે એક સરસ ઘોડો વેચાણ લીધો હતો, પરન્તુ તે ઘોડાના માટે સવાર પણ તેના સમાન જ જોઇએ વિચાર કરતાં છેવટે મહારાણાજીએ તે ઘોડો બલૂજીને લાયક છે, એમ સમજી

ચાંપાવતો પોતાના સ્થળે આવીને ભરાયા, અને રાઠોડો નાસીને જસવંત-પુરામાં ભરાયા.

અહા ધન્ય છે વીર "બલૂજી"ને, કે જેમણે કેટલાક સમય પહેલાં પોતાના માલિકે કટાક્ષમય વચનો કહેલાં તે સત્ય કરવાને ખાતર

---

તેને આગ્રા મોકલાવી દીધો. અમરસિંહજી બાદશાહના સૈન્ય સામે લડવા જવાની તૈયારી કરી રહ્યા હતા, તેજ વખતે આ મહારાણાજીએ મોકલેલ ઘોડો લઈને માણસ આવી પહોંચ્યો. તેણે ઘોડો તેમને સોંપ્યો. બલૂજીએ તે માણસને કહ્યું કે 'જા, મહારાણાને કહેજે કે આ ઘોડાનો બદલો હું આપને કોઈ વખત "દેબારી"માં યુદ્ધ થશે તો ત્યાં આપીશ." આ પ્રમાણે મહારાણા સાહેબને અરજ કરાવીને પોતે તો ઘોડા ઉપર સ્વાર થઈ અમરસિંહજીનું વેર લેવા સારૂ ગયા હતા, અને ત્યાંજ તેમનો દેહાન્ત પણ થયો. છતાં પણ ક્ષત્રિયોનાં વચનોની કિમ્મત બહુ જ મોંઘી ગણવામાં આવે છે. તેઓ પોતાની જીંદગી કરતાં પણ પોતાનું વચન બહુ જ મોંઘું માનતા હતા. અત્યારે ક્ષત્રિયો તે પ્રમાણે પોતાનાં વચનોની કિમ્મત સમજે છે કે નહીં તે સંબંધી અમો કંઈ જ જાણતા નથી. પરન્તુ પ્રથમના ક્ષત્રિયો તો 'પ્રાન જાહિ પર બચન ન જાહિં' એ સૂત્રને અક્ષરશઃ પાળતા હતા.

બલૂજીના સ્વર્ગ સિધાવ્યા બાદ કેટલાક સમયે 'દેબારી'ના સ્થાન ઉપર લડાઇ ઝામી, ત્યારે બલુજી પોતાનું વચન પાળવા સારૂ મહારાણાજીએ તેમના માટે મોકલાવેલા ઘોડા ઉપર સવાર થઇને આવ્યા અને સહુના દેખતાં યવન સેનાનો નાશ કરી નાંખ્યો.

અહા! જીવતાં તો પોતાનાં વચનો પાળવા ચહાય તેટલો ઉપાય કરવા ઉદ્યત હોય, પરન્તુ મરણ બાદ પણ વચન પાળવા સારૂ વીરવર 'બલૂજી' આવ્યા અને મહારાણાને મદદ કરી! ધન્ય છે તેમનાં માતા પિતાને કે જેમના ઉદરે જેમના વીર્યથી આ બહાદુર નર રત્ન ઉત્પન્ન થયું, જેનાથી સમગ્ર ભૂમિ શોભી ઉઠે છે!

આ બલૂજી મહારાણાને સહાય કરવા સારૂ આવ્યા, તે સમયનું એક પ્રાચીન ગીત આ નીચે આપવામાં આવ્યું છે:—

અહ આગમ વચન જસાહર આખૈ, વહુ જાણે ધ્રૂ મેરૂ પ્રમાણ;
મૌને અસ રીઝ મોકલિયો, દેસ્યૂં તસ બદલો દીવાણ. ૧
જગપર બચન કહે જોધપરો, પિતા બચન નહ ખતા પરેહ;
દહબારી કાંકળ વ્હે તિણ દિન, ભાડો અસચો લીધ ભરેહ. ૨
પ્રભણે ગોપાલોત ઇસીપર, જાણિ ઉદૈ ગિર દીત જહીં;
આહાડા તસ અસચો અદલો, નરિંદ બલૂ ચૂકસી નહીં. ૩
'અમર' સુછળ ગજગાહ આગરે, રણ ચઢી લણ્યાં મારસ્યૂં રોદ;
ચઢિયે દળ ઘાટી ચીતોડા, સાકુર બર લીજે સીસોદ. ૪
ભિડ ખુરસાણ રાણદળ ભાગા, સમહરે અસુર સાંઝતાં સાર;
ઉભૈ દળોહિ નિજર લઇ આયો, અસ નીલો કમધજ અસવાર. ૫
ઘાટ કુઘાટ અહાડા ઘટતાં ઝાટ ખગાં રણ થાટ ઝલૂ;
નરપુર તણો વચન નિરવાહે, બસિયાં સુરપુર પછે બલૂ. ૬

પોતાના પ્રિય પ્રાણની આહુતિ આપી! અને પોતાની માતાના નામને યાવત્ ચન્દ્રદિવાકર દિપાવી, અંતે આ લોકનો ત્યાગ કરી, જે લોકોમાં વીર પુરૂષો જાય છે, તે લોકમાં હમેશને માટે જઇને વસ્યા! શું અત્યારે એજ ભારતભૂમિમાં વસતા જનો તેવા વીર શિરોમણિનાં દર્શન કરવા પુનઃ ભાગ્યશાળી બની શકે છે ?

## પ્રકરણ વીસમું

### હાડી રાણી સતી થયાં

દોહાઃ—રામસિંહ સુણ અમરરો, ગૌડ કિન અવસાન;
કહે આગરા જાયને, ખૈલોં મૈં ધમસાન. ૧
ઢોલ બજંતાં હે સખી, પતિ આયો સુંહિ લેણ;
બાગાં ઢોલાં હું ચલી, પતિકો બદલો દેણ. ૨

નાગોરમાં અમરસિંહના ગયા પછી કંઇજ સમાચાર આવ્યા નહોતા. હાડી રાણી વિગેરે કુટુંબનાં જનો તથા આપ્ત જનો ચિંતામાં મગ્ન હતાં, અને તેમ હોય તે સ્વાભાવિકજ છે. અમરસિંહજી આગ્રા જતી વખતે પોતાના રાજ્યની દેખરેખ રાખવાનો ભાર પોતાના ભત્રીજા* રામસિંહને સોંપી ગયા હતા અને આપ્તજનોમાં–પુરૂષ વર્ગમાં એકલા રામસિંહજ નાગોરમાં હતા. તેઓ માત્ર ૧૬–૧૭ વર્ષની વયના બાળક હતા, અને રાજના કાજથી પરવારી પોતાની સરખી વયના સોબતીઓ સાથે આનંદ ભોગવતા હતા. આજે પણ તેઓ પોતાના સોબતીઓ

* જોધપુર રાજ્યના ઇતિહાસનું પુસ્તક અમારી સમક્ષ નથી; એટલે આ રામસિંહ નાગોરાધિપતિ મહારાજા અમરસિંહનો ભત્રીજો હતો કે પુત્ર હતો તે ચોક્કસ કહી શકાતું નથી. કર્નલ ટોડે રાજસ્થાનના ઇતિહાસમાં આ રામસિંહને મહારાજા અમરસિંહનો પુત્ર ગણાવ્યો છે. તેનું નામ રામસિંહ નહિ આપતાં રત્નસિંહ આપ્યું છે. રાજસ્થાનનો હિન્દી અનુવાદ કરનાર પંડિત જ્વાળાપ્રસાદમિશ્રે તેની ટીકામાં કર્નલ ટોડે આપેલું રત્નસિંહ નામ ખોટું છે, એવો ઉલ્લેખ કર્યો છે, પણ તે રાયસિંહ છે, એમ ખુલાસો કર્યો છે; પણ સગપણ સંબંધમાં કશો ખુલાસો કર્યો નથી. આ વાર્તા લખનાર બ્રહ્મભટ્ટ છગનલાલ અમથારામે તેને પ્રાપ્ત પ્રાચીન કાવ્યના આધારે રામસિંહને અમરસિંહનો ભત્રીજો ગણાવ્યો છે, તે પણ સંભવિત લાગે છે. કારણ કે જોધાણનાથ મહારાજા ગજસિંહ, અમરસિંહજીના પિતાને આઠ પુત્રો હતા તેમાં અમરસિંહ પાટવી કુંવર હતા;- પણ તેમને નાવારસ ઠરાવ્યાથી તેઓ રાજપાટ ત્યાગ કરીને નીકળ્યા અને બાદશાહ શાહજહાનની કૃપાથી નાગોરના અધિપતિ થયા. તે પછી તેના બીજા કોઈ ભાઇના પુત્ર રામસિંહ અમરસિંહજી સાથે રહેવા આવ્યા હોય તો તે અસંભવિત નથી. આમ હોય તો રામસિંહજી અમરસિંહજીના ભત્રીજા થાય.

સાથે આનંદમાં હતા. તેવા સમયમાં "કિશન" ખવાસ અમરસિંહજીનું માથું લઇ, આગરાથી નાસતો કેટલાક દિવસે નાગોર આવી પહોંચેલો. તે આવ્યો અને રામસિંહને વરદી કહેવડાવી કે, જરૂરનું કામ છે, માટે બહાર પધારો. રામસિંહ જાણતા જ હતા કે "કિશન" ખવાસ મહારાજા સાથે નાગોર ગયો છે, તેથી જ્યારે તેમણે તેના આવ્યાના અને જરૂરી કામસર બહાર બોલાવે છે, એમ જાણવાથી તુરત બહાર આવ્યા. આ વખતે તેમને આગ્રાના સમાચાર જાણવા અતિ આતુરતા થઇ આવી, અને બહાર આવી કિશનને સમાચાર પૂછવા લાગ્યા. કિશને પણ રામસિંહને આવતા જોયા એટલે તે પણ વધારે રામસિંહ પોતાની પાસે આવે તેટલો પણ વખત સમાચાર આપવામાં રાહ જોઈ શક્યો નહીં અને તેથી કહેવા લાગ્યો કે: "આપ અઠે બૈઠને મોજાં માંણો હો. મૈં અઠે આગરામેં હજુર કામ આયગા હૈં."

અથવા કર્નલ ટાડ સાહેબ અને પં. જ્વાળાપ્રસાદ લખે છે તેમ રામસિંહ અમરસિંહના પુત્ર હોય તો તેઓ અમરસિંહજીની પહેલી વારની સ્રીના પુત્ર હોઇ શકે; જે પણ બનવા જોગ છે. અને અર્જુન ગૌડ અમરસિંહનો સાળો થતો હતો, એમ કહેવામાં આવ્યું છે તે ખોટું નથી. આ અર્જુન ગૌડ નાગોરાધિપતિ મહારાજા અમરસિંહજીનો પહેલી વારની પત્નીનો ભાઈ થતો હોવો જોઇએ. તેથી જ અર્જુન ગૌડ અને મહારાજા અમરસિંહજીનો સંબંધ સાળા બનેવીનો જણાય છે. કારણ કે હાડી રાણીનો ભાઈ અર્જુન ગૌડ હોત તો બુંદેલાધિપતિ મહારાજા છત્રશાલનો પુત્ર ગણાય, અને ક્ષત્રિય વીર છત્રશાલજીનો પુત્ર અમરસિંહજી જેવાને દગો દે નહિ અને પોતાની સગી બહેનને વૈધવ્ય પ્રાપ્ત કરાવે એ સ્વપ્ને પણ સંભવિત લાગતું નથી. રામસિંહ અમરસિંહજીનો ભત્રીજો હોય તો અર્જુન ગૌડ તેનો મામો ન થાય, પણ અમરસિંહજીનો પુત્ર હોય તો મામો પણ થાય.

રામસિંહ અને અમરસિંહના સગપણ સંબંધમાં ચોક્કસ ખુલાસો મળતો નથી. અમરસિંઘ-હાડીજીરા (મારવાડી) ખ્યાલમાં પણ રામસિંઘને અમરસિંહજીનો ભત્રીજો ગણ્યો છે. ઇતિહાસ ઉપરથી પુરવાર થતું નથી કે રામસિંહ જસવંતસિંહજી (અમરસિંહજીનો નાનો ભાઈ, ગજસિંહ પછી જોધપુરની ગાદીએ બેસનાર)નો પુત્ર હતો. તે ઉપરથી મારૂં માનવું છે કે જો રામસિંહ અમરસિંહનો ભત્રીજો પણ હોય તો તે તેના બીજા છ ભાઇઓમાંથી કોઇનો પુત્ર હોવો જોઇએ. અમરસિંહજી પછી આ રામસિંહ નાગોરનો રાજા થયો હતો. મારૂં અનુમાન એવું છે કે ઔરંગઝેબની શિખવણીથી નાગોરના એક રાયસિંહે જસવંતસિંહના મરણ પછી જોધપુર લેવાને માટે ચઢાઈ કરી હતી, તે આ રામસિંહના વંશનો કોઈ બીજો રામસિંહ કે રાયસિંહ હોવો જોઇએ; અને નામના સરખાપણાને લીધે ટાડ સાહેબના રાજસ્થાનમાં કેટલીક અનૈતિહાસિકતા પેસી ગયેલી લાગે છે.

ન. ઈ. દેસાઈ

કિશનનાં વચનો સાંભળી જેમ સુતેલા સાપના પૂંછડા ઉપર પગ પડવાથી તે જેમ ક્રોધાયમાન થાય, તેમ વીર રામસિંહ એકાએક ક્રોધના આવેશમાં આવી ગયા. કાળના સમાન બની ગયા. તેમનું શરીર એકાએક રક્તવર્ણનું થઇ ગયું. જોનારને એવો ભાસ થઇ આવતો હતો કે આ તો જેને "વીરરસ" કહેવામાં આવે છે તે "વીરરસ" પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને આવ્યો ન હોય ??? તેઓ ક્રોધના આવેશમાં આવી ગયા.*

'કિશન થે સાંડનેં મોનેં સઘળી બાત કહ દે કે કાકાજીનેં બાદશાહને કણ રીતસું મરવાય નાંખા.'

કિશનઃ—"કુંવરશા, જણ બખત હજુર બાદશાહરી સલામરા બાંસ્તે ગયા, અણ બખત સલાબત કુછ બોલ્યો, જીણસું હજુરને સલાબતનેં માર દીયો. અણ બાતરી જણ બખત બાદશાહનેં માલુમ હુઈ, ઈણી બખત બાદશાહને હજુરનેં મારવારી આજ્ઞા દે દી, ઔર કતરાક મુગલ હજુરરા ઉપર ધસ આયા, પણ હજુરને ઘણાક મુગલા વધેર નાંખા, અર બાદશાહરા ઉપર હજુર ધસગા. જીણસું બાદશાહ દરબાર છોડને જનાનામેં પૈઠગો. દુસરા દિન બાદશાહને બીડો ફીરાયો, અર વે બીડો હજુરરા સાળા અરજુન ગૌડને ઉઠાયો. અર દગો કરને હજુરનેં માર દીયા. હજુરને મરતાં મરતાં અરજુનરો નાક અર દોનું કાન કાટ દીયા. અર કેઈ ગૌડાનેં મારનેં આપ સરગમેં પધારગા."

રામસિંહઃ—"કિશન, કાકાજીરો શિર અઠે આયો હૈ કી નહિં?"

કિશનઃ—"કુંવરશા, હજુરરો શિર મેં લેનેં અઠે આયો હું."

રામસિંહઃ—"કિશન, થોંને ગૌડોતાંને કણ રીતસું લાવણ દીયો?"

---

*દોહાઃ—રામસિંહ રણસિંહને, સુણ્યો અમર અવસાન;
ક્રોધવંત સમકાલ વ્હે, કરમેં ધરી કૃપાન.

છપ્પયઃ—સુની અમર અવસાન, ભાન ભૂલિયો રામસી;
શાંત વૃત્તિ ભઈ નષ્ટ, દ્રષ્ટ ભઈ વૃત્તિ તામસી.
કસે દંત કરી ક્રોધ, બોધ મનુ અહે બીરરસ;
મનૌ ભીરહિં જઈ કાલ, હાલ'તિહિં કરહિં નીજ બસ.
આગરીત ક્રોધ કરિ કેં ચલ્યૌ, હાડીપાસ લેવણ રજા;
સુર સકલ અંબર મેં સ્થીત લો, લખણ કાજ રામસી કજા.
કિશન કહૌ કણ રીતસું, કાકો માર્યો શાહ.

કિશનઃ— દગૌ કરીને મારિયા, અર્જુન ભૂપ ગૌડાહ.

રામસિંહઃ—કિશન આગરા જાયનેં, મેં બારતાશોં કેર;
ગૌડાંરી સબ મારનેં, લેશોં કાકા વેર.

કિશનઃ—"હજુરકા કામ આયા પીછાં, રાઠોડ આછી રીતસું લડા; પણ જણ બખત ગૌડોતાંરી સાહ્યમેં શાહી સૈન આયો અણ બખત રાઠોડ ભાગવા લાગ્યા. ઇણ બખત "બલૂજી" ચાંપાવતને આયને બાદશાહી સેનાસું આપણી લારમેં લડવા માંડયો, જીણુમેં "બલૂજી" કામ આયગા; અર ઇણ બખત મેં હજુરરો શિર ઉઠાયને લે આયો."

રામસિંહઃ—"કિશન, ચાંપાવત હરદાર એડા કામો કરૈં અણુમેં કાંઇ નવાઇરી બાત હૈ? કિશન, દેખતૌ "બલૂજી" કતરા બખતસું અપણુંસું રિસીને ગયા હા? પર હજુરરો અન્ન ખાયો હો ઇણરો બદલો અપણા જીવરા સાટામેં દે દીયો. કિશન, થોંનેં પણ ઝાઝા રંગ હૈં કી સબૈ ઓળખને હજુરરો શિર ઉઠા લાયો. જો તું હજુરરો શિર ઉઠાને નાં લાતો તો "બલૂજીરા" કામ આયા પીછું કોઈ રીતસું આ સકતો નહીં."

કિશનઃ—"કુંવરશા, હજુરરા પુન્યરા પ્રતાપસું કે કોઈ કઠણ કામ વૈ સકે. જરાં અણુમેં કાંઇ બડો કામ હો જો નાં બણ સકે?"

રામસિંહઃ—"કિશન, થેં મોરી લારમેં ચાલ. આપણ કાકીજીરી પાસમેં જાયને સઘળા સમચાર જણાય દાં."

કિશને જવા ખુશી બતાવી, અને કિશનને સાથે લઇને રામસિંહ, જ્યાં અમરસિંહનાં નવાં રાણી હાડીજી હતાં ત્યાં આવ્યો. તેણે અથથી ઇતિ બધા સમાચાર કહી સંભળાવ્યા.

કિશનના મોઢેથી મહારાજાના મરાયાના સમાચાર જાણી હાડીજી મહા વિલાપ કરવા લાગ્યાં. તે કહેવા લાગ્યાં કેઃ—"રામસિંહ, મેં થારા કાકાનેં ના કહીહી, જરાંઇ મોરો કહણોં માન્યૌ કોય નહીં નેં આપ આગરા પધાર્યા. હજુર ઠગાય ગા, અર અપણે સગોં કે હાથસું દગાસું મરગે. રામસિંહ મોરો દિન કેડો આયોકી હજુરરો મોરી સાથ લગન હુવાનેં મહીનો સવા મહીનો તો પૂરો હુવો હૈ, અણુમેં હજુરરો અવસાન હુઇગો! હજુરરા મોતરો કારણ મેં હુઇ. હજુર મુદતરા ઉપરાંત સાત રોજ મોરી પાસમેં રૂકગે. જીણુસું એ સઘળો કામો વ્હે ગૌ, અર હજુર કામ આયગા. રામસિંહ, થારા કાકાજીરો સબ અઠૈ આયો હૈ કી નહીં?"

રામસિંહઃ—"કાકીજી, મોરા કાકાજીરો શિર અઠૈ આયો હૈ. "બલૂજી" ચાંપાવત રાઠોડોંરી સાહ્યમેં લડવારા બાસ્તે આયા. અર આપ ખૂબ લડને કામ આયગા. અણ બખત કિશન હજુરરો શિર ઉઠાયનૈ અઠૈ ભગ આયૌ હૈ."

હાડીજીઃ—"રામસિંહ, ધન્ય હૈ "બલૂજી" નૈ કે જીણાંનેં અપણે અઠૈસું રિસાયનેં ગયા હૈં, જરાંઇ અતરી આફત હોરનૈ અંત કામ

કિશનનાં વચનો સાંભળી જેમ સુતેલા સાપના પૂછડા ઉપર પગ પડવાથી તે જેમ ક્રોધાયમાન થાય, તેમ વીર રામસિંહ એકાએક ક્રોધના આવેશમાં આવી ગયા. કાળના સમાન બની ગયા. તેમનું શરીર એકાએક રક્તવર્ણનું થઇ ગયું. જોનારને એવો ભાસ થઇ આવતો હતો કે આ તો જેને "વીરરસ" કહેવામાં આવે છે તે "વીરરસ" પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને આવ્યો ન હોય ? ? ? તેઓ ક્રોધના આવેશમાં આવી ગયા.*

'કિશન થેં સાંડનેં મોનેં સધળી બાત કહ દે કે કાકાજીનેં બાદશાહને કણ રીતસું મરવાય નાંખા.'

**કિશનઃ**—"કુંવરશા, જણ બખત હજુર બાદશાહરી સલામરા બાંસ્તે ગયા, અણ બખત સલાબત કુછ બોલ્યો, જીણસું હજુરને સલાબતનેં માર દીયો. અણ બાતરી જણ બખત બાદશાહનેં માલુમ હુઈ, ઈણી બખત બાદશાહને હજુરનેં મારવારી આજ્ઞા દે દી, ઔર કતરાક મુગલ હજુરરા ઉપર ધસ આયા, પણ હજુરને ધણાક મુસ્લા વધેર નાંખા, અર બાદશાહરા ઉપર હજુર ધસગા. જીણસું બાદશાહ દરબાર છોડને જનાનામેં પૈઠગો. દુસરા દિન બાદશાહને બીડો ફીરાયો, અર વે બીડો હજુરરા સાળા અરજુન ગૌડને ઉઠાયો. અર દગો કરને હજુરનેં માર દીયા. હજુરને મરતાં મરતાં અરજુનરો નાક અર દોનું કાન કાટ દીયા. અર કેઈ ગૌડાંનેં મારનેં આપ સરગમેં પધારગા."

**રામસિંહઃ**—"કિશન, કાકાજીરો શિર અઠે આયૌ હે કી નહિં?"

**કિશનઃ**—"કુંવરશા, હજુરરો શિર મેં લૈનેં અઠે આયો હું."

**રામસિંહઃ**—"કિશન, થોંનેં ગૌડોતાંને કણ રીતસું લાવણ દીયો ?"

---

*દોહાઃ—રામસિહ રણસિંહને, સુણ્યો અમર અવસાન;
ક્રોધવંત સમકાલ વ્હૈ, કરમેં ધરી કૃપાન.

છપ્પયઃ—સુની અમર અવસાન, ભાન ભૂલિયો રામસી;
શાંત વૃત્તિ ભઈ નષ્ટ, દષ્ટ ભઈ વૃત્તિ તામસી.
કસે દંત કરી ક્રોધ, બોધ મનુ અહે બીરરસ;
મનૌ ભીરહિ જઈ કાલ, હાલ'તિહિ કરહિ નીજ બસ.
અણરીત ક્રોધ કરિ કૈં ચલ્યૌ, હાડીપાસ લેવણ રજા;
સુર સકલ અંબર મેં સ્થીત જો, લખણ કાજ રામસી કજા.
કિશન કહૌ કણ રીતસું, કાકો માર્યા શાહ.

**કિશનઃ**— દગૌ કરીને મારિયા, અર્જુન ભૂપ ગૌડાહ.

**રામસિંહઃ**—કિશન આગરા જાયનેં, મેં બરતાશોં કેર;
ગૌડાંરી સબ મારનેં, લેશોં કાકા વેર.

કિશનઃ—"હજુરકા કામ આયા પીછાં, રાઠોડ આછી રીતસું લડા; પણ જણ બખત ગૌડોતાંરી સાહામેં શાહી સૈન આયો અણ બખત રાઠોડ ભાગવા લાગ્યા. ઇણ બખત "બલૂજી" ચાંપાવતને આયને શાહશાહી સેનાસું આપણી લારમેં લડવા માંડયો, જીણમેં "બલૂજી" કામ આયગા; અર ઇણ બખત મેં હજુરરો શિર ઉઠાયને લૈ આયો."

રામસિંહઃ—"કિશન, ચાંપાવત હરદાર એડા કામો કરેં અણમેં કાંઇ નવાઇરી બાત હે? કિશન, દેખતૌ "બલૂજી" કતરા બખતસું અપણુંસું રિસીને ગયા હા? પર હજુરરો અન્ન ખાયો હો ઇણરો બદલો અપણા જીવરા સાટામેં દે દીયો. કિશન, થાંને પણ ઝાઝા રંગ હૈં કી સબૈ ઓળખને હજુરરો શિર ઉઠા લાયો. જો તું હજુરરો શિર ઉઠાનેં નાં લાતો તો "બલૂજીરા" કામ આયા પીછું કોઇ રીતસું આ સકતો નહીં."

કિશનઃ—"કુંવરશા, હજુરરા પુન્યરા પ્રતાપસું કે કોઈ કઠણ કામ વૈ સકે. જરાં અણમેં કાંઇ બડો કામ હો જો નાં બણ સકે?"

રામસિંહઃ—"કિશન, થૈં મોરી લારમેં ચાલ. આપણ કાકીજીરી પાસમેં જાયને સબળા સમંચાર જણાય દાં."

કિશને જવા ખુશી બતાવી, અને કિશનને સાથે લઇને રામસિંહ, જ્યાં અમરસિંહનાં નવાં રાણી હાડીજી હતાં ત્યાં આવ્યો. તેણે અથથી ઇતિ બધા સમાચાર કહી સંભળાવ્યા.

કિશનના મોઢેથી મહારાજાના મરાયાના સમાચાર જાણી હાડીજી મહા વિલાપ કરવા લાગ્યાં. તે કહેવા લાગ્યાં કેઃ—"રામસિંહ, મેં થારા કાકાનેં ના કહીહી, જરાંઇ મોરો કહણો માન્યૌ કોય નહીં નેં આપ આગરા પધાર્યા. હજુર ઠગાય ગા, અર અપણે સગાં કે હાથસું દગાસું મરગે. રામસિંહ મોરો દિન કેડા આયોકી હજુરરો મોરી સાથ લગન હુવાનેં મહીનો સવા મહીનો તો પૂરો હુવો હે, અણમેં હજુરરો અવસાન હુઇગો! હજુરરા મોતરો કારણ મેં હુઇ. હજુર મુદતરા ઉપરાંત સાત રોજ મોરી પાસમેં રૂકગે. જીણસું એ સબળો કામો વ્હે ગૌ, અર હજુર કામ આયગા. રામસિંહ, થારા કાકાજીરો સબ અઠે આયો હે કી નહીં?"

રામસિંહઃ—"કાકીજી, મોરા કાકાજીરો શિર અઠે આયો હે. "બલૂજી" ચાંપાવત રાઠોડૌરી સાહામેં લડવારા બાસ્તે આયા. અર આપ ખૂબ લડને કામ આયગા. અણ બખત કિશન હજુરરો શિર ઉઠાયને અઠે લગ આયૌ હે."

હાડીજીઃ—"રામસિંહ, ધન્ય હે "બલૂજી" નેં કે જીણાંનેં અપણે અઠેસું રિસાયનેં ગયા હૈં, જરાંઇ અતરી આફત હોંરને અંત કામ

આયગા. ધન્ય હૈ "બલૂજી" રી માતાજીનૈં કે જણૈને "બલૂજી" જેડા વીરનૈં જનમ દીયો. અર "કિશન" નૈં પણ ઝઝા રંગ હૈં કી, જીણને હઝુરરો શિર ઉઠાય લીયો. રામસિંહ, અબાર મોરા બાસ્તે ચિતા તયાર કરાય દે. મૈં થારા કાકાજીરી લારમૈં સતી હોશોં. મોરે થારા કાકાજીસું છેટો પડૈ હૈ, જીણસું અબાર ચિતા તયાર કરાય દે."

રામસિંહ:–"કાકીજી, મૈં મોરા કાકાજીરો બદલો લેવારા બાસ્તે આગરા ઉપર ચડશોં, જીણસું મૈં અઠૈ પરત આવોં અઠૈ તક આપ મોરી રાહ દેખનૈ રૂક જાઓ. પીછુંસું આપોંનૈં ઠીક લાગે જણ રીતસું આપ મોંનૈં આજ્ઞા ફરમાય દો."

હાડીજી:–"રામસિંહ, બાદશાહસું લડવારા બાસ્તે જાવણો, યે થારો કામ નહિં હૈ. થું અણ બખત ટાબર હૈં, જીણસું થારો યે કામ હૈ કોય નહીં, અંર મૈં થાંનૈં રજા દઉં કોય નહીં.*"

રામસિંહ:–"કાકી, આપ કાંઇ કહૌ હૌ? કાંઇ મૈં શુદ્ધ રાજપૂત અર બીર રાઠોડ નહીં હું? જીણસું આપ ના ફરમાવૌ હૌ? આપ બિચાર કર દેખો મૈં શુદ્ધ રાજપૂત અર વીર રાઠોડોંરા કુળમૈં જન્મ્યો હું. ફીર મૈં મોરા કાકાજીરો વેર ના લું તૌ મોરે જનમવારો કાંઇ લાભ હૈ? કાકીજી, આપ મોંનૈં છોટાસા ટાબર મતી જાણો. આપ બિચાર કર દેખૌ કી આગરા ચીણગારી છોટાશી લાગૈ હૈ, પરન્તુ બડી બસ્તુ કું જળાવે હૈ, અર રોગ હૈ સો છોટાસા રૂપસું આયને બડાસા શરીરાંમૈં આપણો જોર જમાયનૈં આદમીરો જીવ લેવૈ હૈ. અણ રીતસું મૈં હું તો છોટો પણ વીર રાઠોડરો બાળક હું. મોરી રગાંમૈં રાઠોડોંરો લોહી બહ રહ્યો હૈ. ઇણ બાસ્તે મૈં આગરા ઉપર જરૂર ચડઇ કરશોં, અર બાદશાહનૈં દિખાયદે હોકી રાઠોડોંસું વેર કરને કાંય ફાયદો મીળે હૈ? કાકીજી, આપ ખુશ હોને મોંનૈં રજા દે દો. આપ ના કહશોં જરાંઇ મૈં તો આગરા ઉપર જરૂર હલ્લા કરશોં, ફીર આપ કયું રાજી હોને મોંનૈં રજા દો નહીં?"

હાડીજીએ જાણ્યું કે હું રામસિંહને ના કહીશ તો પણ તે આગરા ઉપર તો ચડશે જ, તેથી તેમણે રામસિંહને સમજાવતાં કહ્યું કે,

---

* રામસિંહ:–"કહ કાકીને કરગરી, કરી નીજ નૈન કરાલ;
કાકી કાઢું જાયનૈ, શાહજહાંરો ચાલ.
રણ ખેતાં રાઠોડસું, કરી કમાયો કોહ;
સો જતાઇ હૌં શાહસૂં, છોડી જીવન છોહ.
રણ ખેતી રજપૂતરી, બીર ન ભૂલે બાળ;
બારહ બરસાં બાપરો, લહે વેર લંકાળ."

"ભાઈ, યા કામ કાંઈ સહેલસો હૈ કી જીણસું તું માંગે ઇણ બખતમેં બીના બિચારસું થાંનેં રજા દેદું? ભાઈ, બિચાર કર. યા શામસું સંગ્રામ હૈ, અર શામસું સંગ્રામ કરવામેં હીતરી બાત કોય નહીં હૈ, ફીર મેં મોરી જીભસું થાંનેં રજા કીં કરને દે સકું?"

રામસિંહે પોતાની કાકીનાં નિરાશા જનક વચનો સાંભળી કહ્યું કે, "કાકીજી, કાકીજી, આપ બિચાર કરો, જો અણુ બખત કાકાજીરો વેર લીયો જાય નહીં તો, બાદશાહ ફૂટ જાય, અર રાઠોડાંસું ફીરને કુછ કરવારો બિચાર કરશી. જીણુ બાસ્તે આપ મોનેં કૃપા કરને આજ્ઞા દો. મેં જાયને બાદશાહનેં દેખો."

હાડીજીને પણ ખાત્રી થઇ કે રામસિંહ કોઇપણ ઉપાયે રોકયો રહેવાનો નથી અને બાદશાહના સાથે લડવા જવાનું છે માટે સારી તૈયારીથી તેને મોકલવામાં આવે તો જ કામ પાર પડે. તેથી તે કહેવા લાગ્યાં કે, "રામસિંહ, જહાં થારો આગ્રહ હૈ તો થેં તયાર હોને જાઓ. ભગવાન એકલીંગજી થાંનેં મદદ કરશીં, થારા કાકાજીરો પાઘડી*ભાઇ પઠાણ સરદાર મીરખાંન હૈ, અણુનેં મેં કાગળ લીખુંહું, વેં થારી સાહ્યમેં જરૂર આશીં."

હાડીજીએ પોતાના પતિના પાઘડીભાઇ પઠાણ સરદારને નીચેની મતલબનો પત્ર લખ્યો:—

છપ્પય:–પાઘડીભાઈ પઠાણ, ભાણ રાઠોડ અથમ્યો;
કરણ દગારો કાજ, રાજ ગૌડાંનેં ગમ્યો.
શીર્યો બીડો શાહ, કિણૂઁ હિમ્મત નહૂઁ ધારી;
જહાં ગોડાંનેં આય, દગારી બાત બિચારી.
તિણદગો કરી મમ નાથકું, માર્યો મીલિ નીજ સાથકો;
રામસી ચઢત હૈ આગરા, ચઢો દિખાવણ હાથકો.

સોરઠા:–રામસિંહ રણ બંક, શાહ ઉપર નીજ સેન સજ;
પઠાણ પધાર નિ:શંક, સત્ય સગો કર આપરો.

દોહા:–સુખમેં સગા અનેક વ્હે, દુખમેં ટાલો દેય;
એડા મત વ્હેશો સગા, સુણ પઠાણ અજેય.
રામસિંહકી સાથમેં, ચઢ દેવરાં સુત્તણ;
શાહ સુધકો લાવહૂ, કર ધર કઠિણ કૃપાણ.

---

* રાજપૂતાનામાં પ્રથમ એવો રિવાજ હતો કે, એક બીજાની પાઘડી બદલી, પાઘડીભાઈ થતા હતા, અને તે પાઘડીભાઈ પોતાના જીવ સાટે પણ એક બીજાની સાહ્ય કરતા હતા. તેનું આ પઠાણ સરદારનું પ્રત્યક્ષ જ દૃષ્ટાંત પણ છે. હાલ આ રિવાજનું અસ્તિત્વ છે કે કેમ? તે કહી શકાય તેમ નથી. પરંતુ સાધારણ રીતે હાલ જેવા ઘાતકી સમયમાં તેવા રિવાજનું અસ્તિત્વપણું હોવું તે શંકાસ્પદ જ છે.

રાણીજીએ પોતાનો પત્ર લઇ હલકારાને પઠાણ સરદાર પાસે મોકલ્યો અને રામસિંહને ચિતા તૈયાર કરાવવાની આજ્ઞા કરી, અને પોતે પ્રિય પતિને મળવા જવાની તૈયારી કરવા લાગ્યાં.

નગરમાં હાડીજી સતી થાય છે એ વાત ત્વરિત જ પ્રસરી ગઇ હતી, તેથી બાળક યુવા વૃદ્ધ સ્ત્રી પુરૂષો તમામ પ્રજા પોતાનાં સતી રાણીનાં પ્રથમમાં પ્રથમ અને છેલ્લામાં છેલ્લી વખતનાં દર્શન કરવા સારૂ રસ્તાની બંને બાજુએ હાજર થઇ ગયાં.

હાડીજીએ, પોતાના શિરના વાળ ઘીથી લથ્થ બથ્થ કરી છુટા મુકી દીધા. કપાળમાં કેસરની આડ કરી લીધી, અને સાક્ષાત્ ચંડીનું સ્વરૂપ ધારણ કરી હાથમાં નાળિયર લઇ તૈયાર થયાં. રામસિંહે પણ સતી દેવીના માટે સવારી તૈયાર કરાવી. પૂજ્ય કાકીજીના પાસે આવી મસ્તક નમાવી વિનય કર્યો કે “ માતાજી, સવારિ તૈયાર હૈ, પધારો ” રાણીજી ઉભાં થયાં, અને રાજ્ય પુરોહિતે આવી રામસિંહ પાસે દેવીની પૂજા કરાવી. રામસિંહે દેવીની ડોકમાં સુગંધિત પુષ્પોની સુંદર માળાઓ પહેરાવી, એટલે સતી દેવી ચાલ્યાં. લોકોના “સતી માતાજીકી જય”ના મહાન્ ઘોષ વચ્ચે પોતે નીચે ઉતર્યાં અને તૈયાર રાખેલા હાથી ઉપર પ્રાણપતિનું પવિત્ર મસ્તક ખોળામાં લઇ બિરાજ્યાં. રામસિંહ સતી દેવીના હાથીની અંબાડીમાં પછાડીના ભાગમાં ચમ્મર કરવા બેઠા. મહાન્ પ્રતાપી હાડી રાણી જાણે પ્રિયપતિને પોતે-પ્રેમમાં ફસાવ્યા હતા તેનો બદલો આપવા ચાલ્યાં ન હોય ! એમ વાદિત્રોના મહાન્ અવાજ, લોકોના જયજયકારના અવાજ, અને હાથી ઘોડા વિગેરે સવારીના જાનવરોના અવાજ વચ્ચે સતી થવા ચાલ્યાં. પવિત્ર મહારાણીનાં આજ પ્રથમ અને છેવટનાં દર્શનથી એક બાજુ લોકોના હ્રદયમાં આનંદના ઉભરા ઉભરાવા લાગ્યા; બીજી બાજુ પોતાનાં આવાં પવિત્ર દેવી આજ પતિના વાંસે સતી થાય છે, તે સ્મરણથી આંખોમાં ચોધાર અશ્રુઓ વહેવા લાગ્યાં. લોકો મહારાણીના જયજયકારના ઘોષ કરી હાડીજી ઉપર પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા. આખા નગરમાં મહારાજા અમરસિંહજીના અવસાનથી, અને હાડી રાણીના સતી થવાના સમાચારથી તમામ સ્થળે કરૂણા જ વ્યાપ્ત થઇ રહી હતી. આ વખતની લોકોની સ્થિતિ જોઇ એમ ભાન થતું હતું કે, જેને “કરૂણ રસ” કહેવામાં આવે છે, તે કરૂણ રસે જાણે નાગોરની પ્રજા ઉપર કોપાયમાન થઇ નાગોરના કિલ્લા ઉપર પોતાનું પ્રાબલ્ય દર્શાવવા સારૂ સવારી કરી ન હોય ! સ્થળે સ્થળે શોકનાં ચિન્હો દેખાતાં હતાં. તમામ સ્થળે બાળક-યુવાન અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષો રૂદન કરી રહ્યાં હતાં. અરે માણસો તો શું પણ રાણીજીનાં પાળેલાં

પશુ પક્ષીઓ પણ પોકાર કરી રહ્યાં હતાં. તેઓ રાણીજી રાજમહેલમાંથી નિકળ્યાં એટલે પોકાર કરવા લાગ્યાં. તેમનાં નેત્રોમાંથી અશ્રુઓની ધારાઓ વહન કરવા લાગી. તેમણે ખોરાક પણ બંધ કર્યાં, અને જાણે રાજમહેલનાં દાસદાસીઓ અને પશુ પક્ષીઓએ રાણીજીના સતી થવાના શોકમાં ઉપવાસ આદર્યા હોય નહી!

આવી રીતે શોકના દેખાવસહ રાણીજીની સવારી શોકમાં ગરકાવ થયલી નગરમાં ફરી, સ્મશાનભૂમિ ઉપર આવી પહોંચી એટલે હાડીજી હાથી ઉપરથી ઉતર્યાં, અને ચંદનની ચિતા તૈયાર રાખવામાં આવી હતી ત્યાં આવ્યાં. ચિતામાં અનેક પ્રકારના સુગંધિ પદાર્થો વચ્ચે ગોઠવી રાખવામાં આવ્યા હતા, અને અંદર પુષ્કળ ઘી નાંખવામાં આવ્યુ હતું; અર્થાત્ તમામ ચંદનના ટુકડા ઘીમાં તરબોળ કરી ગોઠવવામાં આવ્યા હતા. ચિતા ઉપર ચડવા સારૂ ચંદનના કાષ્ઠની નિસરણી રાખવામાં આવી હતી, તેના ઉપર થઇને હાડીજી ચિતા ઉપર ચ્હડયાં, એટલે રામસિંહે હાડીજીની પુનઃ પૂજા કરી, અને હાથ જોડી પ્રાર્થના કરી કે "માતા, મોરા ઉપર કૃપા કરને મોંને કાંઇ આજ્ઞા ફરમાય દો."

હાડીજીએ કહ્યું કે, "રામસિંઘ થેં થારા મનસું જો બિચાર કિયો હૈ અણ રીતસું આગરા ઉપર ચડાઇ કરણી. થારો જોગ માયા ભલો કરશી. અર બાદશાહરા અર ગોડોતાંરા ઉપર થારો વિજય હોશી. રામસિંઘ, અબ ચિતા પરગટ કરાય દે, મોરે મોરા પતિસું છેટો પડે હૈ."

રામસિંહે પણ પોતાનાં પવિત્ર કાકીજીની આજ્ઞા થવાથી તુરત ચિતા પ્રગટ કરી, અને લોકોના જય જયકારના ઘોષ, વાદ્યોના ઘોરરવ તથા અબીલ ગુલાલ તથા ચિતા સળગવાથી ધુમાડાના અંધકાર સાથે જ ચિતામાંથી જ્વાળાઓ આકાશ સાથે વાતો કરવા લાગી. રામસિંહની આજ્ઞાથી ચિતા એવી સરસ રીતે ગોઠવવામાં આવી હતી કે તેને જોઇ જોનારને સ્વર્ગમાં જવા માટેની સીઢી જાણે ગોઠવવામાં આવી હોય તેવું ભાન કરાવતી હતી. તેમાં વળી આ ધૂમાડો અને અગ્નિની જ્વાળાઓ થવાથી તો લોકોના મનમાં એમ જ થયું કે રાણીજી તો અગ્નિની પ્રથમ જ્વાળાની સાથે જ સ્વર્ગમાં પ્રિયપતિને જઇ મળ્યાં.

સવારી પરત નગર તરફ વળી. નગરમાં સ્થળે સ્થળે શોક જ દર્શાતો હતો. લોકો પ્રિય રાજા રાણીની સ્થળે સ્થળે પ્રશંસા કરતાં કરતાં રૂદનો કરતાં દેખાતાં હતાં. જેમ જેમ પોતાનાં મુકામો આવતાં ગયાં તેમ તેમ શોકમય પોતપોતાના મુકામે ગયાં.

રામસિંહે પણ આજની રાત્રિ શોકમય વ્યતીત કરવાનો વિચાર કરીને સવારમાં દરબાર ભરવાની વરદી સરદારોને કહેવડાવી. નગરમાં

ડુંડી પીટાવી, લોકોને પણ ખબર આપવા કહેવડાવ્યું. તે રાત્રિ તેણે પણ શોકમય, અને આગ્રા ઉપર સવારી કરવાના વિચારમાં જ વ્યતીત કરી.

---

## પ્રકરણ એકવીસમું

### રામસિંહનો આગ્રા ઉપર ચડાઈ કરવાનો નિશ્ચય

બીર બાળક રાઠોડરૌ, બનગૌ બીય જ્યું કાળ;
મનૌ દેખીકે મૃગન કો, ક્ષુધિત જ્યું મૃગપતિ બાળ.

સૂર્ય ઉદયની સાથે જ કુમાર રામસિંહની આજ્ઞા મુજબ દરબારનાં વાદિત્રો વાગવા લાગ્યાં. સરદારો અને નગરના અન્ય રાજપૂતો પણ આજે દરબારમાં વહેલા જવાનું હોવાથી વહેલા ઉઠી પોતાનાં નિત્યકર્મથી પરવારી દરબાર તરફ આવવા લાગ્યા. દરબારમાં એક પછી એક માણસોનો જમાવ થવા લાગ્યો.

કુમાર રામસિંહ પણ આજે વેહેલા ઉઠી નિત્ય નિયમથી પરવારી તૈયાર થયા હતા, અને દરબારમાં જવાની વરદી મળવાની રાહ જોઇ બેઠા હતા. એટલામાં દરબારમાં તમામ સરદારો અને અન્ય રાજપૂતો આવી ગયાના સમાચાર મળ્યા એટલે પોતે ઉઠયા, અને દેવમંદિરમાં જઇ પોતાના ઇષ્ટદેવને પ્રણામ કરી પોતે દરબારમાં આવવા નિકળ્યા: નીચે પોતાના માટે તૈયાર રખાવેલા અશ્વ ઉપર સ્વાર થઇ પોતાના સાથે બીજા કેટલાક પોતાના અંગત સવારો લઇ દરબારમાં જવા નિકળ્યા. નગરજનોના જયજયકારના અવાજ વચ્ચે દરબારમાં આવી પહોંચ્યા. દરબારમાં આવ્યા એટલે તમામ લોકોએ ઉભા થઇ માન આપ્યું. પોતે પોતાના આસને બિરાજ્યા. કસુંબા પાણી થવા લાગ્યા, ખારભંજણાં થઇ રહ્યાં; હોકા આવ્યા અને હોકા ચાલુ થયા એટલે સરદારોને અને અન્ય રાજપૂતોને અફીણ ઉગવા લાગ્યાં, અને અફીણ ઉગ્યાં એટલે કુમારે સરદારોને અને અન્ય રાજપૂતોને ઉદ્દેશીને કહેવા માંડયું કે: "હરદારોં, થેં હધળા જાંણોહો કી મોરા કાકાજી આગરામેં કામ આયગા હૈ, અર નીચ ગૌડાંતાંને દગલબાજીસું ઇણનેં માર દીયા હૈ. બાદશાહને એક પીંજારારી ચુગલીસું એડો અનર્થ કિયૌ હૈ. અબ હુયગૌ સો હુયગૌ, પર અબાર આગે કાંઇ કરણો, યા બાત મેં આપ હધળાંસું પુછું હું, તો આપ બિચાર કરને મોંનેં જણાયદો."

સરદારો તો આ રામસિંહનાં વચનો સાંભળી કેટલોક વખત તો સ્તબ્ધ જ રહ્યા પછી વિચાર કરીને કહેવા લાગ્યા કે: "કુંવરશા આપ-

ણોંનેં અથ બાદશાહસું લડવામેં તો જય મળ સકે કોય નહિ, જીણરા બાસ્તે અમારો બિચાર તો એઠો હૈ કી અબાર તો આપણે કાંય કરણો નહીં. આગરા જાયને દાવ દેખને ગૌડોતરો વેર લેવારો બિચાર રખણો ચાહિજે. બાદશાહસું લડવારો અમારો બિચાર કોય નહીં."

રામસિંહે પોતાના સરદારોનાં આવાં વચનો સાંભળ્યાં ત્યારે તો તેના ક્રોધનો અને શોકનો પાર રહ્યો નહીં અને ક્રોધમાં ને ક્રોધમાં તે સઘળા સરદારોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ "સરદારોં, આપ હવળા મોરા કાકાજીરી લારમેં બેઠણુવાળા હો, જીણુસું આપ હવળા મોરા પૂજનિક હો. પરન્તુ મોંનેં આપોંરાં વેણુ સુણને શોક હોવે હૈ કી આપ મહારાજરી લારમેં બેઠવાવાળા હો ફીર આપોંરા અંગોંમેં અતરી કાયરતા કઠેસું આયગી? મહારાજરા તો એક રૂંવાડામેં કાયરતાહી કોય નહીં.*

* આપોંનેં રાજપૂતોંરા લક્ષણોંરો કુછ જ્ઞાન હૈ? અર જો નહિં હૈ તો મેં આપોંને સુણાઉંહું આપ ઈણુ બાતરો બિચાર કરને ફીરસું મોંને જવાબ દો."

છપ્પયઃ—યેહ બિરદ રજપૂત, પ્રથમ મુખ જૂંઠ ન બોલે;
યેહ બિરદ રજપૂત, પરત્રિય કાછ ન ખોલે.
યેહ બિરદ રજપૂત, આય આંટે કર જોરેં;
યેહ બિરદ રજપૂત, એક લાખોં બિચ ઓરેં.
જમરાંણુ પાંય પાછો ધરે, દેખિ મતાં અવધૂતરો;
કરતાર હાથ દીધી કરદ, યેહ બિરદ રજપૂતરો.

ગીતઃ—બરસાઁ દસ તણો બાપરે બદલે, રાજા કનૈં રહે રજપૂત;
દેશ બિદેશ ચાકરી દૌડે, ધજવડ હથો કહાડે ધૂત.
સેલ બંધૂક તીર, ખગ સાધન, ખસ ચઢણો, રમણો આખેટ;
છતરી બાત, હાયજ દિખાવે, નર નરનાહ, કહાવૈ નેટ.
છળ બળ દાવ, ઘાવ કામત છત, દરસે જુધ વેળા, જમ દૂત;
કિરમર ઝાલી રહે, નિત કાનૈં, રાજા તદિ માનૈં રજપૂત.
રાજસાળ પોશાળ તણી રૂખ, સમજે ચિત લાવે સરસ;
ભાઁતિ ભાઁતિ તરબિતિ હુવે ભડ, રીતિ ખ્યાઁતિ રંગરાગ રસ.
બાયક સાંચ સામધ્રમ બરતે, ઋધિ ખરચૈ દ્રઢ કાઈ રહે;
સો રજપૂત સહી સરસાતા, લાખાઁ હિ બાતાં સુજસ લહે.

કોઈ કવિને શું પણ કહ્યો હૈ કીઃ—

"હિમ્મત અપાર તાકી કિમ્મત અપાર હોત;
હિમ્મત ગયે તેં ફીર કિમ્મત કહાં રહી?"

હિમ્મતસું કિસોઈ ભારી કામ વ્હૈ જરાંઇ વ્હૈ સકે. ઈણુ બાસ્તે "ઠાકુર" કવિને કહ્યો હૈ કીઃ—

કવિતઃ—શામલ વ્હૈ પીઠમેં, ચરિત્રમેં ન રાખૈ ભેદ;
અન્તર કપટ કછુ, હૌય તો ઉઘરિ જાત.

આપ હથળા ઇણ બાતોંરા ધીરને મોનેં જવાબ દો? કાંઈ આપ ક્ષત્રિ કોય નહીં? આપરા મનમેં શું હિમ્મત ભગ ગઇ હે? આપ રણમેં જાવાસું પગ ક્યું પાછા ધરો હો? ક્ષત્રિયોંરા બાસ્તે વાણીયારી તરીં ઘરાં બૈઠા બૈઠા મૌજ શૌખરૌ કઠે લિખ્યૌ હે? રાજપૂતોંરે ધરમેં માંદા હોયને મરવાસું રણમેં દુસ્મનશું લઢતે મરણો યે વધુ પ્રશંસારો કામ હૈ. આપ બાદશાહશું કાંઈ કરવારા બાસ્તે ડરો હો? આપરે એક શિર અર દો હાથ હે, અર બાદશાહનેં દોચાર શિર અર ચાર આઠ હાથ હે? રણમેં વિજય મિળણોકી ભાગણો યા મરણો ઇણરો આધાર કુછ બળરા ઉપર હે કોય નહીં; યે તો ભગવાન એકલીંગજીરી મરજીરી બાત હે, અર વો જીણનેં વિજય દેવો ધારે ઇણનેં દેવે હે. ધીર ઓછો બળ વ્હે કી વધારે બળ વ્હે."

આ પ્રમાણે દરબારમાં જે વખતે વાતચિત થઈ રહી હતી તેજ અરસામાં હાડીજીએ પઠાણ સરદાર તરફ મોકલેલો દૂત આવી પહોંચ્યો અને તેણે સમાચાર કહ્યા કે "હજુર, પઠાણ સરદાર આજ અપણા બાર હઝાર સરંજામ લૈનૈં આપોંરી લારમેં આવવા નિકળશી, અર આપોંરી બહુત પ્રશંસા કી અર કહ્યૌ હૈકી મૈં મોરા જીવંરા સાટે કુઁવરશારી લારમૈં રહનેં લડશૌં. આપ તૈયાર વ્હેનૈં પધારો."

રામસિંહનાં શિખામણનાં વચનો અને પઠાણ સરદાર તરફથી દૂતે સંદેશો કહ્યો, તે સાંભળી સરદારોની અને અન્ય રાજપૂતોની કાયરતા નાશી જ ગઈ. તેમની ગયલી હિમ્મતે પુનઃ તેમનાં મનોમાં આવી વાસ કર્યો. તેમના શરીરમાં વીરરસનો ભાવ દેખાવા લાગ્યો. તેઓએ

---

અસો ઠાઠ ઠાને જાતૈં, બીના જન્ત્ર મંત્રનતેં,
સાઁપહુકો જહર, ઉતારૈ તૌ ઉતરિ જાત.
"ઠાકુર" કહત યામૈં, કઠિન ન માનૌ કછુ;
હિમ્મત કિયે તૈં કૌન, કાજના સુધરિ જાત.
ચારિ જને ચારિહી, દિશાતૈં ચારિ કોને ગહિ;
સેરૂકો હિલાયકૈ ઉખારૈ તો ઉખરિ જાત.

સોરઠાઃ-હિમ્મત કિમ્મત હોય, હિમ્મત બિન કિમ્મત નહીં;
કરે ન આદર કોય, રદ કાગદ જ્યું "રાજીયા".

દોહાઃ-સબ જગ રિપુહૌ એક હૌ, કૃશ હૌ અર અસહાય;
ઐસી શંકા સિંહકે, સપને હૂ નહિં ભાય;
કહૌ પરગ્ઘે આપરાં, શીખ દિયે શાહૌંહ;
બધે ન ઉમ્મર કાયરાં, ઘટે ન ઝુઝારાંહ.
મન બિશ્વાસી જીવડા, કાયર કિય દોડેહ;
મરશી કોઠે લોહ કે, ઊબરશી ચૌડેહ.

કુમારને જવાબ આપ્યો કે "કુઁવરશા, હમ હધળા હરદાર ઔર રાજપૂત આપરી લારમેં આગરા આવવારા બાસ્તે તૈયાર હોં. અર હમારો બિચાર ઐડો હૈકી આજ સન્ધ્યા સમય અઠસું નિકળ જાઁય."

રામસિંહે તેમને વળતો જવાબ આપતાં જણાવ્યું કે, "હરદારોં, આપોંરી અર હમારી ઇજ્જત એકઠી હૈ, જીણસું આપ ઈણ તરેંસું રાજારા બાસ્તે રણમેં શુંઢો અણમેં કોઈ બડી બાત હૈ? આપોંરી મદદસું સત્રૂઓ આગરા હલાય દેહોં, અર બાદશાહનેં માલુમ દેશોંકી રાઠોડાંસું વેર કરને કોઈ મીળયો?"*

આપ હધળા આગરા આયનૈ ઐડો કાજ કરો કી જીણસું બાદશાહરી આંખ ખુલ જાય અર સ્વર્ગ–મૃત્યુ અર પાતાળમેં આપરા જશ વ્હે જાઁય.† હરદારોં, આપોંરો બિચાર હૈ, વો મોંનેં ઠીક લાગૈ હૈ. આજ સન્ધ્યારા સમયરા આપણ અઠે હુ નિકળ જાઁય. આપ તયાર વ્હેનૈં પધારો.

રામસિંહે દરબાર બરખાસ્ત કરાવતી વખતે કહ્યું કે, "કાકાજી

---

* મેં આપ સઘળોંરી સહાયસું ઐડો કામ કરશોં કી.

કવિત:—આજ ચઢું સાથ લઇ, સઘળે રાઠોડનરો,
ધીર બલબીર બની, શાહ સુધી લાઉં મેં;
આજ ચઢી સારી બાદશાહીકે કે મીરનકો,
મારી અરિ નારીનકો, બિધવા બનાઉં મેં.
ધરી બિકરાળ રૂપ, કાલકે સમાન આજ,
સારી બાદશાહી હાહાકાર બરતાઉં મેં;
આજ ચઢી આગરાપેં, સકલ હિલાઉં રાજ,
કાજ કરૂં અદ્ભૂત યોં, દિલ્લીકો ડગાઉમેં.

છપ્પય:—આજ કરૂં રણ રંગ, જંગ શાહકો જતાઉં;
મારૂં મુગલ પઠાણ, બાણ(તેં) બીરતા બતાઉં.
ગૌડાંતી ઘમસાંણ, કરી હળ ખરાં ફિરાઉં;
શાહ સાહમેં મીર, લડે યમ લોક પઠાઉં.
બળ પાય સકળ રાઠોડરો, હાહાકાર બરતાઈ હોં;
આગરા ગૌડાંતી દોઉં દળ, કરી છિન્ન ભિન્ન ભગાઇ હોં.

† છપ્પય:—બણી કેશરિ બીર, ધીરર ધરિ લડો રાઠોડાઁ;
પકડી પછાડહુ મીર, બીર મારો સહુ ગૌડાઁ.
રંડી અમરરી નાર, નાર બહુ અહિરી રંડે;
જહાં રાઠોડાં રંગ, જંગ જાણે જગ મંડે.
અણરીત કાજ કરી આગરા, નામ કરો જગમેં અમર;
જસ ગાઁય કવિ તિહૂં લોકમેં, હૂર પતિ પાવે અંબર.

છણુ બખત આગરા પધાર્યાં ઇણુ બખત છણુ જગાપર કસુંબા હુવા હડા અઠૈ કસુંબારૌ બંદોબસ્ત કરાણો."

દરબાર બરખાસ્ત થયો. સહુ સરદારો અને અન્ય રાજપૂતો પોતપોતાનાં સ્થળે ગયા, અને કુંવર રાજમહેલમાં ગયા.

---

## પ્રકરણ બાવીસમું

### અરજુન ગૌડનું અપમાન

દગલબાજી કરવા થકી, કદિ ન થાય કલ્યાણ;
જાતે કરિને જોઇ લ્યો, જો ચાહો તે લ્હાણ.

અરજુન ગૌડ પોતાનાં નાક કાન વીર અમરસિંહજી પાસે કપાવી સાંજના દરબાર વખતે બાદશાહ પાસેથી ઈનામ મેળવવા સારૂ દરબારમાં જવા તૈયાર થયો. તે ચાલવાનો વિચાર કરીને ઉઠ્યો કે કોઇએ છીંક ખાધી, એટલે પાછો નીચે બેઠો અને પાણી મંગાવી પી લીધું, અને પુનઃ ચાલ્યો. પોતાના રહેવાના મકાનના દરવાજા પાસે આવ્યો એટલે બિલાડી આડી ઉતરી; વળી પાછો તે બેઠો અને થોડી વારે લાલચમાં ને લાલચમાં ઉઠીને ચાલ્યો. પોતાના વાડા-કમ્પાઉંડના દરવાજા પાસે આવ્યો એટલે કુતરાએ કાન કર્યા. આમ ઉપરા ઉપર તેને દરબારમાં જતાં ત્રણ વખત અપશકુન કરાવી કુદરતે તેને દરબારમાં જવા ના પાડી; છતાં પણ જેનું મન લાલચમાં ફસાયલું છે, જેનું મન વિશ્વાસઘાત કરવાથી દૂષિત થયલું છે, અને જેણે વીર અમરસિંહજી સાથે સંધિ કરતાં વચ્ચે શંકર ભગવાનને રાખ્યા હતા, અને વીર અમરસિંહજી સાથે દગો કરી શ્રીશંકર ભગવાનનો મહાન્ અપરાધ કરેલો છે, તેને તે અપરાધનું ફળ ચાખવાનું બાકી છે. પાપી અરજુન ગૌડ પોતાની સાથે બે ચાર માણસો લઇ અપશકુનને નહીં ગણતાં દરબારમાં જવા ચાલ્યો.

સવારમાં અરજુન ગૌડે દગો કરી અમરસિંહને માર્યાના અને મરતાં મરતાં પણ વીર અમરસિંહે તે વિશ્વાસઘાતીને નાક કાન કાપવાની શિક્ષા કરવાના સમાચાર નગરમાં ફરી વળ્યા જ હતા. લોકો આ નાકકટ્ટા ભાગ્યશાળીનાં દર્શન કરવા ઉત્સુક બની રહ્યા હતા. અને એવી ઉત્સુકતામાં આ ભાગ્યવાન બજાર વચ્ચે થઇ રસ્તો હોવાથી દરબારમાં જવા નીકળ્યા. એણે નાક અને કાન ઉપર પાટા બાંધેલા હતા. તેથી પોતાની જ્ઞાતિ અને સગા બનેવીના દ્રોહી અરજુન ગૌડને લોકો અનુમાનથી ત્વરિત ઓળખી ગયા. એક બીજાની વાત ઉપરથી તેની બજારમાં થઇ પસાર થવાની વાત તેના આગળ ને અગાળ બજારમાં

ત્વરિત જાહેર થતી ગઈ, અને રસ્તાની બન્ને બાજુ આ દુષ્ટ કર્મ કરનાર અરજુનને જોવા સારૂ પુષ્કળ માણસ એકત્ર થયું. તેઓ એક બીજાને ઇસારાથી આ પાપીની ઓળખ કરાવતા હતા, પરન્તુ કોઇ પણ માણસ તેનું નામ લેતું નહોતું, કારણ કે લોકો જાણતા હતા કે આ ચોર પાતકીનું નામ લેવાથી કદાચ આપણે પણ પાપી બની જઇશું! જો કે અમારે પણ આવા પાપીનું નામ લેવું ન જોઇએ, તેમજ અમારા વાંચકો પાસે પણ તેનું નામ વંચાવવું લેવડાવવું નજ જોઇએ, પરન્તુ કાર્યવશાત્ તેનું નામ નિરૂપાયે લેવું લેવડાવું પડે છે. આ પાપી રસ્તો વટાવી આગળ જતો ગયો તેમ તેમ લોકો તેની હેકારી કરવામાં પણ પાછા પડતા નહોતા. પાપી ગૌડ તેના માટેની આ લોક લાગણી જોઇ લજવાતો પણ હતો, પરન્તુ લોભમાં ફસાયલા તે પાપીની બુદ્ધિ બેહેર મારી ગયલી હોવાથી દરબારમાં જવાના પોતાના વિચારને અડગ વળગી રહ્યો. છેવટ લોકોની હેકારી ઠઠ્ઠા મશ્કરી વચ્ચે આ પાપની મૂર્તિ રાજમહેલ પાસે આવી પહોંચી.

આ પાપી આગળ દરબારમાં જવા ચાલ્યો એટલે તુરત જ પેહેરાવાળાએ તેને અટકાવ્યો, તેથી ગુસ્સે થઇ કહેવા લાગ્યો કેઃ "મીયાં, મેરેકો પહેચાનો તો સહી. મેં ગૌડદેશકા રાજા અરજુન ગૌડહું ઔર દરબારમેંસેં બીડા ઉઠાકે અમરસિંહ રાઠોડકો મારને ગયા થા. ઔર ઉસકો મારકે બાદશાહ સલામતસેં હુકુમકે મુવાફિક ઇનામ લેનેકો જાતા હું."

પેહેરાવાળાએ તેને જવાબ આપતાં જણાવ્યું કેઃ "મેં આપકો બરાબર જાનતા હું, લેકિન આપકે યે નાક કાન કટ ગયલે હેં, ઇસસેં મેં આપકો દરબારમેં જાને નહીં દુંગા. કયા આપકો માલુમ નહીં હેકી નાક કટે આદમીકો દરબારમેં જાને દેનેકી શાહી મના હે?"

અરજુન ગૌડ કહેવા લાગ્યો કેઃ "મીયાં, નાક કટે આદમીકો દરબારમેં જાને દેનેકી શાહી મના હે વો મેં બરાબર જાનતા હું, લેકિન મેરે નાક કાન તો કોઇ બુરે કામમેં કટે નહીં હેં. મેં યે મેરે નાક કાન તો મેં અમરસિંહકો મારનેકો ગયા થા ઉસમેં મેરેભી નાક કાન ઉસને કાટ દીયે હે."

પેહેરાવાળાએ સામો જવાબ આપતાં જણાવ્યું કેઃ "વો બાત તો ઠીક હે, લેકિન આપને ઉસસેં કુછ બીરતા કરકે અમરસિંહકો નહીં મારા હે. ઉસકો તો તુમને દગલબાજીસેં મારા હે. ફીર તુમ ઇનામ કાયકા લેનેકો જાતે હો? ભગ જાઓ, ભગ જાઓ. તુમકો ઐસી બહાદુરી કરનેસેં શરમભી નહીં આતી હે?"

અરજુન ગૌડ આ પેહેરાવાળાનાં તિરસ્કાર યુક્ત વચનોથી ક્રુધિત થઇ કહેવા લાગ્યો કેઃ "મીયાં, તુમકો ઉસકી છક્ક કરનેસેં કયા ફાયદા હે? તુમ તુમારા કામ કરો. જાએ બાદશાહ સલામતકો જાકેં વરદી દો, ઔર સલામતકા જો ફરમાન હોવે વો મેરેકો માલુમ કરો."

પેહેરાવાળાએ અરજુન ગૌડને પેહેરા આગળ અટકાવ્યો અને એક બીજા સિપાઇને બોલાવી હકિકત સમજાવી વરદી કહેવા મોકલ્યો. સિપાઇએ જઇને નવા "નકીબ"ને જાહેર કર્યું. "નકીબે" હાથ જોડી બાદશાહને અરજ કરી કેઃ "ખુદાવિંદ દીન દિલ્લીકે ખાવિંદ, નીચું વો અરજુન ગૌડ આયા હૈ, લેકિન અમરસિંહને ઉસકે નાક કાન કાટે હૈ, ઇસસે ઉસકો પૈરેવાલેને અટકાયા હૈ, તૌ ઉસકે લિયે ખુદાવિદકા કયા ફરમાન હૈ?"

બાદશાહઃ—"નકીબ, ઉસ પેહેરેવાલેને ઉસ હરામીકો અટકાયા વો બરાબર હૈ, ઔર ઐસે હરામીકોં દરબારમેં લાના વોભી રાસ્ત નહીં હૈ, લેકિન ઉસકો યહાં બુલવાકે યે સબ ખાન ઉમરાવોંકો ઉસકા ખ્યાલ દેના ચાહિએ. ઇસસે ઈસ પાપીકો દરબારમેં લાનેકી જરૂરત હૈ. બાસ્તે પેહેરેવાલેકો બોલો કી ઉસકો આને દે."

નકીબઃ—"જો હુકુમ ખુદાવિંદ."

નકીબે બાદશાહનો હુકમ સિપાઇને કહી સંભળાવ્યો અને સિપાઇએ નીચે આવી અરજુનને દરબારમાં જવાનું જણાવ્યું. તે તેની સાથેનાં માણસો સાથે દરબારમાં ગયો અને બાદશાહને કુરનસ કરી.

બાદશાહે તેને કહ્યું કે, "અય ગૌડ, તુમકો નાક કાન કટવાકેં દરબારમેં આતે કુછ શરમ નહીં આઇ? ઔર નાક કટે આદમીકો દરબારમેં આનેકી શાહી મના હૈ વો તુમકો માલુમ નહીં હૈ? કી જીસસે તુમ દરબારમેં આયે હો?"

અરજુનઃ—"ખુદાવિંદ, શાહી ફરમાનકે મુવાફિક મૈં અમરસિંહકો મારકેં, પટા લેનેકો આયાહું. ફીર ઉસમેં શરમ કાયકી?"

બાદશાહઃ—"અય ગૌડ, તૈંનેં શાહી ફરમાનકા અપમાન કીયા હૈ. ઉસકાભી તો તેરેકો કુછ ખિયાલ હોતા થા. તેરેકો ફરમાયા ગયા થા કી અમરસિંહકો ચેતના કરાકેં મારના યા પકડના, ફીર તૈંનેં દગા કરકેં ઉસકો કયું મારા? ઔર ઐસે બીરકો દગેસેં મારકેં ફીરભી તું પટા લેનેકો યહાં આયા હૈ? નમકહરામ તેરે જૈસે હરામીકો કુછભી દેના રાસ્ત નહીં હૈં."

અરજુનઃ—"ખુદાવિંદ સલામતને મેરેકો પાંચ લાખકા પટા દેનેકો ફરમાયા થા; ફીર મેં સલામતસેં યે કયા સુનતાહું?"

બાદશાહઃ—"અય કમબખ્ત, તું જો સુનતા હૈ વો બરાબર હૈ. તેરે જૈસે જાતિદ્રોહી ઔર સગે બનેઇકો દગાસેં મારનેવાલે હરામીકો પટા દે કરકેં, બાદશાહતકો કલંકિત કરના મેં નહિં ચાહતા. કમબખ્ત, તેરેકો જો ઇસ હરામી કામકી સજા હોની ચાહિએ વો તો મરતે મરતેભી વીર અમરસિંહ કર ગયા હૈ. ઇસસેં જ્યાદા સજા મેં તેરેકો ક્યા કરૂં? મેં તેરેકો મરવા ડાલતા, લેકિન તેરે જૈસે નાક કટેકો જીન્દા રખનેસેં તેરી સુરત દેખકે ઔર કોઇ તેરે જૈસા કામ નહીં કરેગા; ઇસસેં તેરેકો મારના મેં રાસ્ત નહીં માનતાહું."

અરજુનઃ—"ખુદાવિંદ, કુછ ખિયાલ કિયા જાય કી મેં શાહી ફરમાનસેં મેરે સગે બનેઇકો મારનેસેં બેઇજ્જત હુવાહું; ફીરભી ખુદાવિંદ પટા દેનેકો ઇન્કાર હોતે હૈં; યે ક્યા બાત હૈ?"

બાદશાહઃ—"કમબખ્ત, ચલાજા યહાંસેં. શાહી ફરમાનકા અપમાન કરકેં ફિરભી જ્યાદા જિક્ર કરતાહૈ? ચલાજા જલ્દ, નહીં તો તેરા રાજભી છીન લીયા જાયગા. તેરે જૈસે પાપીકા મુ દેખનેસેં ભી પાપી હોના પડતા હૈ. નકીબ, ઇસ કમબખ્તકો યહાંસેં હટાઓ."

નકીબઃ—"અરજુન, ચલે જાઓ; ઇનામ મિલ ગયા. અબ જ્યાદા જિક્ર કરકેં ક્યા ફાયદા ઉઠાને માંગતે હો? તુમકો હોનેવાલા ફાયદા તો અમરસિંહ દે કરકે ગયા હૈ, ફીર યહાં ક્યા લેને આયે હો? ચલો, ચલે જાઓ જલ્દ."

આમ કહી અરજુનનો હાથ પકડી નકીબે તેને બહાર કહાડયો, એટલે બાદશાહે અન્ય ખાન ઉમરાવોને ઉદ્દેશીને કહેવા માંડયું કે: "અય ખાન ઔર ઉમરાવ, આપ દેખો. યે અરજુન ગૌંડને કૈસા નીચ કામ કીયા હૈ. ઉસકો મૈંને આપ સબકે સુનતે બીડા ઉઠાતે સમય બરાબર કહા થા કી અમરસિંહકો ચેતના કરકેં મારના; ફીર ઉસ હરામીને દગા કરકેં ઉસકો મારા. અગર જો અમરસિંહને ઉસકે નાક કાન નહીં કાટે હોતે તો મેં જરૂર ઉસકા નાક કાન કાટનેકા હુકમ ફરમાતા. ઐસે હરામી કામ કરનેવાલે આદમીકો જીના ભી તો રાસ્ત નહીં હૈ? ઉસ કમબખ્તને રાજપૂત હો કેં, રાજપૂત ઔર અપના સગા બનેઇકો દગાસે મારા, ઉસકો દરબારમેં લાના વોભી રાસ્ત નહીં થા. લેકિન તુમ સબકો ઉસકા યે નતિજા દિખલાને કે બાસ્તે મૈંને દરબારમેં બુલાયા થા. આપ સબને ઉસકે હાલ અપની આખોંસેં દેખે હૈં, ઔર સુને હૈં. ઇસસેં મેં ઐસી આશા રખતાહું કી આપમેંસેં કોઇ કભી ઐસા બદકામ મત કરેં."

બાદશાહે પોતાનું ભાષણ ખતમ કરી દરબાર બરખાસ્ત કર્યો, અને પોતે જનાનખાનામાં ગયો. બાકીના ખાન ઉમરાવો અરજુન ગૌડની નિંદા કરતા અને તિરસ્કાર આપતા તથા બાદશાહના ન્યાયની પ્રશંસા કરતા પોતપોતાનાં સ્થળે ગયા.

આવા જ્ઞાતિ અને દેશદ્રોહી રાજપૂત કુલકલંકને ધિક્કાર છે, જેણે અમરસિંહ જેવા વીરને દગલબાજી કરી પછાડીથી ઘા કરી ઘાત કર્યો. પરન્તુ વીર અમરસિંહે મરતાં મરતાં પણ પોતાની વીરતા પૂર્ણપણે દર્શાવી, તે દુષ્ટના નાક કાન પોતાની કટારીથી કાપ્યાં; અને જે સજા આવા કૃતઘ્નીને થવી જોઇએ તે સજા કરી. વળી બાદશાહના ન્યાયની પણ પ્રશંસા થવા લાગી કે, જેણે આ નીચને પટો ન આપતાં તિરસ્કારી કહાડ્યો. આમ નગરમાં લોકો અરજુનને ધિક્કારવા લાગ્યા, અને વીર અમરસિંહની તથા બાદશાહની પ્રશંસા કરવા લાગ્યા.

---

## પ્રકરણ તેવીસમું

### રામસિંહની આગરા ઉપર સવારી

દોહાઃ—રામસિંહ રણમત્ત વ્હૈ, ન્હડયૌ આગરા બંક;
માનૌ મૃગનકે જુથ્થ પૈં, ચલ મૃગરાજ નિઃશંક.

આખરે સાંઝના પાંચ વાગ્યાના સુમારમાં જે સ્થળે મહારાજ અમરસિંહ આગરા જતાં કસુંબો પીવા બેઠા હતા, તે જ જગાએ રામસિંહે બિછાયત કરાવી હતી. ત્યાં તમામ રાઠોડો એકઠા થયા, એટલે રામસિંહ પણ ત્યાં આવ્યા. રામસિંહના આવ્યા બાદ કસુંબા શરૂ થયા. તમામ રાઠોડોએ કસુંબા લીધા, અને કસુંબા લેવાથી તેમના મોં ઉપર વીરરસનો ચમકાર દર્શાવા લાગ્યો. કારણ તેનું નામ "અમલ" છે અને અમલ લેવાથી તે લેનારના શરીરમાં અમલ આણે છે, અને તે જ મુજબ રાઠોડોના શરીરમાં પણ નવીન અમલ તૌર–જોર આવ્યો. અમલ કસુંબા થઇ રહ્યા પછી હોકા ફરવા લાગ્યા અને હોકા પીને તૈયાર થયા એટલે કુંવરે સવારી કુચ કરવાની આજ્ઞા ફરમાવી. તમામ રાઠોડો પોતપોતાના વાહનોપર સવાર થઇ ગયા. વાદ્યો વાગવા લાગ્યાં, અને કુંવર રામસિંહનું રાઠોડ સૈન્ય આગ્રાના પંથે પડ્યું.

જે વખતે ક્રોધના આવેશમાં આવેલા રાઠોડોનું સૈન્ય ચાલવા લાગ્યું, તે વખતે શેષનાગનું ફણ કસકવા લાગ્યું, કૂર્મની પણ ઠસક છુટી ગઇ. વળી દિગ્ગજોના મનમાં પણ શંકા થવા લાગી કે, આ રામસિંહ આટલું બધું

સૈન્ય લઇ ચઢયો છે, તે અમને તો કંઇ નડશે નહીં? દેવોના રાજા ઇન્દ્રના મનમાં પણ પોતાના રાજ્યની રક્ષા સારૂ ચિંતા થવા લાગી, અને અપ્સરાઓ કુઁવર રામસિંહ લડાઇ સારૂ ચડયો છે તેથી તેમને પતિઓ મળશે એમ આનંદમાં લીન થઇ આકાશમાં પોતપોતાનાં વિમાનોમાં આવી સ્થિત થઇ. શંકર પણ પોતાને વીર પુરૂષોના મુણ્ડોની માળાઓ બનાવવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી આનંદમગ્ન થઇ રામસિંહનું સૈન્ય જોવા આવ્યા, અને સૈન્યની રચના જોઇને ખુશ થઇ નાચવા લાગ્યા. માંસનું ભક્ષણ કરવા તથા રૂધિરનું પાન કરવાના ઇરાદાથી ડાકિણીઓ અને ભૂત પ્રેતો પણ આવ્યાં, અને પોતાના પ્રભુ, ભગવાન્ શંકરના આનંદમાં ભાગ લઇ નાચવા લાગ્યાં. વીર રામસિંહને પ્રયાણ વખતે સારાં શકુનો થયાં, અને તેથી રાઠોડો ખુશ થતા ત્વરિત રસ્તો કાપવા લાગ્યા. રસ્તામાં જેમ જેમ ક્ષત્રિયોની જગાઓ આવતી હતી, તેમ તેમ તે તે સ્થળના ક્ષત્રિયો રામસિંહના સૈન્યમાં શામિલ થતા હતા. કારણ સહુ કોઇ બાદશાહના વર્તનથી કંટાળેલા હતા, અને તેથી રામસિંહ જેવા વીર સરદારની સરદારી નીચે તેઓ આનંદથી લડવા જોડાતા હતા. માત્ર ક્ષત્રિયો દાવ મળવાના અભાવે જ બેસી રહેતા હતા, પરન્તુ જ્યારે અનાયાસ પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે તે પોતાનું ધૈર્ય કાયમ રાખી શકે એ અસંભવિત જ હતું.

રસ્તામાં જતાં તેમને પઠાણ સરદાર મીર મીયાં પણ પોતાના બાર હઝાર પઠાણો સાથે મળ્યા. રામસિંહ સાથે જુદા જુદા સ્થળેથી એકત્ર થયલા એક લાખ રાજપૂતો ચડયા, અને બાર હજાર પઠાણો, એ રીતે એક લાખ ને બાર હજાર સૈન્ય સાથે રામસિંહ આગરા ચઢયો.*

---

* તે વખતની સવારીની શોભા એવી હતી કેઃ—

છંદ

ગજંકી લાર સાર ધાર એક સાથ ચલ્લિયં, હયકી હાર ભાત ભાત જાત લાર ભલ્લિયં,
સુબીર ધીર ભીર દેખ ભાન સાન ટલ્લિયં, ચડયો રાઠોર સેન ભાર શેષ ભૂવ હલ્લિયં.
ભ્રૂકુટી કોપ તેં ભરી, ફુરરફુરર ફુરકિકયં, સુરામ રામ રૂપ ધાર આગરા અરકિકયં
હિશાન દન્તિ કેર દન્ત કર્ર કર્ર કકિકયં, કરાલ કાલસે અરિન કેર દીલ દકિયં.
રોઠોર મુચ્છ તાવ દેત ઘોર વાદ્ય ગર્જિતં, મનૌ અકાશ ઇન્દ્રરાજ મેઘસાજ સર્જિતં,
ચલંત અશ્વ ગર્જ રજ્જ ઉડ્ડ અર્ક વિસર્જિતં, પ્રભાવ અંતકં અતિય નીજ પ્રભાવ વર્જિતં.
કરંત હૂક ફૂક અશ્વ ગર્જ બાર બારયં, કાયર ડરઁત પરંત લર ખેરંત ધીરન ધાર્યં,
સુધ્યાન છોડ ધૂર્જટી લગે કરન બિચારયં, બીધિ કરંત બેદકો સુચુકિકયે ઉપારયં.

છંદ—મૌક્તિકદામ—

ચડંત સુરામ હૈ આગરા બંક, મનૌ મૃગપેં બીન બાગરા રાંક;
ધરાધર ભાર ન ધમ્મ ધમંક, બલે ભલકે ચમકાર ચમંક.

એમ ધસમસ કરતાં રામસિંહની સવારી આગરા ચાલી. આ હકિકતની બાદશાહને ખબર પડી એટલે તેના મનમાં આગરાના રક્ષણને માટે ભારે ચિંતા થઇ પડી, કારણ કે બાદશાહ સારી પેઠે જાણતો હતો કે રાઠોડોના સામે આગરાનું સૈન્ય બિલકુલ ટકી શકે તેમ નથી. નકામાં હજારો ને લાખો માણસોને પક્ષનાં મરાવી નાંખવાં તે અર્થ વગરનું છે, માટે કોઇપણ રીતે નિકાલ થાય તો કરી નાંખવો. પુનઃ તેના મનમાં બીજો વિચાર થયો કે પઠાણ સરદારને કોઇપણ ઉપાયે મેળવી લઇ તેની માર્ફત રામસિંહને નાસીપાસ કરી પાછો કહાડવો. આમ વિચાર કરી પોતાના એક દૂતને તમામ હકિકતથી વાકેફ કરી પઠાણ તરફ પત્ર લખી મોકલવાનો વિચાર કર્યો, અને માણસ મોકલ્યો.

---

## પ્રકરણ ચોવીસમું

### બાદશાહનો પ્રપંચ

દોહાઃ-કરી મિત્રતા જાહિંસૌં, તાહિં દગાકર જોય;
વાહી પઠાણ ન માનિહૌ, નિમકહરામી સોય.

બાદશાહે પઠાણ સરદાર ઉપર પત્ર લખી દૂતની સાથે મોકલ્યો તે પત્રમાં નીચેના મતલબની હકિકત જણાવી હતી.

"પઠાણ સરદાર મીરખાંન,

'શાહાનશાહ શાહજહાઁન તુમકો ફરમાન કરતા હૈ કી તુમ પાક 'મુસલમાન હો, ઔર શિર્ફ બાસ્તે બાદશાહતકે ઔર બાસ્તે દીનકે તુમકો 'લાજિમ હૈ કી, હરબખ્ત બાદશાહતકી તરફમેં રહના ચાહિએ. હમારે

---

હરી ગજકી અતિ લારહલંત, રથન્નકી બીર સુલાર ચલંત,
મગં બીચ બીર સુઆય મલંક, સેના નિરખંત અરીય જલંત.
સુરંકર ભીર અકાશ અપાર, હૂરં ભઈ આય અકાશમેં લાર,
શ્રૃગાલ રૂ વાયસ સ્વાન ન પાર, ભયે સ્થિત શિવ સમાધિ બિસાર.
સહે નહીં ભાર સહસ્સ ફણીશ, ડરત્ત પરત્ત દિશાનકે ઇશ,
દિગ્ગજ્જન ભાર સહેં કર ચીસ, કછપ્પ કસૈ પીઠ દંતન પીસ.
છપ્પયઃ-રામસિહ રણ બંક, શંક બીણુ ચડયો આગરા,
મનૌ કરકૈં ક્રોધ, મૃગનપૈં ચલ્યો બાગરા.
સજી સેન ચતુરંગ, અંગ આનંદન પારં,
સંગ ચડે રાઠોડ, ભેડ સહ કોટ અપારં.
અણરીત ચડયો રાઠોડ જબ, શેષશિષ કસકન લગ્યૌ,
ચૂકિયો પદન બીધિ બેદરો, શંભુ ધ્યાનતે ડગમગ્યૌ. (પ્રાચીન)

'સુનનેમેં આયા હૈ કી, તુમ નાગોરકે સરદાર અમરસિંહકે ભતીજે રામ-સિંહકે સાથમેં બારા હજાર પઠાનોંકા લેકરકે આયેહો, યે બાત અચ્છી નહીં હૈ. ઔર તુમ હૌ ભીતૌ બાદશાહતકે સરદાર, ફીરભી તુમ બાદ-શાહતકે સામને હાથ ઉઠાનેકા તયાર હુએ હો, યેભી બડી તાજુબીકી બાત હૈ! ઇસસેં બાદશાહકો તુમારે બાસ્તે શંકા હો રહી હૈ. ખૈર જો હો ગુજરી ઇસમેં કુછ તુમકો યા હમકો ખૌફ કરનેકી ઇસ બખ્ત જરૂરત નહીં હૈ. લેકિન બાસ્તે બાદશાહતકેં ઔર દીનકે તુમ રામસિંહકો સમઝાકે પીછા લૌટા દો; અગર વો પીછા લૌટનેકે બાસ્તે ઇનકાર હોવૈ તો તુમ ઇસકા સાથ છોડકે બાદશાહતકે તરફસેં લડનેકો શામિલ હો જાઓ. અગર તુમ બાદશાહકે સાથમેં શામિલ હો જાઓગે તૌ તુમારા યે ગુનાહ બાદશાહ સલામત માફ કરેગા, ઔર તુમકો તુમારે પદ્દેસેં બઢતી દી જાયગી. અગર જો તુમ ઇસ શાહી ફરમાનકો ઇનકાર કરોગે તૌ તુમ બાદશાહકી સખત ખફગી ઉઠા લૌગે."

આ મતલબનો પત્ર દૂતને આપતાં સાથે સાથે તેને એમ પણ કહેવામાં આવ્યું કે "દેખો, ઇસ રૂકકેસેં કુછ હો સકૈ નહીં તૌ તુમ ઔરભી કુછ તરકીબસેં નિકાલ કરનેકી બાત ભી કરના, ઔર હો સકે વહાં તક નિકાલ કરકેં આના."

દૂતે "જો હુકમ, ખુદાવિંદ" એ મુજબ જવાબ આપી ચાલતી પકડી.

દૂત આગરાથી થોડે દૂર જ્યાં રામસિંહની છાવણીમાં પઠાણ સરદારનો તંબુ હતો ત્યાં આવ્યો, અને સીપાઇ સાથે તેના આવવાની વરદી કહેવડાવી.

પઠાણ સરદારે સીપાઇને આજ્ઞા કરી કે "ઉસકો આને દો."

સીપાઇ બહાર ગયો અને આગરાવાળા દૂતને લઇને પોતાના સરદાર પાસે આવ્યો. તેણે આવીને સરદારને કુરનસ કરી અને પઠાણે બતાવેલા આસન ઉપર બેઠક લીધા બાદ બાદશાહનો રૂક્કો પઠાણ સરદારને આપ્યો. તેણે રૂક્કો વાંચ્યો, અને બાદ-શાહે પોતાને ધમકી આપવાનો તથા ફોડવાનો પ્રયાસ રૂક્કામાં કર્યો છે, એથી અતિશય ક્રોધાયમાન થયો, અને દૂતને કહેવા લાગ્યો કે; "અય મીયાં, ક્યા બાદશાહ મુઝકો ડરાને માંગતે હૈંય ? ક્યા મૈં ઔર મુસલમાનોંકે મુવાફિક ડરપોક યા લાલચસેં ફૈસ જાનેવાલા હું ? બાદશાહ અપની દિલ્હીકી ફૌજ લેકરકે મેરે સામને લડનેકો આયેંગે તૌભી મૈં લડનેકો તયાર હું. યે તો દિલ્હીકા બાદશાહ હૈ, લેકિન ખ્યાત સારી જહાંનકે બાદશાહોંકો લેકરકેંભી આયગા તૌભી મૈં

બાદશાહસેં ડરતા નહીં હું. કયોંકી મેં બરાબર જાનતા હું કી, હરેક આદ-મીકો એક રોજ મરનાહી હૈ. ચહાય આપ બડા જંગ જીતનેવાલા હો અગર તૌ ડરપોક હો, કોઈ ભી બચ નહીં સકતા હૈ. જબબી એક રોજ મરના હૈ તૌ ફીર શુરવીરોંકો લાજીમ હૈકી જંગકા દાવ કભી ન ચૂકના; ફીરસેં ઐસા મૌકા મીલા યા નહીં. જંગમેં લડતે હુએ મરે શુરવીરોંકો યહાંસેં ભી બઢકેં સુખ આગે મીલતે હૈં. ફીર જંગકે મૌકેસેં મેં કયું પલટ જાઉં? ઔર ડરૂંભી કયું? અગર જંગમેં મરા તો ઇસસેં બઢકેં સુખ મીલેગા, ઔર જંગમેં જીતા રહા ઔર જંગ જીતા તૌ મેરી ઇજ્જત બઢેગા, ઇસસેંભી મૈં ડરતા નહીં હું, ઔર બાદશાહકી તરફદારીભી કર નહીં સકતા હું. બાદશાહકે દીલમેં ઐસા ભી હૈકી પટેકી લાલચસેં મેરેકૌ ફસાના; લેકિન મેરે પાસ જો પટાહૈ ઇસસેં બઢકેં મેરેકો જરૂરત નહીં હૈ. ઔર જો હૈ વો કોઇભી ખાલસા મેરે જીતે કર નહીં સકતા હૈ.”

“અગર જો બાદશાહ યે સમઝના ચાહતે હૈંકી, મૈં યે રાજપૂતકી મદદમેં કયું આયા હું, તૌ તુમ બાદશાહસેં પેશ કરોકી યે તૌ રામસિંહ લડનેકો આયા હૈ, ઔર મેં ઇસકી તરફદારી કરકેં આયા હું; લેકિન વો નહીં ચઢ આતા તૌ મેં અપને આપ ચઢકેં આતા. કયુંકી અમરસિંહ મેરા “પધડીભાઇ” થા, ઔર ઇસકો મારનેવાલે ઔર મરવાનેવાલેકી શુધ જરૂરસેં મેરે લેની ચાહિએ. અગર જો મેં અમરસિંહકે મારને ઔર મરવાનેવાલેકો બદલા ન દેઉં તૌ મેં નમકહરામી કહલાઉંગા. ઐસા કામ પઠાણ લોગસેં કભી બન નહીં સકતા હૈ. ઇસ બાસ્તે મેં અલબત્ત અમરસિંહકા બદલા લેનેકે બાસ્તે બાદશાહસેં લડુંગા. ઇસમેં મેરેકો કિસીકાભી ડર નહીં હૈ. બાદશાહકો ખુશ હોના ચાહિએ કી મેં એક પાક મુસલમાન હો કરકેં બચન ઔર દોસ્તદારીકે ખાતિર મેરે જાનકીભી પરવા ન કિયે બગર બાદશાહસેં લડનેકો આયા હું. બાદશાહકો પેશ કરો કી બડે શોકકી બાત હૈકી અપને રૂકકેમેં આપ ફરમાતે હૈકી “દીનકે ખાતિર” બાદશાહકો મેરે મીલના. કયા, અમરસિંહને દીનકા કુછ બિગાડા કીયા થા કી જીસસેં ઉસકો મરવા ડાલા? ઔર જબ મેં અમરસિંહકે ભત્તીજેકી સાથ અમરસિંહકે વેરકી વસુલાત કર-નેકો આયા હું તો ઉસમેં દીનકા નામ આગે કરકેં મેરેકો ફોડનેકો મેરે પર અપની જાલ ડાલા ચાહતે હૈ? દીનમેં કૌનસી જીગાપર કહા હૈકી બીન અપરાધિયોંકોભી મારો? ઇસ રીતસેં દીનકે નામસેં જાંઠ ફાયદા ઉઠાકેં બાદશાહી કરનેવાલા બાદશાહકો લ્યાનત હૈ. દીનકે નામસેં તુમ લોગ, મૌજ શૌખ કરનેવાલે મુસલમાનોંકો ફસાઓ; હમ લોગ નહીં ફસ સકતે. ઐસે

બાદશાહકી ઝૂંઠ જાલમેં ફસનેવાલે મુસલમાનોંકો ઉસ બાદશાહસેંભી બઢકેં હ્યાનત હૈ. જાઓ, તુમ જા કરકે યે સબ બાત બાદશાહકો પેશ કરો કે, હમ સચ્ચે પઠાન લોગ કભી ફૂટ નહીં સકતે.

હાં, અગર બાદશાહ રામસિંહસેં નિકાલ કરના ચાહતે હોંગે, તો મેરેસેં બન સકેગા ઇતની મદદ મેં બાદશાહકે ઉસ કામમેં અલબત્તાં કરૂંગા. અગર નિકાલ કરના હોગા તો મૈં તીન રોજ તક રામસિંહકો યહાં પર ઠહરનેકા કહુંગા, લેકિન ચૌથે રોજ તો હમ લોગ જરૂર આગરામેં હલ્લા કરેંગે. અગર બાદશાહકો ઠીક માલુમ હો નિકાલ કરૈ, યા અપના સેનકો તયાર કરકેં લડનેકો આવેં; હમ લોગં સભી બાતસેં તયાર હૈં. બાદશાહકો યેભી પેશ કરૌ કી લડાઇકે કામમેં હમ પઠાણ લોગોંકોભી હિન્દુસે માને જાંય. હમારે પર મુસલમીન સમઝ કર કુછ રહમ ન કી જાય. હમ લોગ દીનકો પહચાનનેવાલે સચ્ચે મુસલમીન પઠાણ હૈં. દીનકે સચ્ચે દુશમીનકે સામને હમારે શરીરકા એક બાલ રહેગા વહાંતક લડકે ઐસે દુશમીનકા દાવ લેનેવાલે હૈં, મગર ઝૂંઠ દીનકે નામસેં નિરપરાધિયોંકો મારનેવાલેકા સામના ભી ઐસા કરેંગે. ઇસ બખત ભી હમલોગ બાદશાહકો બગૈર શરમ–શિકારસકે અમરસિંહકો મારનેકા બદલા દેંગે. બસ જાઓ. તુમ યે સબ બાત બાદશાહકો પેશ કરો. અબ મેં જીયાદા કુછ ભી કહને નહીં માંગતા."

દૂતે પઠાણ સરદારનું કહેવું સાંભળી તેને ખાત્રી થઇ કે તે કોઇ પણ રીતે ફૂટી શકે તેમ નથી. તેથી તે નમ્રતા પૂર્વક વિનંતિ કરી કહેવાં લાગ્યો કેઃ–"હુઝુર, અગર બાદશાહ સલામતકે રૂક્કેકા કોઇ નિકાલ હો સકે યું નહીં હૈ, તો ફીર નિકાલકે રાહ પર બાત કરના ચાહિયે, ઔર ઇસ ઝઘડેકા અંત લાના ચાહિયે. હુઝુર, ઇસ ખ્યાલ કરેં કી ઇસ ઝઘડેમેં બહુતસે હિન્દુ ઔર બહુતસે મુસલમીન કટ જાંયગે, ફીરભી અમરસિંહજી જીંદે નહીં હો સકતે હૈં. ઇસસેં ભી નિકાલ કી બાત શુરૂ હોનેકી મેરી બાદશાહકે તરફસેં અરજ હૈ."

પઠાણઃ–"ઉસ અરજુન ગૌડકો પાંચ લાખકા પટા દે કરકેં, અમરસિંહકો મરવાનેસેં બાદશાહકો કયા ફાયદા હુવા? ઔર ઇસ તરહ પટા દે દે કરકે સરદારોંકો મરવા ડાલનેસેં બાદશાહત કબતક નીભ સકેગા? ઇસકાભી બાદશાહ કુછ બિચાર કરતે હૈં?"

દૂતઃ–"હુઝુર, ગૌડકો એક કૌડીભી દીયા નહીં હૈ. અરજુન ગૌડકો તો બાદશાહને બીચ દરબાર સબ ખાન ઉમરાવોંકો દેખતે હુએ નાલાસી કરકે નિકાલ દીયા ઔર બાદશાહ સલામતને ઉસસેં કરારભી તો ઐસા કિયાથા કી વીર અમરસિંહકો ચેતના કરાકે પકડા જાય

અગર મારા જાય; કિસી રીતસેં દગા દીયા જાયગા તૌ બાદશાહકી સખ્ત ખફગી ઉઠાઇ જાયગી. ફીરભી વો કમબખ્તને દગલબાજીસેં અમરસિંહકો મારે. લેકિન વીર અમરસિંહને મરતે મરતે ભી ઉસ હરામીકે નાક કાન કટારીસે કાટ દીયે. બાદશાહને ભી ઉસ હરામીકો દરબારમેં કહા કી 'અમરસિંહ જૈસે વીર આદમીકો દગલબાજીસેં તેંને મારા, ઉસસેં મેં તેરે નાક કાન કટવા દેતા, લેકિન વો સજા તો તેરેકો વીર અમરસિંહ મરતે મરતે કર ગયા હૈ. અબ તૌ તેરેકો જાનસેં મારના ચાહિએ, લેકિન તેરે જૈસે નાક કટેકો જીન્દા રહને દેનેસેં ઐસા કામ ફીરસેં કોઇ ન કરે. ચલ, અબ દરબારસેં નિકલજા, દરબારકો દાગ લગાતા હૈ.'' ઐસા કહકે ઉસકો નિકાલ દીયા. ઉસકો પટા દેનેકી બાત ઝૂંઠ હૈ.

પઠાણ:-"કયા યે બાત સચ્ચ હૈ? જો યે બાત સચ્ચ હૈ તૌ તુમ જા કરકે બાદશાહકો પેશ કરોકી અગર અરજુન ગૌડકા પટા રામસિંહકો દીયા જાયગા, તૌ મૈં રામસિંહકો સમઝાકે પીછા લૌટાનેકે લીયે મેરેસે બન સકેગા ઇતની મદદ કરુંગા."

દૂત:-"તૌ હુઝુર, જહાઁતક મેં બાદશાહ સલામતકો મીલકે આપકો સમાચાર દું, વહાઁતક રામસિંહકે તરફસે કુછ તુફાન કીયા જાય નહીં, ઐસા આપ બંદોબસ્ત કરેં. મેં સલામતસેં બાતચિત કરકે જલ્દિ વાપસ આ જાઊંગા."

"પઠાણ:-અચ્છા. જબ તુમ જાઓ, મેં તીન રોજ રાહ દેખુંગા."

દૂત:—"જો હુકમ હુઝુર."

આમ કહી રજા લઇ દૂત ચાલતો થયો, અને આગરામાં જઇને બાદશાહને તમામ સમાચાર નિવેદન કર્યા. બાદશાહ પણ ગમે તે ભોગે નિકાલ કરવા તૈયાર જ હતો. તેથી તેણે પણ પટ્ટો આપવા હા કહી. બાદશાહના ચોક્કસ સમાચાર લઇ દૂત પુનઃ પઠાણ સરદાર પાસે આવવા નિકળ્યો.

દૂતને વિદાય કર્યા બાદ પઠાણ સરદાર પણ રામસિંહના તંબુ તરફ તેને બાદશાહના દૂતની હકિકત જણાવવા ગયા.



# પ્રકરણ પચીસમું

## સમાધાન

દોહાઃ-બીન કજીયા જો કાજ વ્હેં, જનિ કજીયા કરૂ કોય;
કજીયા સજીયા જો જતાં, લાભ લિયા નહેં સોય. (પ્રાચીન)

પઠાણ સરદાર પોતાના તંબુમાંથી ઉઠી, જ્યાં રામસિંહનો તંબુ હતો ત્યાં આવ્યા, અને બહારથી વરદી કહેવડાવી. વરદી પહોંચવાથી, રામસિંહ જાતે તેમને સામા લેવા સારૂ આવ્યા અને બન્ને જણ તંબુમાં જઇ બેઠા. પછી પઠાણ સરદારે વાતની શરૂઆત કરીઃ-"કયું રામસિંહ, તુમારી તબિયત તો અચ્છી હૈને?"

રામ૦:—"જી હાં, આપોંરી કૃપાસું મોરી તબિયત આછી હૈ."

પઠાણઃ—"રામસિંહ, અબ કયા કરનેકા બિચાર હૈ?"

રામ૦:—"આપ મોંને કોય કરવારા બાસ્તે પુછો હો? આપને ઠીક લાગે ઇણ રીતસું આપ ફરમાવેં. મૈં તો આપકા આગે એક છોટાસો ટાબર હું, આપ મોરા પુજનીક હો. ફીર મોરી સલાહ કી કોઈ જરૂરત હૈ?"

પઠાણઃ—"રામસિંહ, તુમ ઇસ બખ્ત અમરસિંહજીકી જગાપર હો. ઔર આપકો હમ લોગ અમરસિંહ સમઝતે હૈં. ફીર તુમકો બીના માલુમ કીયે હમ લોગ કયા કર સકતે હૈં? ઇસસેં આપકા જો બિચાર હો સો મેરકો માલુમ કરો."

રામ૦:—"યે સબી બાત તૌ ઠીક હૈ. યે તૌ આપ મોરા પુજનીક હોને ઇણ તરોંસું કહો હો, યે આપોંરી બડાઇરી બાત હૈ."

પઠાણઃ—"રામસિંહ, દેખો બાદશાહસેં તકરાર કરકે બીના કારણ હઝારૂન આદમી અપણા ઔર હઝારૂન આદમી બાદશાહકે કટવા ડાલનેસેં કયા ફાયદા હૈ? જો ઐસેહી બિના તકરાર અપણકો ફાયદા હોતા હો તો નાહક લડાઇ કરનેસેં કયા ફાયદા હૈ? નિકાલ કરનેકે બાસ્તે બાદશાહકો કુછ કહેં, ઔર જો વોભી સમઝ જાય તો અપણા ભી માન રહવે; ઔર નાહક આદમી લોગકા જાન જાનેસેં બચ જાય. તો ઇસ બાબદમેં તુમારા જો બિચાર હોવૈ સૌ કહ દો."

રામ૦:-"કાકાજી, આપ હૌં સો મેરે મુરબ્બી ઔર પુજનીક હો, ફીર મેરેસું પુછનેકા કોઈ કારણ હૈ? જીણ તરોંસું અપણા માન રહ જાય ઇણ તરોંસું નિકાલ હો જાય તૌ, આપસું મૈં કહૈ હું હેઠા આદમી વ્હે ગયો હું?"

પઠાણઃ–"રામસિંહ, અપણા કુછ માન રહતા હોગા તો તૌ નિકાલ કીયા જાયગા, બાકી તૌ બાદશાહસેં નમકે નિકાલ કરનેકી કયા જરૂરત હૈ?"

રામ૦:–"કાકાજી, આપરા બિચાર આછા હૈં, અણમેં મોરા બિચારરી કાંઈ જરૂરત હૈ? આપ આપરી મરજીમેં આવે ઈણ રીતસું નિકાલ કર દો. મૈં તો આપરૌ ટાબર હું. પર યે બિચાર આપોંરાં લક્ષમેં રહણો ચાહિએ કી કાકાજીરા મૌતરૌ બદલો વળ જાય."

પઠાણઃ–"તુમારા કહના તૌ ઠીક હૈ, ઔર મૈં ભી ઉસકા બિચાર કરકે જો નિકાલ હો સકૈગા તૌ કરૂંગા."

રામ૦:–"કાકાજી, જબ મોંને પુછવારી કાંઈ જરૂરત હૈ? મૈં તો કહ ચુકયૌ હું કી આપોંને જીણ રીતસું આછો લાગે ઈણ રીતસું નિકાલ કર દો."

પઠાણઃ–"જબ દેખો મેરી સાથ બાદશાહકા દૂતકી બાતચિત હુઇ હૈ સો મૈં તુમકો કહતા હું." (એમ કહી બાદશાહ તરફથી આવેલો રૂક્કો રામસિંહને આપ્યો.)

પઠાણઃ–"દેખો, યે રૂક્કા લે કરકે બાદશાહકા દૂત આયા થા. ઔર મેરેકો તુમારી મદદમેંસેં હટકે બાદશાહકો મિલનેકે બાસ્તે ધમકી દીયા થા, ઔર કુછ લાલચ ભી દીયા હૈ. મૈંને દૂતકે સાથ બાદશાહકો કહલા ભેજા હૈકી, આપ ઇસ રીતસેં મેરેકો ફુસાને માંગતે હૌ, લેકિન મૈં રામસિંહકો છોડકે કભી બાદશાહકી તરફમેં આ નહીં સકતા હું. ઔર બાદશાહકો જાકે કહદોં કી જો બાદશાહકા ઇરાદા કુછ નિકાલ કરનેકા હોગા તો મૈં રામસિંહસેં કહુંગા, અગર બાદશાહ જો કુછ નિકાલ નહીં કરેંગે તો હમ લોગ જરૂર બાદશાહસેં લડેંગે. ઔર યે ભી કહદો કી યે તો રામસિંહ ચડા હૈ, લેકિન જો રામસિંહ નહીં ચડ આતે તૌ મૈં પઠાનોંકો લે કરકે બાદશાહકી સુધ લાતા. ઇસસેં ઇસ દૂતને મેરેસેં નિકાલકી ભી કુછ બાત કી હૈ, ઔર વો વહાંતક બોલા ભી હૈ કી જો પટ્ટા અરજુન ગૌડકો દેનેકે બાસ્તે નક્કી કિયા રહા વો પટ્ટા આપકો બાદશાહ દે દેગા. ઇસસેં મૈંનેંભી ઉસકો કહા હૈ કી, 'તુમ બાદશાહસેં ઇસ બાતકી ખાત્રી કરકે ચલે આઓ.' ફીર વો બાદશાહકે પાસ ગયા હૈ, કભી બાદશાહ અપની બાત કબુલ કરૈગા તૌ અપણકો નિકાલ કરનેમેં કયા હરઝા હૈ? ઔર ગૌડકાભી અમરસિંહજી મરતે મરતે નાક કાન કાટકે સજા કર ગયે હૈં, ઇસસેં ઇસકાભી કુછ ખ્યાલ અભી કરનેકી જરૂરત નહીં હૈ.

ઇસસેં મેરા તો બિચાર હૈ કી મેં બાદશાહસેં નિકાલ કર દું. તુમારા ક્યા બિચાર હૈ?"

રામ૦:–"કાકાજી, આપોંનેં જ્યું ઠીક લગે યું કરદો. ઇણુમેં મેરી કોઇ બાતરી હરકત હૈ કોઇ નહીં. આપ જો કુછ કરોગે વો ઠીક કરોગે. આપરી અર મેરી ઇજત સાથમેં શામિલ હૈ, ઇસસેં ઇણુ બાતમેં મેરે બિચાર કરણારી કાંઇ જરૂરત હૈ?"

પઠાણ:–"અચ્છા, જબ મેં જાતા હું, ઔર જો બાદશાહકા આદમી આયગા ઔર બાદશાહકો નિકાલ કરનેકી ઇન્તઝારી હોગા, તો મેં નિકાલ કર ડાલુંગા."

પઠાણ સરદાર રામસિંહને તમામ હકિકત કહી ચાલ્યા. તેમને વળાવવા રામસિંહ પણ કેટલાક દૂર સુધી સાથે ગયો, અને પઠાણ સરદારે તેને પાછો વાળવાથી તે પોતાના મુકામ ઉપર આવ્યો.

રાત્રિ તેમણે આનંદમાં વ્યતીત કરી, અને બીજે દિવસે સવારમાં બાદશાહનો દૂત બાદશાહ પાસેથી વાતચિત કરીને આવ્યો, અને તેના આવ્યા બાદ નિકાલની વાતચિત શરૂ થઈ.

પઠાણ:–"ક્યું મીયાં, ક્યા કરકે આયે હો?"

દૂત:–"હુઝુર, આપ જીસ રીતસેં બાદશાહતકી ઇજ્જત રહે ઔર રામસિંહકાભી માન રહે ઇસ તરહસેં ફરમાવેં."

પઠાણ:–"મીયાં, તુમકો આગેસેં હમને સબ બાતચિત કહ દીયા હૈ. ફીર હમારે તરફસેં ક્યા ફરમાનેકા હૈ? તુમકો પહલેસેં હમ બોલ દીયા હૈ ઇસ માફિક અરજુન ગૌડકો બાદશાહને જો પટા દેનેકા કિયા થા વો પટા રામસિંહકે નામપર કરકે ઇસકા લેખ લાકે બાદશાહકી મોહર સાથ હમકો દેદો. જો માન જાવે તો ફીર મેં રામસિંહકો બાત કહુંગા."

દૂત:–"હુઝુર, જબ મેં સલામતકે પાસ જાકે મોહર શિક્કા કે સાથ ખત લાકે આતા હું."

પઠાણ:–"હાં, મીયાં, તુમ જાઓ લેકિન, વો ખતમેં બાદશાહકો અમરસિંહકો બીના ગુન્હે દગલબાજીસે મરવા ડાલા, ઇસસેં અમરસિંહજીકે ભતીજે રામસિંહને આગરેપેં ચડાઇ કી; ઔર બાદશાહને લડાઇ કરનેકી નાખુશી દિખાકે, નિકાલ કરનેકી ઇન્તઝારી દિખાઇ; ઔર ઇસમેં યે પાંચ લાખકા પટા રામસિંહકો દે કરકે ઉસકો વાપસ લૌટાયા ઔર રામસિંહકે નામપેં ચઢા દેનેકી સબ બાત ઉસ પટેમેં આના ચાહિયે."

દૂતઃ—"અચ્છા હુઝુર, મૈં સલામતકો બોલુગા."

પઠાણુઃ—"જાઓ જબ લેકિન નિકાલ કરના હોવે તો ખત કરકે લે આના."

દૂત ગયો અને બાદશાહને હકિકત નિવેદન કરી. બાદશાહને પણ ખાત્રી થઇ કે આ લોકો મક્કમ વિચાર ઉપર છે. જો તેમના કહેવા પ્રમાણે કબુલ કરવામાં નહીં આવે તો તેઓ લડાઇ કરશે. તેથી બાદશાહે પણ પઠાણુ સરદારના કહેવા પ્રમાણે રામસિંહના નામનું તાંબાપત્ર કરી આપી પોતાની મોહોર શિક્કો કરી મોકલાવ્યું. આ મીયાંએ લાવીને તે તાંબાપત્ર પઠાણુ સરદારને આપ્યું, અને પોતાના કહેવા પ્રમાણેનો તમામ મતલબ તેમાં આવી ગયેલો હોવાથી તે તેણે પોતાના પાસે રાખ્યું અને દૂતને લઇને રામસિંહ પાસે ચાલ્યા. રામસિંહના તંબુમાં જઇને તેમણે રામસિંહને કહ્યું કે; "રામસિંહ, મૈં બાદશાહસે નિકાલ કરકે આયાહું."

રામસિંહુઃ-"કાકાજી, જો આપ કિયોડા હે, વો બરાબર હોશી. અણુમેં મોરે જાણુવારી કાંઇ જરૂરત હે ?"

પઠાણુઃ-"તુમારે દેખનેકી તો ખાસ જરૂરત હૈ. તો દેખો યે તુમારા ખત બાદશાહને જો દીયા હે."

રામઃ૦-"અણુમેં મોરે જાણુવારી કાંઇ જરૂત હે ? આપને ઠીક લાગે સો બરાબર હૈ."

પઠાણુઃ—"અચ્છી બાત હૈ, લેકિન દેખો તો સહી. બાદશાહને જો લિખકે ભેજા હૈ વો અપણે કબુલ કરના કી નહિં ?"

રામ૦ઃ-"કાકાજી, આપને દેખ્યા હોશી ફીર મેરે દેખણેરી કાંઇ જરૂરત હૈ ?"

પઠાણુઃ-"રામસિંહ, આદમી આદમીકે ખાજમેં અક્કલ ઇલાયદા રહતી હૈ. ઇસસેં તુમ દેખો તો સહી."

રામસિંહે તે ખત પોતાના હાથમાં લઇ વાંચવા માંડયું:—

આલી જહાઁન, દીન દિલ્હીકે શાહાનશાહકે તરફસેં નાગોરકે સરદાર રાઠોડ રામસિંહકો યહ તાંબાપત્ર દીયા જાતા હૈ કી, તુમારે ચાચા અમરસિંહજી રાઠોડને, કુછ કારણસેં, હમારે સાલા સલાબતખાનકો માર દીયા થા, જીસસેં ઉસકો મારનેકે બાસ્તે, હમારે દરબારમેં બીડા ફીરાયા ગયા; વો બીડા ગૌડ દેશકે રાજા અરજુન ગૌડને ઉઠાયા; ઔર અમરસિંહકો ચેતના કરકે મારનેકો શાહી ફરમાન હોને પરભી, ઉસને દગલબાજીસેં અમરસિંહકો માર દીયા. ઉસકા બદલા

લેનેકે બાસ્તે તુમને ઔર પઠાણ સરદાર મીરખાનને જો તુમ્હારે ચાચાકે "પઘડીભાઈ" હૈ, ઈન્હોંને મીલકે આગરા પર ચઢાઈ કી; જીસમેં બાદશાહને તુમ્હારેસેં નિકાલ કીયા, ઔર ઉસ નિકાલમેં માલવા ઔર આધા ગુજરાત દેશકા પાંચ લાખકા પટા દીયા જાતા હૈ. ઔર જહાં-તક દિલ્લી—આગરા—કી શાહનશાહત હમારે વંશમેં રહેગા, વહાંતક વહ જાગીર તુમારા ઔર તુમારે બાદ તુમારા વંશમેં રહેગા. ઔર ઉસકા ઉપભોગ તુમ ઔર તુમારે બાદ તુમારે વંશવાલે અપની મરજી મુવાફિક કરેગે. ઔર ઉસમેં બાદશાહતકે તર્ફસેં કુછભી હરકત કીયા જાયગા નહીં."

આ ખત વાંચીને રામસિંહે પઠાણ સરદાર મીરખાનને પરત આપ્યું, અને કહેવા લાગ્યો કે: "કાકાજી ઇણમેં આપ મોને કાંઇ પુછો હો? આપરા નિકાલમેં મેરે દેખણે જરૂરનો કાંઈ વ્હે?"

પઠાણ:—"આપકો નિકાલ પસંદ તો હૈ ના?"

રામ:—"જી હાં, આપને જો કીયો હૈ, વો મોને મન્જુર હૈ."

પઠાણ:—"અચ્છા, જબ મૈં જાતા હું."

રામ:—"બોહોત અચ્છા."

પઠાણ સરદાર બાદશાહના દૂતને લઇને ગયો, અને પોતાના તંબુમાં જઈ તેને કહેવા લાગ્યો કે:—"મીયાં, તુમ જાઓ. ઔર બાદ-શાહકો જાકે કહોકી કલકે દરબારમેં હમ લોગ આવેંગે, ઔર ભરે દરબારમેં ઇસ ખતકો બાદશાહ હમકો દેવેં ઐસા બંદોબસ્ત કરવાઓ. હમ કલ દરબારમેં આયેંગે."

દૂત:—"બોહોત અચ્છા, હુજુર."

આમ કહી દૂત ગયો. તેણે જઈ બાદશાહને તમામ હકિકત નિવેદન કરી. બાદશાહે પણ કબુલ કરી અને બીજે દિવસે દરબારમાં રામસિંહને "તામ્રપત્ર" આપવાનો નિશ્ચય થયો.

~~~~~~~~

## પ્રકરણ છવીસમું

### રામસિંહને તામ્રપત્રની ભેટ

સોરઠા:—કરી પરિણામ વિચાર, પછી નીજ કામ શરૂકરો;
નહીં તો ખાશો માર, ને પસ્તાવું જન્મ ભર.

આજે સવારમાં રાઠોડોને અને પઠાણોને બાદશાહ શાહ-જહાંનના દરબારમાં જવાનું હોવાથી, સવારમાં સૂર્યોદય પહેલા જ તેઓ જાગ્રત થયા અને પોતાનાં નિત્યનાં કર્મોથી પરવારી તૈયાર થયા. રામસિંહે પણ પોતે પાયજામો તથા તેના ઉપર જામો પહેર્યો અને
~~~~~~~~

કમ્મર બાંધી, માથા ઉપર એક ભારે કિંમતિ મેહેકર બાંધી લીધું. કમ્મરમાં કટારી, જમૈયો, છરી, અને તમંચો વિગેરે કમ્મરે બાંધવાનાં હથીઆર બાંધી લીધાં. કમ્મરપટામાં તલવાર પણ લટકાવી લીધી. ખભા ઉપર એક ભારી કિંમતનો દુપટ્ટો નાંખી તૈયાર થયા. અન્ય રાજપૂતો પણ તૈયાર થઈ ગયા. ત્યારબાદ રામસિંહે પઠાણ સરદારની પાસે ખબર કરવા માણસ મોકલ્યો. તેઓ તો પોતાના પઠાણો સાથે તૈયાર થઇને માત્ર રામસિંહની જ રાહ જોતા હતા, તેથી તેઓ રામસિંહના માણસથી રામસિંહ પોતાની રાહ જુએ છે એવી ખબર મળવાથી તંબુમાંથી બહાર નિકળ્યા. દૂતે જઇ પઠાણ સરદારની તૈયારીના સમાચાર આપવાથી રામસિંહ પણ પોતાના તંબુમાંથી બહાર નિકળ્યો, અને પઠાણ સરદારને મળ્યો. પઠાણ સરદાર રામસિંહને સાથે લઈ પોતાના તંબુમાં આવ્યા અને કેવી તૈયારીથી દરબારમાં જવું તત્ સંબંધી વિચાર કરવા લાગ્યા.

પઠાણઃ—"રામસિંહ, દેખો; બાદશાહકા ભરોસા રખનેકા કામ નાહ હૈ, ઇસસેં અપણુ લોગોંકા ચેતકેં—સાવચેતીસેં—દરબારમેં જાના ચાહિયે."

રામ૦:—"જી હાં, મેં બાદશાહોંરા દગાસું વાકિફ હું, જીણસેં દરબારમેં જાંય તૌ પૂરે બંદોબસ્તસેં જાંય, જરાંઇ ઠીક હૈ, નહિં તૌ બાદશાહ દગો કરવામેં ચુકે કોઇ નહિં."

પઠાણઃ—"મેરા ભી બિચાર ઐસા હૈ, ઈસસેં યું કરો. સબ લશ્કરકો તયાર રખના, ઔર રાસ્તેમેં દરબાર તક રાસ્તેકી દોનું બાજુ એક તરફ રાઠોડ ઔર એક તરફ પઠાણ ઘોડેસ્વાર ઔર પ્યાદે રખે જાંય; ઔર તુમારી સાથમેં દશ રાઠોડોંકા ઔર મેરી સાથ દશ પઠાણોંકા દરબારમેં લે ચલેંગે. ઔર રાસ્તેમેં ઠિકાને ઠિકાને પર એક એક હજાર ઘોડેસ્વાર રખે જાંય, ઇસ તરહકા પક્કા બંદોબસ્તસેં દરબારમેં જાના, ઔર દગા માલુમ હોવૈ ઉસ બખત અપણે દોનુંકે-બાદશાહકે ઉપર હલ્લા કરના, ઔર ઉસકો પકડકેં કૈદ કર લેના. ઔર બહાર તયાર લશ્કરકે આદમી શાહી સબી દફ્તરકો અપને હવાલે કર લેં. ઇસ તરોંસે અપણા કામ પૂરા હે. જાય; ફીર કોઇ લડનેકો આયગા તો લડેંગે ઔર કોઇ લડનેકો નહીં આયગા તૌ બાદશાહતમેં બંદોબસ્તી કામ પુરા કરકેં, ફીરસેં દેખા જાયગા."

રામ૦:—"જેડા આપોંરા હુકમ. આપોંનેં ઠીક લાગે જ્યું ફરમાય દો."

પઠાણ સરદારે તુરત જ રાઠોડોને અને પઠાણોને રસ્તામાં બંદોબસ્ત સારૂ રહેવાનો અને સહુ લશ્કરને છાવણીમાં તૈયાર રહેવાનો

હુકમ ફરમાવી દીધો. સરદારોએ પણ ત્વરિત તેનો અમલ કર્યો. આ બધો બંદોબસ્ત બરાબર થઇ ગયાની વરદી મળી એટલે આ બન્ને પઠાણ કાકો અને રાઠોડ ભત્રીજો બાદશાહના દરબારમાં જવા તૈયાર થયા.

બાદશાહ પણ આજે દરબારમાં રામસિંહ રાઠોડને સણંદ આપવાની હોવાથી, અને દરબાર સવારમાં રોજના નિયમ કરતાં વહેલો ભરવાનો હોવાથી, વહેલો ઉઠી પોતાના નિત્ય નિયમથી પરવારી તૈયાર થયો. આજ દરબારમાં ખાન, ઉમરાવો અને અન્ય સુબા, સરદારો, પટાવતો, કારભારી, મેહેતા, મુત્સદ્દી, પટવારીઓ વિગેરે પણ વહેલા આવી સહુ સહુની જગાએ ઉભા રહ્યા તથા બેઠકના અધિકારીઓ પોતપોતાની બેઠક ઉપર બેસી ગયા. બાદશાહને પણ ખબર પહોંચાડવામાં આવી, અને તે પણ દરબારમાં આવ્યો, અને પોતાના જગપ્રસિદ્ધ "મયૂરાસન" પર આવી બિરાજ્યો. બાદશાહના આવ્યા બાદ બે ત્રણ ક્ષણ જેટલા ટૂંક સમયમાં રાઠોડ સરદાર નાગોરાધીશ રામસિંહજી તથા તેમના પાઘડી કાકા પઠાણ સરદાર મીરખાંન પણ પોતાના સાથે દશ દશ ચુનંદા રાઠોડો અને પઠાણો સહ દરબારમાં આવી પોહોંચ્યા. તેઓ આવ્યા એટલે "નકીબે" તેમની ઓળખ, બાદશાહને કરાવી. તેઓ કુરનસ તથા ન્યોછાવર કરી પોતપોતાના અધિકાર મુજબ આસને બેઠા. એટલે બાદશાહે દરબારનું કામ શરૂ કરવા આજ્ઞા ફરમાવી.

પ્રથમ વારાંગનાઓના નાચ ગાન શરૂ થયા. તે કાર્ય જ્યારે પુરૂં થયું એટલે બાદશાહે પોતાનું ભાષણ શરૂ કર્યું.

બાદશાહઃ—"ખાન, ઉમરાવ; ઔર ઔર સબ સરદાર પટાવત લોગ! દેખો આજકા દરબાર એક ઔર પ્રકારકા હૈ. તુમ સબ જાનતે હૌ કી શાહી ફરમાનકે બાસ્તે વો ગૌડ દેશકા રાજા હરામી અરજુન ગૌડને અમરસિંહ રાઠોડકો મારનેકે લીયે બીડા ઉઠાયા થા. જીસ બખ્ત ઉસને બીડા ઉઠાયા ઉસ બખ્ત મૈંને ઉસ કમબખ્તકો તાકિદ દીયાથા કી અમરસિંહકો શિવાય ચેતના કીયે મારોગે યા પકડોગે તો બાદશાહકી સખ્ત ખફ્ગી ઉઠા લોગે; લેકિન ઉસને પાંચ લાખકે પટેકી લાલચમેં બાદશાહી ફરમાનકો દીલમેં રકખે બિના અપના સગા બનેઉ વીર અમરસિંહકો દગા કરકે મારા. અમરસિંહ ભી તો કુછ કમ નહીં થા. વો ભી એક સચ્ચા શેર થા, ઇન્હોને ઉસ હરામજાદેકે મરતે મરતે ભી નાક ઔર દોનું કાન કાટ દીયે. કૈસી બહાદરી! તોબા અલ્લાહ!!! તોબા અલ્લાહ!!! શીર વો હરામી

દરબારમેં મેરી પાસસેં ઇનામ પટ્ટા લેનેકે બાસ્તે આયા. ઔર તુમારે સબકે આગે મૈંને ઉસકો હકાલ દીયા હૈ. કયઉકી ઐસે હરામીઓંકો પટ્ટા દેનેસેં હરામી લોગોંકો મદદ દેને સરખા કામ મેરેસેં હોતાથા. ઉસસેં મૈંને વો નીચ ગૌડકો કુછ દીયા ભી નહીં, ઔર અપમાન કરકેં નિકાલ દીયા. જબ અમરસિંહકે મરાનેકે સમચાર નાગોરમેં માલુમ હુએ, તો ઇનકી હાડી રાણી જીનકો વીર અમરસિંહ થોડે સમયકે આગેહી બ્યાહે થે વો સતી હુએ. આમીન, આમીન. ખુદા ઇન દોનોં રાજા રાણીકો અપને પાસ બહુત આરામ દેવેં !!! ઔર અમરસિંહકે ભતીજે, જો તુમ સબ લોગોંકી આંખો આગે બૈઠે હૈં વો રામસિંહને આગરાકે ઉપર અપને રાજપૂતોંકે સાથ ચડાઇ કી. રામસિંહકે સાથ યે તુમ સબ લોગોંકી આંખો આગે બૈઠે હુવે પઠાણ સરદાર મીરખાંન, કી જો અમરસિંહકે પઘડીભાઇ બને થે, વો ભી શામિલ હુએ. દેખો પઘડીભાઇ હોના ઇસકા નામ હે કી જો અપને જીવકે જોખમસેં લડાઇમેં શામિલ હુએ હૈં. ઔર મૈંને ઇન્હોંકો અપની સુબાગીરીકા પટ્ટા બઢા દેનેકી લાલચકે સાથ ફોડનેકે લિયે પ્રયાસ ભી તો કીયા, લેકિન સબ નિકમ્મે હો રહે. પીછેસેં હમને નિકાલકી બાત શુરૂ કરવાઈ ઔર નિકાલ ભી હુઆ. ઉસ કામમેં ભી યે પઠાણ મીર-ખાંનકાહી હાથ રહા, ઔર ઇન્હોંકી મહનતસેંઇ યહ નિકાલ ભી હુવા હૈ. મૈં ખુશ હોતા હું કી ઐસે નેક પઠાણ મેરી બાદશાહતમેં મૌજુદ હૈં, ઔર વો લોગ કિસી ભી ઉપાયસેં દુશ્મનકો મીલનેકા નીચ કામ નહીં કરતે હૈં. નિકાલ ઐસા હુવા હૈ કી જો પટ્ટા અરજુન ગૌડકો, અમરસિંહકો ચેતનાકે સાથ મારનેસેં મીલનેકા થા, વો પટા આગરા પર ચડાઇ લાનેસેં મૈં બહાદુર રાઠોડ રામસિંહકો દેતા હું. ઔર નાગોરકા પટા ભી રામસિંહકે નામપર ચલેગા; ઔર યે નયા પાંચ લાખકા પટા ભી નાગોરકે સાથ શામિલ કીયા જાયગા. ઔર રામસિંહ દરબારમેં અપને કાકા અમરસિંહકી બેઠકકે ઉપર બૈઠ સકેગા, ઔર અમરસિંહકે સબી મુલાજમે રામસિંહકો મીલેંગે. રામસિંહને, રાઠોડકે નામકો સુભિતા કીયા હૈ, ઐસે વીર સરદારોંપેં ઔર મીરખાંન જૈસે ખાનોંપેં મૈં બહુત ખુશ રહુંગા. ઔર પાક પરવરદીગાર ખુદાતાલાસેં મેરી અરજ હૈ કી, મેરી બાદશાહતમેં મુઝે ઐસે બહોત ખાન ઉમરાવ મીલેં, મૈં માનતા હું કી તુમ સબ સરદાર લોગ રામસિંહકે મુવાફિક બાદશાહતમેં અપના માન-મર્તબા બઢાઓ. લેકિન ગેરઇન્સાફકે રાહપેં ચલકેં બાદશાહતકો ધોકા મત પહુંચાવેં, ઔર બાદશાહતકો કલંકિત કરનેકે કોઈ કામસેં બચ જાંય.

"મૈં ઇસ બખ્ત મૌકા હોનેતેં મેરે ખાન ઉમરાવોંકો. ઔર સુબા સરદાર લોગોંકો ફરમાતા હું કી વો લોગ કભી અન્યાય મત કરે; મેરી હિન્દુ યા મુસલમીન રૈયતકો એક સદા નેક ઇન્સાફ આપ લોગોંકી સરદારીમેં મીલે, જીસસેં મૈં હરદમ આપ લોગૌંકે ઉપર ખુશ રહુંગા. ઔર મૌકા હોનેતેં ઐસે સરદારોંકી બાદશાહતસેં કદર ભી કી જાયગી. લેકિન આપ લોગ ઐસા ભી યાદ રકખેં કી જીસતરૌં આપકે નેક કામોંકી કદર કી જાયગી, ઐસેહી આપકે બીન નેક કામોંસેં બાદશાહકી ખફ્ગી ભી ઉઠા લોગે. આપ સબોંકો માલુમ હોના ચાહિએ કી રૈયત હે સો રાજાકા એક સચ્ચા ધન હે; રૈયત હે સો રાજાકા બેટા બેટી હે. ઇનકો ખુશ રખનેસેં રાજા—બાદશાહ—ખુશ રહ સકતે હૈં, ઔર ઇનકો નાખુશ કરનેસેં ખુદા ભી તૌ નાખુશ હોતા હે, ઔર ઐસે અનીતિ ચલાનેવાલા રાજા—બાદશાહ બહુત બખત તક અપને રાજકો જમા કર નહીં સકતા હે. રૈયત રાજાકે નીતિસેં આગે જીતની ગરિબ હે, ઇતનાહી અનીતિસેં મર્દ ભી હૈ. ઔર વો અપને સબકે બલસેં મિલકરકેં રાજા—બાદશાહ—કા લશ્કરકે બલકો માનતી ભી નહીં હે. ફીર ચાહે આપ મર જાતે હૈં, અગર તૌ રાજાકે લશ્કરકો માર દેતે હૈં. ઔર ઐસે કામમેં રાજા બાદશાહકો દોનું તરફસેં કલંક ઉઠાના પડતા હે. અગર રૈયતકો રાજાકા લશ્કર મારતા હે તો રાજાકે ઉપર રૈયતકો મારનેકા કલંક ચીપટ જાતા હે. ઔર, જો રૈયત રાજાકે લશ્કરકો માર દેતી હે તો, રાજાકો રૈયતકા માર ખાનેકા કલંક ચીપટ જાતા હૈ. રાજાકો ચાહિએ કી હરકોઇ ઉપાયસેં અપને રાજ્યમેં રૈયત સુખ ઉઠાવે ઐસે સભી ઉપાયકો કરના ચાહિએ. ઔર રૈયતકે દીલકે મુવાફિક ઉનકો ઇનકે હક્ક ચહાય વો માંગે, અગર માંગે નહીં તબ્ભી દેના ચાહિએ. સિર્ફ અપને મૌજ શૌખ ઔર અપની હકુમતકે બાસ્તે ઔર અપને અધિકારીઓંકી હકુમતકે લીયે, રૈયતકો અપના હક્ક નહીં દેના, વો અચ્છે રાજા—બાદશાહકે બાસ્તે કોઇ તરહ લાજિમ નહીં હે. ઇસસેં આપ સભી ખાન, ઉમરાવ લોગ અપની રૈયતકો ખુશ રખો ઔર આપ નીતિસેં ચલનેવાલે રાજા હો ઇસ તરહ આપકા રાજ ઔર અપના નામકો સુભિતા કરો ઔર અપની રૈયતકે પાસ આપકી વાહ વાહ કરવાઓ. અગર આપકે સત્તાધારી અધિકારી લોગ અપની સત્તાકે બાસ્તે જૂઁઠ હકિકત આપકે આગે લા કરકે રૈયતકા દીલ દુખનેકા ઉપાય કરૈં, આપ કભી ઉસમેં મત ફસો. સિર્ફ આપ યોં સમઝા કરો કી ઔર આપકે સત્તાધારી—અફસર લોગ રૈયતકે સુખકે બાસ્તે હે,

રૈયત આપ લોગોંકે સુખકે બાસ્તે નહીં હૈ. અગર તુમારેસેં તુમારી રૈયત ખુશ હોગા તો તુમ લોગ સભી રીતકે સુખકો ઉઠાઓગે ઔર જો રૈયત નાખુશ હોગા તૌ તુમકો સુખસેં નિંદ ભી નહીં હોગા. તુમારે દીલમેં રૈયતકો શાંતિકે બાસ્તે દીન-રાત બિચારહી હુઆ કરેંગે. તુમારે અફસર લોગ રાજકે માલિક નહીં હૈ, લેકિન વો લોગ નૌગર લોગ હૈં; ઇનકો રાજકે નફા નુકશાનકે સાથ કુછભી સંબંધ નહીં હૈ, રાજકો નફા હોગા તુમહીકો હૈ, ઔર નુકશાન હોગા તો યેભી તુમહીંકોહી હૈ. ઇસ સબ બાતકા બીચાર કરકે તુમ અપના રાજ બરાબર સમાલો, લેકિન આપ રૈયતકે ખૂન ઔર માંસ ચૂસનેવાલે લૂટારૂ મત બનો. ઔર રૈયતકે ખૂન કરકે ખૂની ભી મત બનૌ ઔર અપને અફસરોંકી જાલોંસેં બચતે રહો."

બાદશાહે મહત્તાપૂર્ણ અને રાજ્યનીતિ દર્શાવનારૂં ભાષણ પૂર્ણ કર્યા બાદ, પઠાણ સરદાર પાસેથી રામસિંહને આપવાનું "તામ્રપત્ર" મંગાવી લઇ, તે વીર રામસિંહને આપ્યું. રામસિંહે પણ બાદશાહના ભાષણનો ઉત્તર આપવાનો વિચાર કરી, ઉભા થઇ જુસ્સાબંધ અને નિડરતા પૂર્વક નીચે પ્રમાણે ઉત્તર આપ્યો:-

"ખુદાવિંદ, આલીજહાંન, મેરો યે ચડાઇરો કામ હૈ સો બચ્ચુંરા જેડો હૈ, અર મૈં ભી એક ટાબર હૈં; પરન્તુ હમ રાઠોડ લોગ કાળસેં ભી તૌ ડરોં કોય નહીં. ખુદાવિંદને, મોરા કાકાજીનેં ગૌડોંકી પાસમેં દગાસું મરવાય, નાંખ્યા, જીણોંરો વેર લેવારા બાસ્તે, મેં નાગોરસું અઠૈ આયો હો. પરન્તુ મોરા કાકાજી મીરખાંનજી પઠાણશારા કલ્લાસું મેં અબાર પાછો લોટુંહું. ઇણ નિકાલરી બાબદમેં ખુદાવિંદ ઇણુંરા-પઠાણ સરદારરા-ઉપકારી હૈં. મોંનેં લાગૈ હૈકી મોરે મીરખાંનજીરા કલ્લાસું લોટણો વો ઠીક હૈ, ક્યુંકી અબાર મોરે બાસ્તે વો અમરસિંહજી હૈં, અર મોરા ફાયદા બેફાયદારો વિચાર ઇણોંને કરવારો હૈ. મોરી ખુદાવિદસું યે વિનંતિ હૈ કી ખુદાવિંદ ફીરસું કોઇ સરદારરા બાસ્તે એડો કામો નહીં કરૈં, કી જીણુસું પ્રભુ તરોં-મોરી તરોં-કોઇ સરદારરે કરવારો તાકડો વૈં જાય નહીં, અર બાદશાહ સલામતરે નિકાલ કરવારો પ્રસંગ વૈ જાય નહીં. હમ રાઠોડ લોગ બાદશાહતરે સરદાર અર અંગ હૈં. સરદારોંરો કામ હૈ કી બાદશાહ આડા રસ્તે ચડ જાય તૌ બાદશાહોંનેં ઠેકાણે લાવણો ચાહિજે. અર મોંનેં જો કુછ યે કિયો હૈ વો ઇણુ બાસ્તે કિયોડો હૈ, જીણુસું ખુદાવિંદ, મેરે બાસ્તે કુછ ખોફ દીલમેં મતી ધરૈં."

રામસિંહે બાદશાહને જવાબ આપ્યા બાદ મીરખાનજી ઉઠયા અને તેમણે પોતાનું ટૂંક ભાષણ શરૂ કર્યું:—

“ખુદાવિંદ, અબ જો હુવા સો હુવા. અભી ઇસ બાતકા કુછ ખ્યાલ ખુદાવિંદ ભી અપને દીલમેં ધરેં નહીં, ઔર રાઠોડ લોગ ભી ઇસ બાતકો અપને મનમેં રક્ખેં નહીં, કી જીસસેં આગે કોઇ બાતકી તકલીફ યા ઝઘડા ઉઠાનેકા મોકા આ પડે.”

આ મુજબ આજના દરબારનું કામ પુરૂં થયા બાદ બાદશાહ દરબાર બરખાસ્ત કરી જનાનખાનામાં ગયો. અન્ય સરદારો, બાદશાહ, રામસિંહ અને પઠાણ સરદાર મીરખાનજીની પ્રશંસા કરતા કરતા પોતપોતાનાં મુકામો તરફ ચાલ્યા.

સરદારો, બાદશાહે તેમને ખરા જીગરની સલાહ આપી તે બાબદ બાદશાહની બહુ જ પ્રશંસા ખુલા મોઢે કરવા લાગ્યા. નગરમાં પણ લોકો બાદશાહે સલાહ કરવાથી, અને સરદારોને સલાહ આપી તે બાબત સ્થળે સ્થળે માણસો મળી પ્રશંસા કરવા લાગ્યા.

---

## પ્રકરણ સતાવીસમું

### જશવંતસિંહના ક્રોધનું સાંત્વન

સોરઠાઃ-જોર ભર્યો જશવંત, સુણી મરણ નીજ ભ્રાતનું;
આવ્યું શાહરો અંત, કહ ડગાઉં આખી દલી.

ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ બાદશાહે રામસિંહનો નિકાલ કરી તેને વિદાય કર્યો. રામસિંહ અને મીરખાન પોતાના મુકામ ઉપર આવ્યા. મુકામે આવ્યા બાદ તેમને ખબર પડી કે, મહારાજા જશવંતસિંહજીને અમરસિંહજીના મરાયાના સમાચાર મળવાથી, ક્રોધાયમાન થઈ આગ્રા ઉપર હલ્લો કરવા સારૂ આવે છે. આ સમાચાર સાંભળવાથી પઠાણકાકો અને રાઠોડ ક્ષત્રીઓ મહાન વિચારમાં પડ્યા. તેમને એવી ચિંતા થઇ પડી કે જો મહારાજા કંઇપણ આગ્રા ઉપર તોફાન કરશે, તો આપણું કરેલું બધું ધૂળ મળશે, અને બાદશાહે પણ જે હેતુથી આપણી સાથે નિકાલ કર્યો, તે તેનો હેતુ પણ ધૂળ મળી જશે અને પુનઃ હજારો અને લાખો માણસોનું રણભૂમિમાં બળિદાન આપવાનો પ્રસંગ ઉભો થશે. બન્નેએ કેટલોક વખત વાટાઘાટ કર્યા બાદ તેઓ એવા નિશ્ચય ઉપર આવી શકયા કે, રામસિંહે પોતાના નામનો પત્ર મહારાજા ઉપર લખવો, અને તેમાં બાદશાહ સાથે નિકાલ થયાની હકિકત જણાવવી; પરંતુ રામસિંહ મહારાજા જશવંતસિંહના ક્રોધથી સારી પેઠે વાકેફગાર

હતો અને તેથી તેણે મીરખાનને પોતાના નામથી પત્ર લખવા જણાવ્યું. છેવટ બન્ને જણાના નામનો પત્ર લખી મોકલવા ઠરાવી, રામસિંહે-બન્નેના નામનો પત્ર તૈયાર કર્યો, અને એક રાઠોડ સરદાર સાથે તે પત્ર મહારાજા તરફ મોકલવામાં આવ્યો. તેણે જઇને પત્ર મહારાજાને આપ્યો અને નિકાલની હકિકત સંબંધી મહારાજાએ કેટલાક પ્રશ્નો પૂછ્યા, તેના પણ તેણે ખુલાસા કર્યા. મહારાજા જશવંતસિંહજી બાદશાહની સાથેના નીકાલની હકિકત જાણી ક્રોધાયમાન થયા, તેમનાં નેત્રો રક્ત થઇ આવ્યાં, મુચ્છો અને ઓઠ ફરફરવા લાગ્યા. તુરત તેમનો હાથ કુદરતી જ તલવાર ઉપર પડી ગયો. તેઓ પત્ર લઈ આવેલા રાઠોડ સરદારને કહેવા લાગ્યા કેઃ—

"રામસિંહકું યા કાંઈ સુઝયો, જો બાદશાહસું નિકાલ કર નાંખ્યો? બાદશાહરી શુદ્ધ સાંન મૈં આયને જરૂર ઠેકાણે લાય દે તૌ, અણમેં રામસિંહને બડો બિઘન નાંખ દીયો. બાદશાહરા મનમેં કાંઇ આયો નહીં, કી જશવંતસિંહ કાબુલ લડાઇમેં ગયોડા હીં, અર મેં અઠે અમરસિંહકો મરા નાંખુંહૂં; પણ પીછુંસું જણ બખત જશવંતસિંહ આશી તો મોરી ખબર લૈ નાંખશી. અર રામસિંહને મોરી રાહ દેખ્યા બીના નિકાલ કરનૈ મોરી સબ બાત બિગાડ દી. મૈં અણ બખત એડા બિચારસું આયો હો કી, આગરા તોડને દિલ્હીકું તોડ દેશોં; પણ રામસિંહને મોરી મનરી બાત મનમેં રાખ દી."

દૂતઃ—"અન્નદાતાર, અણ બાતરો શોક કરવાસું કાંઈ હૈ? જો હો ગયો સો હો ગયો."

જશ૦ઃ—"થે મોંનેં કહો તો ખરાકી કીણ રીતસું રામસિંહને આગરા ઉપર ચડાઇ કી, અર સાથમેં કોઇ હુંઢવાહા કી નાહીં?"

દૂતઃ—"અન્નદાતાર, જીણ બખત અમરસિંહજીરા કામ આયારી બાત રામસિંહને હુણી, ઇણી બખત તુરત આપ રીસું ભરાયા, અર હાડીજી સતી વ્હાં; અર દૂસરે રોજ સાંઝરે સમૈ રામસિંહ આગરા ઉપર ચઢયા. નાગોરસું અર રરતારી સરદારીઓંમાંસું સબળા મીલને એક લાખ રાજપૂત રામસિંહજીરી સાથમેં હુંઢયા હા. અર પઠાણ સરદાર મીરખાંન જો અમરસિંહજીરા પઘડીભાઇ હા વો અપણી લારમેં બાર હઝાર પઠાણ લૈનેં રસ્તે મૈં મીળ્યા. બાદશાકને મીરખાંનનેં ફોડવારા બાસ્તે બહોત પરપંચ કિયો, પણ વૈ ફુટયા નહીં. જરાં બાદશાહને નિકાલરી ભાંજગડ કરનૈ પાંચ લાખરા પટારો તાંબાપત્ર રામસિંહસું દીયો. ઇણ રીતસું બાત હુઇ."

જશ૦:—"થૈં હવળાને મિલને મોરા સબ બિચાર મોરે મનમેં રખ દિયે. મોરે બિચાર મારે ગયે, નહિં તો મૈં આજ બાદશાહકું બતાય દે તો કી રાઠોડોસું વેર કરને દિલ્હી કણુ તરેસું સંચરી જાય હૈ."

દૂત:—"હુઝુર, જો હોયગો સો હોયગો. અબ ઇણુ બાતરો બિચાર કરવાસું કાંઇ વ્હે શકે શું હૈ? અબ આપ અઠૈ—છાવણીમેં—પધારો."

જશ૦:—"ચલૌ ચલો હૌં."

આમ કહી પોતાના માણુસોને તૈયાર થવાની આજ્ઞા કરી. માણુસો તૈયાર થવાની વરદી મળી એટલે પોતે પણુ તૈયાર થઇને પોતાના હાથી ઉપર બિરાજ્યા અને પોતાના સૈન્ય સહ જ્યાં આગળ રામસિંહ અને પઠાણુ સરદાર મીરખાંનની છાવણી હતી તે તરફ પ્રયાણુ કર્યું. બે દિવસની મુસાફરી કરી તેઓ રામસિંહની છાવણી નજીક આવ્યા.

મહારાજા જશવંતસિંહજીની સવારી માંહેના વાદ્યોના ઘોષ સાંભળી કુમાર રામસિંહ તથા પઠાણુ સરદાર મીરખાંન પણુ પોતાની સાથે સો સો સવારો લઇ સ્હામા ગયા અને મહારાજાને મળ્યા. પછી તમામ સવારી રામસિંહની છાવણીમાં આવી પહોંચી. આ બધી મુસાફરીમાં અને કુમાર મળ્યા ત્યાં સુધી મહારાજા તો ક્રોધના આવેશમાં જ હતા. તેઓ બેઠા બાદ કુમારને તેમણે પૂછ્યું કેઃ—"રામસિંહ, થૈં ચડાઇ કરને કાંય કીયો? ઇણુ તરેસું નિકાલ કરવારી થારે કાંઇ જરૂર હી? થૈં શુદ્ધ રાઠોડ હૈ ફીર ચડાઇ કરને પીછુંસું નિકાલ કર દિયો યે કાંઇ બાત હૈ?"

રામસિંહ:—"હુઝુર પધાર્યા નહીં હા. ઔર કાકાજીને—પઠાણુ સરદારે—નિકાલ કર નાખ્યો, અણુમેં મૈં કાકાજીનેં કાંઇ કહો?"

જશવંતસિંહ:—(પઠાણુ સરદારને ઉદ્દેશીને) "આપને યે કાંઇ કીયો? અમરસિંહ જેડા જોધાણુનાથરા મોતરો બદલો ઇણુતરેં પાંચ લાખરા પટાસું લીયો જાય? આપ અઠૈં હા, ફીર બાદશાહસું નિકાલરી બાત શરૂ કરનેં મોરી રાહતો દીખણી હી?"

પઠાણ:—"હુઝુર, બાદશાહકો બરાબર ઇસકા બદલા મીલ ચુકા હૈ. ઇસકો અપણુ કયા કરેંગે, ઇસકા બરાબર ખ્યાલ હો ગયા થા. ઔર ઇસસેં તો બાદશાહને નિકાલ કીયા; ફીર જબ બાદશાહ નિકાલ માંગતા થા, તો હઝારૂન હિન્દુ મુસલમાનોંકો કટવા ડાલનેસેં ઔર કયા ફાયદા અપનુંકો લેના થા? લડ કરકેં ભી તો હોતા બાદશાહસેં નિકાલકી, ઇસ લિયે મૈંને યે નિકાલ કીયા હૈ, બાકી તો હમ લોગ બાદશાહસેં ડરતે તો થોડેહી થે?"

જશવંત:—"આપને જો કીયા હૈ ઇણુમેં અબ મૈં કાંઇ કરૂં યું હૈ? જો તુમને કીયા સો ઠીક હૈ, પરન્તુ અમરસિંહજીરો અણુ રીતસું

મોત હોણો યે કાંઇ ઠીક બાત હૈ ? અમરસિંહજી મહારાજરી રાણી જણ બખત રાંડી, અણનાવાંસું તૌ લાખુંન મુગલાંરી ઔરતૌ, ઔર લાખુંન ગૌડાંરી લુગાઇયાં રંડાણી ચાહિજે. મહારાજ અમરસિંહરા પિછું પાંચ લાખરો પટો લૈને નિકાલ કરવારી બાત ઠીક કુછ હોય નહીં. અબાર મૈં અઠેસું જોધપુર જાશોં. બાદશાહનૈં મળવારા બાસ્તે આવોં કોય નહીં. જો મેં આશોં અર મોંનેં રીસ ચડ જાય, તૌ અણરો કુછ સાઠો ફળ આ જાય. ઇણ બાસ્તે મેં આગરામેં આશોં કોય નહીં.”

પઠાણઃ—“જબ હમ ભી હજુરકે સાથહી ચલેંગે. હમકો ભી યહાં રહનેસેં કયા જરૂરત હૈ ? અગર આગે કોઇ ઐસા મૌકા આયગા તૌ દેખા જાયગા.”

પઠાણ સરદાર આ પ્રમાણે વાતચિત કરી પોતાના તંબુ તરફ ચાલ્યા અને રામસિંહ મહારાજા જશવંતસિંહ પાસે બેસી રહ્યા. પઠાણના ગયા બાદ રામસિંહે મહારાજાને પૂછ્યું કેઃ—

રામસિંહઃ—“હુઝુર, યે પટ્ટામેંસું કાકાજીનેં અડધો પટ્ટો દેવારી બાતચિત કરને અડધો દેશ અણોંનેં સુંપ દો.”

જશવંતઃ—“થારો કહણો બરાબર હૈ. કયું કી મીરખાનજી આપણી લારમૈં જીવરો અર અપણી સુબાગીરીરો જોખમ ઉઠાનેં ચડયા હા, તો અણોંનેં પણ કુછ નફો હોવણો ચાહિજે.”

મહારાજાએ એક દૂતને પઠાણ સરદારને બોલાવી લાવવા સારૂ મોકલ્યો. તે આવ્યા એટલે પોતે વાતચિત શરૂ કરીઃ “ખાંન સાહેબ, રાસ્તામેં આપણ હધળા જુદા પડ જાશોં, જીણસું કુછ બાતચિત મોરે આપોંરી સાથ કરણી હૈ, સો અઠે હીં કર લૌં.”

પઠાણઃ—“હુઝુર, ઐસી કાંઇ બાત હૈ, જો હોવે સો ફરમાઇએ.”

જશવંતઃ—“મેરા કહણા તૌ યે હૈ કી યા પટામાંસું આપોંનેં ઠીક લાગે વો દેશ આપ રખ લૌ, ઔર બાકી રામસિંહ રખ લે.”

પઠાણઃ—“હુઝુર, આપ યે કાંઇ ફરમાતે હો ? રામસિંહકે પટેમેંસેં મેરેકો એક તસુ જમીન ભી કામ નહીં આતી હૈ. મૈં ઇસતરોંસેં નફા ઉઠાનેકો રામસિંહકે સાથ નહીં ચઢાથા.”

જશવંતઃ—“યે આપોંકો કહણો તો ઠીક હૈ, પરન્તુ રાંમસિંહ મોંનેં કેવૈ હૈ કી કાકાજીનેં આધો પટો દીયો જાય.”

પઠાણઃ—“હુઝુર, રામસિંહ તૌ બચ્ચા હૈ, લેકિન આપ મુઝે યે ફરમાતે હૌ, યે ઠીક બાત નહીં હૈ. કયું, કી રામસિંહકી સાથમેં ચઢણા વો મેરા કામથા, ઔર અગર કભી મેરેકો જરૂરત હોગા તો રામસિંહ મેરી સાથ ભી ચડેગા. ઇસમેં બદલા કાયકા.”

જશવંતઃ—"અચ્છા, જબ આપોંરી મરજી નહીં હૈ, જરાં પટ્ટારી બાત રહણે દોં; પર આપકો યે લડાઈમેં જો ખર્ચ હુવો વો તો લો."

પઠાણઃ—"વો ભી મુઝે હરામ હૈ. આપ કોઇ બાત મુઝે મત ફરમાવેં."

પઠાણ સરદારે પટ્ટો કે લડાઈનું ખર્ચ કંઇ પણ લેવા ના પાડી અને તેઓ રજા લઇ પોતાના તંબુ તરફ ચાલ્યા ગયા. બાદ મહારાજા જશવંતસિંહજીએ પોતાના લશ્કરને અને રામસિંહે તેના લશ્કરને કુચ કરવાના હુકમો આપ્યા, અને તેઓ આગ્રા છોડી ચાલ્યા. મહારાજા જશવંતસિંહ જોધપુર ગયા, રામસિંહ નાગોર, પઠાણ સરદાર પોતાની સુબાગીરીના પ્રદેશમાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ અઠ્ઠાવીશમું
## ઉપસંહાર

દોહાઃ—હિમ્મત કાર્ય શરૂ કરો, રાખી પ્રભુપર પ્યાર;
સિદ્ધ કાર્ય સર્વે કરે, વાર વાર કરી વ્હાર.

આપણે આ વાર્તામાં બાદશાહની અનીતિના અંગે રાઠોડોને તથા બાદશાહને કેવી રીતે સહન કરવું પડ્યું તે જાણી ચુક્યા છીએ. વળી બાદશાહની અનીતિને સહન નહીં કરતાં રામસિંહ જેવા એક બાળક રાઠોડ હિમ્મતથી પોતાના સરદારોનો નિરાશાજનક જવાબ મળવાથી પોતાના વિચારને અડગતાથી વળગી રહી, સરદારોના વિચારો પણ તેણે પોતાની સાથે મેળવી લીધા અને માત્ર પરમેશ્વર ઉપર ભરોંસો રાખી દિલ્હી જેવી એક જબરજસ્ત બાદશાહત સામે બાથ ભીડવામાં લેશ પણ શંકા મનમાં રાખી નહીં. તે હિમ્મતથી દિલ્હી પર હલ્લો લાવે ત્યારે બાદશાહને તેની સાથે તેની મરજી મુજબ નિકાલ કરવાની ફરજ પડી. આ બધા ઉપરથી આપણને એમ ચોક્કસ જણાય છે કે પરમેશ્વર ઉપર શ્રદ્ધા રાખી હિમ્મતથી કંઇ પણ કઠિન કાર્ય ઉપાડવામાં આવે તો પરમેશ્વર તેવા કાર્ય ઉઠાવનારની સાહ્યમાં રહીને તે કાર્ય પૂર્ણ કરે છે.

અનીતિથી રાજ્ય ચલાવનાર રાજાઓને પોતાની અનીતિનું કેવું પરિણામ ભોગવવું પડે છે, તે પણ શાહનશાહ શાહજહાંનના વર્તન ઉપરથી આપણને ચોક્કસ રીતે દર્શાય છે. વળી રામસિંહને "તામ્રપત્ર" આપતી વખતે બાદશાહે પોતાના ખાન ઉમરાવોને ઉપદેશ આપતાં પોતાના ભાષણમાં "રાજનીતિ" નું બહુજ સારૂં વર્ણન કર્યું છે. તેમાં તેણે રાજાની નીતિ, રાજા પ્રજાનો સંબંધ, અને હરેક પ્રકારે પ્રજાની વાચ્છનાઓ પૂર્ણ કરવી, એજ સારા રાજ્યને શોભા આપનાર છે વિગેરે જણાવી, પ્રજાને પોતાનો શિકાર સમજનાર શિકારી, અને લૂટારા જેવું વર્તન ચલાવનાર રાજાઓ, તથા પ્રજાનું લોહી ચૂસનાર

અને પ્રજાની ઇજ્જતનો વિચાર કર્યા શિવાય પ્રજાને હેરાન કરનાર રાજાઓને શાહજહાઁનના ભાષણનો શબ્દેશબ્દ પોતાના હૃદયમાં કોતરી રાખવા સરખી શિખામણ આપી છે. તેથી આપણને એમ જ માનવું પડશે કે શાહનશાહ શાહજહાઁનના પછાડીના જીવનમાં તેની પ્રજાને બહુ જ સુખ પ્રાપ્ત થયલું હોવું જોઇએ. વળી વિષયાંધપણાથી મનુષ્યને કેવાં સંકટોમાં આવી પડવું પડે છે, તેનો પણ આપણને શાહજહાઁનના અને અમરસિંહના ચરિત્રથી અનુભવ મળી શકે છે.

સ્ત્રીના પ્રેમમાં ફસાવાથી મનુષ્યો કેવી રીતે દુ:ખી થાય છે, તેનું ભાન આપણને "રાવ અમરસિંહજી"ના ચરિત્ર ઉપરથી બરોબર થઇ આવે છે. શુદ્ધ ક્ષત્રિયોમાં કેટલું અને કેવું ઝનુન હોય છે તેનું તથા ક્ષત્રિયોની વીરતાનું પણ સારી રીતે ભાન થઇ શકે છે. વીર અમરસિંહજીની વીરતાની અવધિ તો આપણને એટલાથી જણાઇ આવે છે કે માત્ર એકજ કટારથી તેમણે "સલાબત"ને માર્યો, બીજા કેટલાક મુસલમાનોને દરબારમાં માર્યા અને ખુદ બાદશાહના ઉપર પણ કટારી ફેંકી, એટલું જ નહીં પણ પોતાને દગલબાજીથી મારવા તૈયાર થનાર–દુષ્ટ અરજુન ગૌડનું, મરતાં મરતાં પણ નાક કાન કાપી, જે શિક્ષા દગલબાજ મનુષ્યને થવી જોઇએ તે સજા પોતે કરતા ગયા. તેથી જ જોધપુર મહારાજા માનસિંહજીએ યથાર્થ કહ્યું છે કે "પાવશેર લોહતેં હલાઈ સારી પાતશાહી, હોતી સમશેર તૌ છિનાઇ લેતો આગરા" અને જો તલવાર પકડત તો તેમ કરત પણ ખરા, એમાં કાંઇ જ શંકા લેવા સરખું નથી. કોઇ કવિએ પણ આ દોહરો યથાર્થ જ કહ્યો છે કે "કટારી અમરેશરી" અર્થાત્ અમરસિંહજીના જેવો કટાર ચલાવનાર કોઇ ક્ષત્રિય થયો નથી, અને હાલમાં તો નથી જ, પણ ભવિષ્યમાં પણ કોઇ કાળે થશે કે કેમ? તત્ સંબંધી શંકા જ છે!!!

કુદરતના નિયમ મુજબ દરેકની પ્રતિસ્પર્ધા અથવા ઉલટપણું હોય છે. જો તેમ ન હોય તો સારા નરસાની પરીક્ષા પણ થઈ શકે નહીં, અને તેનું દૃષ્ટાંત આપણને અરજુન ગૌડ જેવા જ્ઞાતિ અને દેશદ્રોહીથી મળી શકે છે. જ્યારે અમરસિંહજી ક્ષાત્રવટને શોભાવતા હતા ત્યારે તે તેને લજ્જિત કરવા સારૂ તૈયાર થયો, અને બાદશાહના દરબારમાં તેણે અમરસિંહજીનો તે સગો સાળો છતાં, બીડું ઉઠાવ્યું અને દગલબાજી કરી, વચ્ચે હિન્દુઓ પ્રાણાન્તે પણ જે "વિશ્વનાથ" અને "ગંગાજી"ના સોગન ન ખાય, તેમને રાખી, અમરસિંહજીને મારવા તયાર થયો અને તેમને માર્યા પણ ખરા. અર્થાત્ જે વખતે વીર અમરસિંહ આ પવિત્ર ભારતભૂમિને પવિત્ર કરતા હતા, તે જ વખતે

આ અરજુન ગૌડ તેને અપવિત્ર કરી ભારે મારતો હતો. તેની શિક્ષા તો તેને આપણી વાર્તાના નાયક વીર અમરસિંહે તેનાં નાક કાન કાપી કરી, તો પણ તે કેટલોક વખત આ ભારતભૂમિને ભારરૂપ થઇને પણ જીવતો રહ્યો હતો.

બાદશાહના એક સુબા અને સરદાર છતાં પઠાણ સરદાર મીરખાંને પોતાની અમરસિંહજી સાથેની સત્યમિત્રતા તેમના મરણ બાદ પણ દર્શાવી પોતાનો ખરો ધર્મ બજાવ્યો છે. બાદશાહે લાલચ તથા ધમકી આપવા છતાં તેને લક્ષમાં ન લેતાં માત્ર રામસિંહજી સાથે રહી લડવાનું પસંદ કર્યું, જેનાં પરિણામે બાદશાહને રામસિંહ સાથે નિકાલ કરવાની ફરજ પડી હતી. આવી રીતે તેમણે પોતાના ચારિત્ર્યથી "પઘડીભાઇ" અથવા "દુધભાઇ" નું ભાઇપણું બતાવી મિત્રધર્મને શોભાવ્યો હતો.

હિન્દુ મુસલમાનોએ પણ કેવી રીતના સંપથી કામ લેવું જોઇએ, અને એક બીજાની સાથે કેવી રીતે હળી મળીને ચાલવું જોઇએ, તેનું તાદૃશ્ય દૃષ્ટાંત આપણને બતાવી, તે મુજબ વર્તવાની સાચી સલાહ હિન્દુ અને મુસલમાનોને પણ આપી છે.

રામસિંહે, નાગોર આવી શુભમુહૂર્ત જોવરાવી પોતાની તખ્તનશિનની ક્રિયા કરવાનું ઠરાવી, તેમાં પઠાણ સરદાર તથા જોધપુર મહારાજા જશવંતસિંહ અને અન્ય પોતાની લાગવગવાળા સરદારોને આમંત્રી સિંહાસનારૂઢ થઇ પોતાના કાકાના પગલે ચાલી નાગોર રાજ્યની પ્રજાને સુખી કરવાનું વચન આપી, સુખી કરી પણ ખરી. તખ્તનશિનની ક્રિયા વખતે પોતાની સાથે સાથમાં રહેનાર સરદારોને સારી સારી જાગીરો આપી નિરંકુશતાથી નાગોરનું રાજ્ય ભોગવવા લાગ્યો.

કાળની ગતિ ગહન છે, અને કાળને અનુસરી આ દેશમાં એક નહીં પણ અનેક વખતે રાજ્યક્રાન્તિઓ થઇ છે. રાજા રૈયત કોઇ પણ પોતાના મહેલ કે ઘરમાં સુખથી રહી શકતાં નહોતાં, એવા સમયમાં આ નાગોરના રાજ્ય કર્તાઓ પણ નબળા ન પડતાં પોતાનું રાજ્ય સ્થાયી રાખી શકે એ અસંભવિત જ હતું. અને નાગોરના સત્તાધીશો નબળા પડયા તેથી અથવા બીજાં કોઇ કારણોથી નાગોરાધીશો પોતાની સત્તા ગુમાવી બેઠા. પરંતુ પ્રબળ રાઠોડોએ નાગોરના રાજ્યનો કેટલોક ભાગ પોતાના મારવાડના રાજ્ય સાથે જોડી લીધો અને અત્યારે પણ તે નાગોરનો કિલ્લો જોધપુર મારવાડના રાજ્યના હવાલામાં છે.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ. ઇતિ સમ્પૂર્ણમ્.

# પરિશિષ્ટ

## રાજા અમરસિંહ સંબંધમાં ટૉડકૃત રાજસ્થાનમાં ઉલ્લેખ

(નાગોરાધિપતિ રાજા અમરસિંહના સંબંધમાં કર્નલ ટૉડ સાહેબે રાજસ્થાનના ઇતિહાસમાં જે હકીકત આપી છે તે નીચે રજુ કરી છે. તે ઉપરથી વાર્તાની લેખકે કેવી ગુંથણી કરી છે તે સમજાશે.)

૧

રાજપૂતો સ્વભાવથી જ પ્રાચીન સંસ્કારના પૂજક હોય છે. તે છતાં પણ તેઓ કદિ પોતાના પૂર્વજોના આચારવિચાર વિરુદ્ધ વર્તન કરે છે. તેમના સમાજમાં કોઈ કોઈ વખત ઉત્તરાધિકારની પ્રણાલીમાં ફેરફાર થયેલો જોવામાં આવે છે. રાઠોડકુળના ઇતિહાસમાં આપણે આવાં બે ઉદાહરણો જોયાં છે અને આ વખતે ત્રીજું ઉદાહરણ જોવાનો પ્રસંગ આવ્યો છે. ગજસિંહનો જ્યેષ્ઠ પુત્ર અમર હતો, તેથી ઉત્તરાધિકારની પ્રાચીન પ્રથા અનુસાર તે જ રાજસિંહાસનનો યોગ્ય અધિકારી હતો; પરંતુ ગજસિંહે તેનો હક્ક રદ કરી જસવંતસિંહને પોતાના સિંહાસનપર અધિષ્ઠિત કર્યો. જ્યેષ્ઠ પુત્ર વિદ્યમાન હોવા છતાં પણ ગજસિંહે પોતાના નાના પુત્રને સિંહાસનપર બેસાડ્યો, તેનું એક વિશેષ કારણ છે અને તે એ છે કે અમરસિંહ ઉદ્ધત અને ઉગ્ર સ્વભાવનો હતો. આ કારણથી રાજ્યના પ્રાયઃ સર્વ માણસો તેને ચાહતા નહોતા. તેનામાં રાજોચિત એવો કોઈ પણ ગુણ નહોતો કે જેની સહાયથી તે પચાસ હજાર રાઠોડોની ઉપર રાજ્ય કરી શકે. તે છતાં પણ તે અસાહસિક અને પરાક્રમરહિત નહોતો. તેની તેજસ્વિતા અને પરાક્રમની આગળ તેના શત્રુઓ તૃણવત્ બનીને ભસ્મ થતા હતા. ગજસિંહે દક્ષિણમાં જે જે યુદ્ધો કર્યાં હતાં, તે સર્વમાં અમરસિંહે પોતાનું અપૂર્વ પરાક્રમ દર્શાવી આપ્યું હતું. અમરસિંહ યુદ્ધમાં આગેવાની ભરેલો ભાગ લેતો હતો. તે નીડર અને રણચતુર હતો. જેમનો સ્વભાવ એના સ્વભાવને મળતો આવતો હતો, તે સર્વ જણે એની સાથે મિત્રતા બાંધી હતી; છતાં તે મોટા અને બળવાન માણસોની સાથે ઉદ્ધતાઈ કરીને લડાઈ ટંટા કરવા લાગ્યો તથા જેતું તેનું અપમાન કરવા લાગ્યો. તે કારણથી પ્રજાહિતૈષી રાજા ગજસિંહે પોતાની પ્રજાના કલ્યાણને માટે ઉદ્ધત અમરસિંહનો સિંહાસન ઉપર અભિષેક કર્યો નહિ.

સંવત ૧૬૯૦ ના વૈશાખ માસમાં એક દિવસ ગજસિંહે મારવાડના સમસ્ત સામંતો અને મિત્રોની સાથે સભામાં બેસીને પોતાના જ્યેષ્ઠ પુત્ર અમરસિંહને પોતાના ઉત્તરાધિકારના પદપરથી ચ્યુત કર્યો.

આ પ્રકારનું શોચનીય કાર્ય રાજપૂતોદ્વારા ક્વચિત્ જ થાય છે. અંત્યેષ્ટિ-સંસ્કારની પ્રાયઃ સમસ્ત ક્રિયાઓ આ પ્રસંગે કરવામાં આવે છે. જે દિવસે આવી શોચનીય ઘટના બને છે, તે દિવસને સમસ્ત રાજપૂતો શોકનો દિવસ માને છે. ગજસિંહે પોતાના જ્યેષ્ઠ પુત્રને ઉત્તરાધિકારના પદપરથી ચ્યુત કર્યો તે પ્રસંગનું વર્ણન આ પ્રમાણે છે;—ગજસિંહ ઉચ્ચ સિંહાસનપર વિરાજમાન થયા છે અને

તેમની બન્ને બાજુએ રાજ્યના સામંતો પોતપોતાની પદવી અનુસાર બિરાજ્યા છે. સામે કાંઇક જમણી બાજુ તરફ અમરસિંહ ઉભો છે. સર્વ સભાસદો નિઃસ્તબ્ધ અને નિઃશબ્દ છે. સભાજનો વિસ્મિત થઈ રાજાના ગંભીર તથા તેજોમય મુખ તરફ નિહાળી રહ્યા છે. સર્વ તેમની આજ્ઞા સાંભળવાને ઉત્સુક થઈ રહ્યા છે. થોડીવાર પછી તે ગંભીર નિઃસ્તબ્ધતાનો ભંગ કરી રાજા બોલ્યાઃ "અમરસિંહને ઉત્તરાધિકારના પદપરથી ચ્યુત કરવામાં આવ્યો છે હવે તે ભવિષ્યમાં રાજા થઈ શકશે નહિ. મારવાડનો ઉત્તરાધિકાર એના કનિષ્ઠ બંધુને સમર્પિત કરવામાં આવ્યો છે. અમરસિંહને દેશપાર કરવામાં આવે છે, માટે હમણાં જ તેણે મારવાડ છોડીને ચાલ્યા જવું."[૧] આ કઠોર આજ્ઞા થતાંની સાથે જ દેશપાર માટેનાં વસ્ત્રાદિ લાવવામાં આવ્યાં. અમરસિંહે સર્વ વસ્ત્રો પરિધાન કર્યાં. આ સર્વ વસ્ત્રો કાળા રંગનાં હતાં. કાળો પાયજામો, કાળો અંગરખો, મસ્તક ઉપર કાળા રંગની ટોપી અને ઢાલ તથા તલવાર પણ કાળી હતી. ત્યાર પછી તેની આગળ એક કાળા રંગનો અશ્વ આવ્યો. તે અશ્વપર આરૂઢ થઈને અમરસિંહ શીઘ્ર ત્યાંથી ચાલ્યો ગયો. તેણે કોઇની તરફ એકવાર પણ દૃષ્ટિપાત કર્યો નહિ, તેમજ કોઈને પોતાની સાથે આવવાને પણ કહ્યું નહીં.

તેજસ્વી અમરે કોઈની પણ સહાયની અપેક્ષા કરી નહિ, તો પણ તેને પોતાના દેશમાંથી એકલા જવું પડયું નહિ. જે સામંતો અને બીજા લોકો તેને ભાવી રાજા તરીકે ગણીને તેના પ્રત્યે આદરની દૃષ્ટિથી જોતા હતા, તે સર્વ એકદમ રાજસભામાંથી વિદાય લઇને તેની સાથે ગયા. અમર આ સર્વ વિશ્વાસુ સરદારોની સાથે મારવાડથી બહાર નીકળી પાદશાહની સભામાં પહોંચ્યો. શાહજહાન પાદશાહે તેને થયેલી દેશનિકાલની સજા મંજુર રાખી હતી, તો પણ તેણે તે નિરાશ્રય રાજકુમારને પોતાને શરણે આવેલો જોઈ તેના પ્રત્યે દયા દર્શાવી અને તેને એક સેનાના સેનાપતિપદપર નિયુક્ત કર્યો. અમર પરાક્રમી અને રણદક્ષ પુરુષ હતો. થોડા જ દિવસમાં પાદશાહ તેનાપર અત્યંત પ્રસન્ન થયો અને તેને ત્રણ હજાર સૈનિકોનો મનસબદાર બનાવી "રાવ" ની ઉપાધિ આપી તથા નાગોર જીલ્લો તેને અર્પણ કર્યો. આ સર્વ સન્માનને પ્રાપ્ત થઈ રાઠોડ અમરસિંહ અત્યંત ઉગ્ર સ્વભાવનો થઈ ગયો. આ ઉગ્ર સ્વભાવ જ તેનો કાળરૂપ નિવડ્યો. જે ઉગ્ર અને ક્રોધી સ્વભાવને લીધે તે રાજ્યથી વંચિત થયો હતો, તેને લીધે જ અંતે તે અકાળ મૃત્યુને પ્રાપ્ત થયો. ઉન્નતિને પ્રાપ્ત થયા પછી તે પોતાના કર્તવ્યમાં ઘણો બેદરકાર બન્યો. તે એટલે સુધી કે વ્યાઘ્ર, વરાહ આદિ જાનવરોના શિકારમાં મગ્ન રહી તે એક પખવાડીઆ સુધી પાદશાહની

---

૧. અમરસિંહને આ પ્રકારની થયેલી દેશનિકાલની સજા ઈતિહાસદ્વારા પ્રમાણિત થતી નથી. મહારાજા ગજસિંહે જસવંતસિંહની માતાના કહેવાથી અમરસિંહને રાજ્યથી વિમુખ કરી પ્રથમથી જ પાદશાહને ત્યાં નોકર રખાવી દીધો હતો. તેમણે પોતાના મૃત્યુ પૂર્વે થોડા દિવસપર તેને લાહોરમાં બોલાવ્યો હતો, ત્યારે પણ તેને જુદો રાખ્યો હતો. તેની મા, તેની સ્ત્રીઓ અને તેનાં સંતાનોને જોધપુરથી દૂર કરી પાદશાહની આપેલી જાગીરમાં મોકલી દેવામાં આવ્યાં હતાં.

સભામાં ગેરહાજર રહ્યો. આ ગેરહાજરીને માટે શાહજહાને તેને ધમકી આપી અને દંડનો ભય દર્શાવ્યો; પરંતુ તેજસ્વી અમરસિંહ તેથી કિંચિત્ પણ ભયભીત થયો નહિ. તેણે ધીર અને અકંપિત સ્વરથી પાદશાહના મુખપર જ જવાબ આપ્યો:–"હું શિકાર કરવાને બહાર ચાલ્યો ગયો હતો, તેથી અહીં આવી શક્યો નહિ." પછી તે પોતાની સમશેરને સ્પર્શ કરીને બોલ્યો:–"આપ દંડ કરવાની ઈચ્છા રાખો છો તો કરો, કેવળ આ મારી તલવાર જ મારૂં ધન છે."

અમરસિંહનાં આ નીડર અને તેજસ્વી વચનો સાંભળી પાદશાહ અત્યંત ક્ષુભિત થયો અને તેણે તેનો દંડ કર્યો. પછી તેણે તે દંડ વસુલ કરવાને માટે બક્ષી સલાબતખાંને[1] તેની પાસે મોકલ્યો. ખજાનચી સલાબતખાં અમરને ઘેર ગયો અને કટુ વચનથી તેની પાસે દંડ માંગ્યો. તેના આવા અયોગ્ય વર્તનથી અમર અત્યંત ક્રોધિત થયો અને તેણે તેને પોતાની આગળથી ચાલી જવાને કહ્યું; તેમ જ દંડ આપવાનો સાફ ઈન્કાર કર્યો. પોતાના કર્મચારીના થયેલા અપમાનથી પાદશાહે ખુદ પોતાને અપમાન થયેલું ગણ્યું અને તેણે તરત જ અમરને બોલાવી મંગાવ્યો. અમર તત્કાળ દિવાનેખાસમાં[2] પાદશાહની પાસે ગયો. દૂરથી જ તેણે પાદશાહના ડોળા રાતા થયેલા જોયા. સલાબતખાં પાદશાહની સામે દ્વિકર જોડીને ઉભો હતો. આ દૃશ્ય જોઇ અમરનું હૃદય ક્રોધાવેશથી થરથર કંપવા લાગ્યું, તેની નસેનસમાં ઉષ્ણ રક્ત દોડવા લાગ્યું અને તેનાં રોમે રોમમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો. તે મનમાં બોલ્યો કે:–"પાદશાહે જ મારો તિરસ્કાર કર્યો છે, મને ગાળો ભાંડી છે અને મારો દંડ કર્યો છે, માટે સર્વ ઉપદ્રવોનું મૂળ એ જ છે." આવો વિચાર કરી તે પાંચ હજારી, સાત હજારી મનસબદાર, સરદારો તથા ઉમરાવોની વચ્ચે થઇને શીઘ્ર સમ્રાટની પાસે પહોંચી

---

૧ સલાબતખાં બક્ષી હતો. બક્ષીનું કાર્ય કેવળ પગાર વહેંચવાનું જ નહોતું; પરંતુ હિસાબી ખાતાંપર દેખરેખ રાખવાનું પણ હતું. તેનું પદ અતિ સન્માનનીય હતું, પરંતુ તેમાં જાનનો જોખમ ઘણો રહેતો હતો. ખાસ કરીને અમરસિંહની પાસે મુછનો વાળ હાલે તો વેર લેવાને તૈયાર થાય એવા ઉગ્ર સ્વભાવના પ્રચંડ યોદ્ધાઓ હતા, તેથી તેનું પદ ઘણું જોખમભરેલું થઇ પડયું હતું. સલાબતખાંની સાથે અમરસિંહને વેર હતું અને તેનું કારણ સલાબતખાં પાદશાહની વિશ્વાસપાત્ર સેવા બજાવતો હતો, તે જ કદાચ હશે; પરંતુ કર્નલ ટૉડની આ વાત માન્ય નહિ કરતાં હિંદી અનુવાદક જણાવે છે કે અમરસિંહે પાદશાહને પરબારો મુજરો કર્યો હતો, તેથી સલાબતખાંએ નારાજ થઈને તેનું અપમાન કર્યું હતું અને તેને 'ગમાર' કહ્યો હતો. આથી રુષ્ટ થઈ અમરસિંહે પોતાની કટારથી તેને મારી નાખ્યો. સત્ય વાત આજ છે, બીજી સર્વ કવિઓની અતિશયોક્તિ છે.

૨ આ ઘટના દિવાનેખાસમાં બની નહોતી. શાહજહાનની તવારિખ અનુસાર આ ઘટના સંવત ૧૭૦૧ ના શ્રાવણ સુદ ૩ ને દિવસે શાહજાદા દારા શિકોહની હવેલીમાં બની હતી. આ હવેલીમાં પાદશાહ થોડા દિવસ થયાં કોઈ ખાસ કારણવશાત્ રહેતો હતો.

ગયો. પાદશાહે ધાર્યું કે તે કાંઈ બોલશે; પરંતુ તેણે તો એકદમ છલંગ મારીને સલાબતખાંપર આક્રમણ કર્યું અને તેના હૃદયમાં કટાર ઘોંચી દીધી. પછી તેણે પોતાની સમશેર ખેંચી પાદશાહપર આક્રમણ કર્યું; પરંતુ પાદશાહના સૌભાગ્યથી તે તલવાર તખ્તની સાથે અથડાઇને નીચે તૂટી પડી. પાદશાહ ભયભીત થઈ સિંહાસન છોડી મહાલયની અંદર નાસી ગયો. રાજસભામાં મહા હાહાકાર પ્રવર્તી રહ્યો. અમરની સંહારક મૂર્તિ જોઈ સર્વ માણસો ભયથી ચારે તરફ નાસવા લાગ્યા, તેની પ્રચંડ સમશેર વિદ્યુતની પેઠે ચમકારા મારતી ચારે તરફ ઘુમવા લાગી. અમરસિંહને સારામાઠાનો વિચાર રહ્યો નહિ. તેણે જેને પોતાની સામે જોયા તેનાપર આક્રમણ કર્યું. આ પ્રમાણે તેણે પાંચ ઉચ્ચ પદાધિકારી મોગલ સેનાધિપતિઓને મારી નાખ્યા. રક્તની ધારાથી સમસ્ત સભામાં કિચડ થઈ ગયો. તે છતાં પણ તે રાઠોડ વીરનું હૃદય શાંત થયું નહિ. તેને રોકવાનો બીજો કોઈ પણ માર્ગ નહિ જોઈ તેના સાળા અર્જુન ગોડે તેને નમ્ર વચનોથી શાંત પાડ્યો અને પછી યુક્તિથી તેનાપર શસ્ત્રપ્રહાર કર્યો. જો કે આ શસ્ત્રપ્રહારથી અમર પૃથ્વીપર તૂટી પડ્યો, તોપણ જ્યાંસુધી તેના શરીરમાં દમ રહ્યો ત્યાંસુધી તે સતત સમશેર ચલાવતો રહ્યો. અંતે તે રક્તશય્યામાં અનંતકાળને માટે સૂઈ ગયો.

અમરના આ ભયંકર અને શોચનીય મૃત્યુનું વેર લેવાને માટે તેના સામંતોએ[1] પ્રાણાંત સુધી મોગલોનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી. તેમણે કેસરી વસ્ત્રો પરિધાન કરી પ્રચંડ વેગથી મોગલો ઉપર આક્રમણ કર્યું. ચાંપાવત ગોત્રના બલ્લૂ અને કૂંપાવત ગોત્રના ભાઉ નામના બે તેજસ્વી રાજપૂતો તે સેનાના સેનાપતિ થયા. જોતજોતામાં કેટલાક રાજપૂતોની પ્રચંડ વીરતાથી લાલ કિલ્લાની અંદર પુષ્કળ રક્તપાત થવા લાગ્યો. અસંખ્ય યુદ્ધવિશારદ યવન સૈનિકો આવીને રાજપૂતો ઉપર આક્રમણ કરવા લાગ્યા. અસ્ત્રશસ્ત્રના ઝણકાર અને વીરોના સિંહનાદથી સમસ્ત આગ્રા ગુંજી રહ્યું. અસંખ્ય મોગલ સૈનિકોથી મુઠ્ઠીભર રાજપૂતોએ અંતે પરાજિત થઈને પ્રાણત્યાગ કર્યા. ત્યાર પછી અમરની વિવાહિતા સ્ત્રી (બુંદીના રાજાની કન્યા) તે ભયંકર રણભૂમિમાં આવી અને પોતાના મૃતપતિની દેહ ઉઠાવી લઈ ગઈ. પછી તેણે એક ચિતા બનાવી અને પોતાના સ્વામીના મૃતદેહને ખોળામાં લઈને તેની સાથે બળીને ભસ્મીભૂત થઈ.

અમરસિંહના કેટલાક વિશ્વાસુ સેવકો અને સરદારોએ પ્રાણ ત્યાગ કર્યા. તેને ઘણો દીર્ઘકાળ વ્યતીત થઈ ગયો છે; પરંતુ તેમની અપ્રતિમ રાજભક્તિ, આત્મોત્સર્ગ અને વીરતાનું પ્રકાશમાન ચિત્ર આજે પણ આગ્રાના સ્તંભોમાં વિદ્યમાન છે. તેમના મહાન અને અમર જીવનચરિત્રનો નાશ કોઈ પણ કરી શક્યું નથી.[2] તેઓ જે બુખારા નામના સિંહદ્વારથી લાલ કિલ્લામાં ગયા હતા,

---

૧ અમરસિંહના સરદારો અર્જુન ગોડપર વેર લેવાને માટે તેના મકાન તરફ જતા હતા; પરંતુ એવામાં પાદશાહની સેના આવી પહોંચવાથી તેની સાથે યુદ્ધ થયું.

૨ કર્નલટોડ જણાવે છે કેઃ—

આવાં ચરિત્રો લખવાથી ઘણો ફાયદો થવાનો સંભવ છે. પાશ્ચાત્ય રાજ-

ચેષ્ટા સફળ થઈ નહિ. વિશ્વાસુ રાઠોડ સરદારો અજિતસિંહના અધિકારની રક્ષા કરવાને માટે રત્નની સામે યુદ્ધમાં પ્રવૃત્ત થયા અને તેમણે તેને હરાવ્યો. તેણે નાસીને નાગોરના કિલ્લામાં ભરાઇ પોતાના પ્રાણનું રક્ષણ કર્યું. ત્યાર પછી રાઠોડ સરદારોએ ઈદાવંશીઓપર આક્રમણ કરી તેમને મંદોરમાંથી દૂર નસાડી મૂકયા. ઔરંગઝેબે જે હેતુથી રત્નને જોધપુર જીતી લેવાને ઉત્સાહિત કર્યો હતો, તે હેતુ સફળ થયો નહિ. (સસ્તા સાહિત્યની આવૃત્તિમાંથી)

---

## ૩

## વાર્તાને લગતાં ઐતિહાસિક વર્ષોની યાદી

૧. મ. ગજસિંહ ગાદીએ બેઠા. ઈ. સ. ૧૬૨૦. જહાંગીરનો સમય.

૨. શા. શાહજહાન „ „ ૧૬૨૭.

૩. ગજસિંહે અમરસિંહને નાવારસ ઠરાવ્યો. ૧૬૩૪.
અમરસિંહને શાહજહાને નાગોર આપી પોતા સાથે રાખ્યો.

૪. ગજસિંહ મરણ પામ્યા. ૧૬૩૮.

૫. અમરસિંહ મ. છત્રશાળની પુત્રીને પરણ્યા. ૧૬૪૫ ના આષાઢ શુદ ૯.

૬. અમરસિંહે સલાબતખાનને કટારીથી માર્યો. ૧૬૪૫ ના શ્રાવણ શુદ ૩.

૭. અમરસિંહનું અર્જુન ગૌડે દગાથી ખુન કર્યું. ઈ. સ. ૧૬૪૫ ના શ્રાવણ શુદ ૫.

વાર્તામાં અમરસિંહની રાણી મહારાજા છત્રશાલની પુત્રી, હાડી રાણીને નામે જે ઓળખાય છે તેનું વિશેષ નામ શું હતું તે લેખક છગનલાલ બ્રહ્મભટ્ટે લખ્યું નથી. તેમજ મારવાડી ભાષાના અમરસિંઘજીરા ખ્યાલમાં પણ હાડી રાણીનું નામ આપેલું નથી. પણ સલાબતખાન શાહજહાનનો સાળો હતો અને ચુગલીખોર હતો એ જણાવેલું છે. પાદશાહ શાહજહાનની વાર્તામાં આવતી માનીતી હુરમ તે કોણ? તાજ બેગમ કે બીજી કોઈ? તેનો ખુલાસો પણ મળતો નથી. અમરસિંહના અને હાડી રાણીના મારવાડી ભાષામાં પોવાડા અથવા ખ્યાલ જુદા જુદા પ્રકારના મળે છે. તેમાં એકમાં શાહજહાનની હુરમને તાજબીબી તરીકે ઓળખાવી છે અને સલાબતખાન તેનો ભાઈ હતો એમ તો બધામાં જ એક સરખું વર્ણવેલું મળી આવે છે.

(સંપાદક)

'ગુજરાતી" પત્રની ૪૮ મી ભેટ

# તોગાજી તલવાર

અને

# રાયસિંહજીની હથેલી

ગ્રન્થકર્તા:

સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ
( મહેસાણાવાળા )

પ્રકાશક:
"ગુજરાતી" પ્રેસના માલીકો
મુંબઇ નં. ૧

સંવત ૧૯૮૭. ઇ. સ. ૧૯૩૧.

પુસ્તક મળવાનું ઠેકાણું :—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,

કોટ, મુંબઈ નં. ૧.

—:o:—



—:o:—

Printed at and Published by Natverlal Itcharam Desai at The "Gujarati" Printing Press, Sassoon Buildings, Elphinstone Circle, Fort, Bombay No. 1

# પ્રસ્તાવના

"ગુજરાતી" પત્રના ૧૯૩૧ ના વર્ષની ભેટની ઐતિહાસિક વાર્તાનું આ બીજું પુસ્તક છે. પહેલું પુસ્તક નાગોરાધિપતિ અમરસિંહજીની કટારી—એ નામનું છે. અને બીજા પુસ્તકમાં વીરવર તોગાજીની તલવારની અને ઝાલા રાણા રાયસિંહજીની હથેલીની વાર્તા આપેલી છે. આ બન્ને વાર્તાઓ ભાટચારણોના મુખે ચઢેલા એક પ્રખ્યાત દુહાને લગતી છે. આ બે પુસ્તકોમાં મળીને દુહાની ત્રણે રસિક વાર્તાઓનો સમાવેશ થઈ જાય છે.

આમાં વીરવર તોગાજીની વાર્તામાં આવતા પ્રાચીન દુહા, કાવ્યો, ઉક્તિઓ મેળવવા માટે મૂળ લેખકને ઘણો પરિશ્રમ વેઠવો પડ્યો હતો. આમાં હિન્દુ મુસલમાનની જેવી એકતા છે તેવી એકતા આજે થાય તો હિન્દનો રાજવહિવટ તેઓના હાથમાં આવી પડતાં વાર લાગે નહિ. ધર્મવૃત્તિવાળા એક મુસલમાનના વટની ખાતર એક હિન્દુ રાજપૂતે પોતાનું માથું કાપી આપ્યું અને તેની નવપરિણીત સ્ત્રી તેની પાછળ સતી થઈ, અને હિન્દુત્વનું દર્શન કરાવ્યું એ સંબંધી આ વાર્તા છે. જ્યાં સુધી હિન્દુઓ માટે મુસલમાન અને મુસલમાનો માટે હિન્દુ પ્રાણાર્પણ કરી નિસ્વાર્થ બુદ્ધિ નહિ જગવે ત્યાં સુધી હિન્દુસ્તાનને માથે પરતંત્રતા લખાયલી છે. તે જ પ્રમાણે ધાર્મિક ઝઘડાથી પણ દૂર રહેવું જોઈએ છે. જે માણસ મરણનો ડર દૂર કરે છે તે અમર થાય છે, એ કહેતી ખોટી નથી. માથું કપાઈ ગયા પછી ધડ લડતું રહે, એ બનાવ અશક્ય નથી, અને ઈતિહાસમાં તેના ઘણા પૂરાવા મળે છે. ગુજરાતના ઈતિહાસમાં જયશિખરીનું ધડ કલ્યાણના રાજા ભૂવડ સામે લડ્યું હતું. ઝાલાવંશમાં ખેતોજી મકવાણાનું ધડ એ પ્રમાણે લડ્યું હતું. સં. ૧૯૮૬ ના ગુજરાતીના દીવાળીના અંકમાં હમીર લાઠીયાની

વાર્તા રા. રા. ગોકળદાસ રાયચુરાએ લખી છે, તેમાં પણ આવો જ પ્રસંગ છે. પણ એ સર્વ કરતાં વીરવર તોગાજીની વાત અદ્ભુત છે. પોતાનું ધડ લડશે એવી પાકી ખાત્રી કોણ આપી શકે? અને પોતાની ભવિષ્યમાં પરણનારી સ્ત્રી, પરણીને તુરત જ તેનું મૃત્યુ થવાનું છે, એવી ચોક્કસ વાર્તા હોવા છતાં પોતાના મરણ પછી તેની સતી થવાની ખાત્રી કોણ આપી શકે? આજના જમાનામાં પોતાની સ્ત્રી વિષે આટલો વિશ્વાસ કોને હશે? તોગાજીના દાખલામાં તો કન્યા પરણાવનાર પિતાને પણ ખાત્રી છે કે તેની પુત્રી, પરણીને રંડાતાં તુરત તેના ધણી પાછળ જરૂર સતી થશે, અને પુત્રી પણ સતી થવાના કોડમાં, શિરપર મરણ બોલાવી લેનાર પતિ સાથે પરણે છે. આવું કશે બન્યું સાંભળ્યું નથી, છતાં આ અસંભવિત જેવી વાત રાઠોડવંશના રાજપૂતોએ સંભવિત કરી બતાવી છે. આ વાર્તા વાંચતાં રોમાંચ ખડાં થાય છે; ખરેખર જોધાણનાથ મહારાજા ગજસિંહનો કાળ એ ખરેખર સતયુગનો સમય હતો, એમ જ કહી શકાય. જોધપુરના ઈતિહાસમાં મહારાજા ગજસિંહ અને જશવંતસિંહનો રાજ્યકાળ ઘણો ઉજ્જ્વલ છે. એના માટે કોને અભિમાન નહિ ઉત્પન્ન થાય?

ત્રીજી વાર્તા ઝાલાવંશના એક વીરપુરૂષની છે, અને આખી વાર્તા ઝાલાવંશની ઉત્પત્તિ અને સ્થિતિ સંબંધદર્શક છે. ગુજરાતી પ્રજા અને ભાષા "શું શાં પૈસા ચાર" કહેવાઈ તે પેશ્વાઈ કાળ પહેલાંની છે. આ ત્રણ પ્રસંગો બન્યા ત્યારથી ભાટચારણોએ દિલ્લીના દરબારમાં રાજપૂતોનાં પરાક્રમોની નિશાનીઓ રહી ગઈ છે તેનો દુહો ગાવા માંડયો હતો. ઐતિહાસિક કાળક્રમમાં રાયસિંહજીની હથેલીનો પ્રતાપ પહેલો છે, કારણ કે તે અકબરના સમયમાં બન્યો છે. બીજો તોગાજીની વીરતાનો પ્રસંગ છે. આ બનાવ દીલ્લીશ્વર પાદશાહ શાહજહાન્ ગાદીએ બેઠો અને ગજસિંહ મહારાજા વીરગતિને પામ્યા એટલે કે ઈ. સ. ૧૬૨૭ થી ૧૬૩૪ સુધીમાં બન્યો હોવો જોઈએ એમ અનુમાન થાય છે. અને તેમાં પણ બાદશાહ શાહજહાન ગાદીપતિ થયો તે પછી તુરત બન્યો હોવો જોઈએ. છેલ્લો અમરસિંહજીની કટારીનો પ્રસંગ ઈ. સ. ૧૬૪૫ માં શાહ-

જહાનના દરબારમાં જ બન્યો હતો. આ પ્રસંગ બન્યા પછી જ આ દુહોઃ—

કટારી અમરેશરી, તોગારી તલવાર,
હથ્થલ રાયાં સંઘરી, દિલ્લીરા દરબાર.

પ્રચલિત થયેલો હોવો જોઈએ, અને ભાટચારણોને વીર રસની વાતો કહેવા માટે અમૂલ્ય ખોરાક મળ્યો. અમરસિંહજીની બહાદુરી માટે તો મારવાડી ભાષામાં પ્રાચીન અર્વાચીન ઘણા પોવાડા, ખ્યાલ, લાવણી, રંગત, દુહા, કાવ્યો વગેરે ઘણાં રચાયાં છે, પણ તે સર્વમાં ઐતિહાસિક તાળો ન બેસે એવી ઘણી હકીકતો પ્રવેશ પામી ભ્રષ્ટ થઈ ગઈ છે. આ બાબતમાં કવિ છગનલાલે ઐતિહાસિકતા જાળવવા માટે સારો પરિશ્રમ કર્યો છે. તે જ પ્રમાણે વીરવર તોગાજીની હકીકત સંબંધી પ્રાચીન કાવ્યો મેળવતાં બહુ મહેનત પડી હતી. રાયસિંહજીની વાત તો ગુજરાતમાં થોડે ઘણે અંશે જાણીતી છે. અમને આશા છે કે આ ત્રણ વાર્તાઓ મળીને બે ઐતિહાસિક પુસ્તકો ગુજરાતીના સુજ્ઞ વાચનારાને રસદાયી થઈ પડશે.

સં. ૧૯૮૬
માગસર વદ ૧૧
મુંબઈ

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ.



## તોગારી તલવારની

## અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ લું. | શાહનશાહ શાહજહાનનો પ્રશ્ન ... | ૧ |
| ૨ જું. | ગજસિંહજીની મસલત ... ... | ૬ |
| ૩ જું. | નિરાશા પછી આશા ... ... | ૧૧ |
| ૪ થું. | તોગાજીએ બીડું ઉઠાવ્યું ... ... | ૧૭ |
| ૫ મું. | ભટીયાણીજી ... ... ... | ૨૨ |
| ૬ ઠું. | લગ્નની તૈયારી ... ... ... | ૨૭ |
| ૭ મું. | તોગાજીની જાન ... ... ... | ૩૦ |
| ૮ મું. | ધર્મસંકટ કે કસોટી ... ... | ૩૮ |
| ૯ મું. | તોગાજીની આગરામાં સવારી ... | ૪૭ |
| ૧૦ મું. | તોગારી તલવાર ... ... ... | ૫૧ |
| ૧૧ મું. | સતીની તૈયારી ... ... ... | ૬૦ |
| ૧૨ મું. | મુરશદનો બાલ ... ... ... | ૬૩ |
| ૧૩ મું. | મુરશદ અને સતી ભટીયાણીજી ... | ૬૬ |
| ૧૪ મું. | ઉપસંહાર ... ... ... | ૭૨ |

## રાયસિંહજીરી હથેલીની

## અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ લું. | ઝાલાવંશકીર્તિકથા—કેસરદેવનાં પરાક્રમો... | ૧ |
| ૨ જું. | ઝાલાવંશસ્થાપક હરપાળની વીરતા ... | ૫ |
| ૩ જું. | વીર વાઘોજી—કુવાનો ફ્રેહેર અને હળવદ | ૮ |
| ૪ થું. | રાયસિંહજીનો પરિચય ... ... | ૧૧ |
| ૫ મું. | મામા સાથે વેર ... ... ... | ૧૪ |
| ૬ ઠું. | દિલ્લીના દરબારમાં રાયસિંહજીનો પંજો | ૧૮ |
| ૭ મું. | ઉપસંહાર ... ... ... | ૨૧ |



# તોગારી તલવાર

## પ્રકરણ પહેલું

### શાહાનશાહ શાહજહાઁનનો પ્રશ્ન

દોહા:–કટારી [1]અમરેશરી, તોગારી[2] તલવાર;
હથ્થલરાયાં સંધરી, દિલ્હીરા દરબાર.

આપણી આ વાર્તાનો પ્રસંગ દિલ્હી–આગરાના શાહાનશાહ શાહજહાઁનના સમયમાં બનવા પામ્યો છે. તે વખતે જોધપુર–માર-

---

૧ અમરેશરી કટારી–અમરસિંહજીની કટારી એટલે અમરસિંહજીની કટારીએ દિલ્હીના શાહાનશાહ શાહજહાંનના દરબારમાં તેના સાળા ચુગલીખોર સલાબતખાનને કટારીથી મારી નાંખ્યો અને શાહાનશાહની પાછળ ફેંકી તેથી એક થાંભલામાં તેનો ઘા થયો અને નિશાની રહી ગઇ, અને એ જ કટારીથી પોતાના દગાખોર સાળા અર્જુન ગૌડનાં નાકકાન કાપી લીધાં અને ઘણા ગૌડોનો નાશ કરી અતુલિત શૌર્ય બતાવી મરણ પામ્યા, અને એ જ કટારી સાથે પરણેલાં હાડી રાણી અમરસિંહજીના મસ્તક સાથે સતી થયાં, વગેરે વાત આની પહેલાં "અમરેશરી કટારી" અમે છાપી છે, તે વાંચો. (ન. ઈ. દેસાઈ.)

૨ તોગારી તલવાર–વીર તોગાજીની તલવાર. ઉપરના દોહા બીજા ચરણની ઐતિહાસિક વાર્તા અહિંથી શરૂ થાય છે. રાજસ્થાની ભાષામાં છઠ્ઠીનો પ્રત્યય "રો–રી–રૂ–રાં" આવે છે અને તે ગુજરાતી છઠ્ઠીના પ્રત્યય કરતાં વિશેષ જોરદાર છે, એવું આઠમી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ રમણભાઇ મહીપતરામ નીલકંઠ લખી ગયા છે. એ વિષે વિશેષ સમજ "અમરેશરી કટારી"ની વાર્તાના આરંભમાં અમે આપી છે. (ન. ઇ. દેસાઈ.)

વાડની ગાદી ઉપર મહારાજા ગજસિંહજી બિરાજતા હતા. તે ઈ. સ. ૧૬૨૦ અને ઈ. સ. ૧૬૩૮ ની સાલની મધ્યની હકિકત છે.*

તોગાજી વીર રાઠોડોના વંશમાં ઉદ્ભવ થયેલ રાઠોડ સરદાર હતો. તે મહારાજા ગજસિંહજીના રાજ્યનિર્ગત એક ગામનો ઠાકોર હતો.

દિલ્હીના બાદશાહોના દરબારમાં હર વખત કોઈ કોઈ નવીન પ્રશ્ન નિકળતો અને તેના ઉપર ખાન ઉમરાવો અને વિદ્વાન્ કવિ, પંડિત અને કાજીઓ સમક્ષ વાટાઘાટ ચાલતી હતી.

આજનો દરબાર પણ પોતાની મિસાલ મુજબ ભરાઈ ગયો છે. આસનવાળાઓ આવી પોતપોતાનાં આસનો ઉપર અનુક્રમે ગોઠવાઈ ગયા. પુદ્દાંના અધિકારીઓ શાહી દરબારમાં લટકતાં રાખવામાં આવેલાં રેશમી પુદ્દાં પકડી ઉભા રહ્યા છે. સિત્તેર ખાન, બોહોતર ઉમરાવ, અન્ય સરદાર, પટાવતો, દિવાન, કવિ, પંડિત, કાજીઓ, કામદાર વર્ગ, લશ્કરી અફસરો, પટવારીઓ વિગેરે પોતપોતાનાં સ્થળે આવી નિયત થઈ ગયા. એટલે નકીબે દરબાર ભરાયાની વરદી શાહાનશાહને પહોંચડાવી, અને શાહાનશાહે જનાનખાનાની બારીએ થઈને દરબારગૃહમાં પ્રવેશ કર્યો. ચોબદારે દરબારમાં શાહાનશાહના પધારવાની વરદી આપતાં સુંદર અને લાંબા સૂરથી નેકી પુકારી. તેના શ્રવણથી તમામ દરબારીઓ આસનો ઉપર ખડા થઈ ગયા. બાદશાહ શાહજહાંન આવી જગતપ્રસિદ્ધ મયૂરાસન ઉપર બિરાજ્યા એટલે સહુ દરબારીઓએ તેમને માનોપૂર્વક નમન કર્યું, અને પછી પોતપોતાનાં આસનો ઉપર બેઠકો લીધી.

સલામીનું કાર્ય થઈ રહ્યા બાદ વિદ્વાન્ કવિઓએ શાહાનશાહને આશીર્વાદાત્મક તથા પ્રશંસાત્મક કવિતાઓ આસને બેસી સંભળાવી. અન્ય દરબારીઓએ તેને વાહ ! વાહ ! ના ઉદ્ગારોથી વધાવી લીધી. વિદ્વાન્ પંડિતોએ પણ આશીર્વાદાત્મક શ્લોકો કહી સંભળાવ્યા અને કાજીઓએ પણ રચેલી સુંદર શયેરો સંભળાવી. તેને પણ વાહ ! વાહ ! નું માન મળ્યું.

આ કવિ, પંડિત અને કાજીઓના કાવ્યોનાં કાર્ય પૂર્ણ થઈ રહ્યાં, એટલે વારાંગનાઓએ પોતાના–કોયલને પણ લજ્જિત કરનાર સુંદર સ્વરથી ગાયન સાથે હાવભાવ સહ નાચ શરૂ કર્યો. તમામ દરબારી-

---

* દંતકથાકારો તેમની વાર્તાઓ મુખપાઠ પરંપરાથી ચાલતી આવેલી હોવાથી સ્મરણફેર અથવા વિસ્મૃતિના કારણથી કોઈ કોઈ વાર્તાનાં પ્રસિદ્ધ નાયકનાં સ્થળો અને બીજી તેમની હકિકતથી વાકેફ નહીં હોવાથી જણાવી શકતા નથી, અને આપણી આ વાર્તાના નાયક વીરવર તોગાજીના સંબંધમાં પણ તેમ જ બન્યું છે.

ઓને વારાંગનાઓનાં, કામદેવની સ્ત્રી રતીને લજ્જિત કરનાર તથા ઈન્દ્રની અપ્સરાઓને શરમાવનાર સુંદર સ્વરૂપનો એવો મોહ લાગ્યો કે તેઓ ઘડીભર બાદશાહ ચિકિત્સા જોશે, તો તેનું શું પરિણામ આવશે, તે પણ વિસરી ગયા. અને માત્ર વારાંગનાઓનાં હાવભાવમય ચાળા અને સ્વરૂપ તરફ એક જ નજરથી જોવા લાગ્યા. વારાંગનાઓએ પણ ગાવા અને નાચવાની કળા શાહાનશાહના દરબારમાં રજુ કરવામાં કંઈ જ કસર ન રાખી. આ રીતે તેમનું કાર્ય પણ પૂર્ણ થઈ ગયું અને તેમને પણ વાહવાહના પ્રશંસાત્મક ધ્વનિથી વધાવી લેવામાં આવી.

કવિ,* પંડિત અને વારાંગનાઓનાં કાર્ય પૂર્ણ થયાં ત્યાં સુધી શાહાનશાહ તો જાણે પોતાનો દરબાર જોઈ એક મહાન્ વિચારમાં પડ્યો હોય ની ! એમ તેની મુખમુદ્રા ઉપરથી દેખાતું હતું. આ બધું કાર્ય પૂર્ણ થયું, એટલે તેમને યોગ્ય પારિતોષિક આપવામાં તેનું દિલ ગુંથાયું અને તે કાર્ય તેણે આટપ્યું.

બાદ સત્તાધારીઓએ પોતાના તરફનાં બાદશાહ સમક્ષ રજુ કરવાનાં કાર્યો રજુ કરી, તેનો એક પછી એક નિકાલ કરાવવા માંડ્યા અને બાદશાહે પણ તેનો ગમે તે રીતે નિકાલ જ કરી નાંખવા માંડ્યો.

---

* પ્રથમના વખતના રાજા બાદશાહોનો સાધારણ નિયમ હતો કે કવિ, પંડિતો અથવા કોઈ પણ કળાધારી તેમને મળવા આવતો તો તેઓ તેની મુલાકાત લેવામાં અને તેની કળાથી પ્રસન્ન થઈ સારી રીતે તેને સંતોષવામાં પોતાનું મહદ્ માન સમજતા હતા. કવિઓની માર્ફત કીર્તિ દેશાન્તરમાં પ્રસિદ્ધ થાય તે સારૂ કવિઓના આવવાની વરદી મળવાથી રાજાઓ તેમને સામા લેવા સારૂ જતા હતા. વળી એટલેથી સંતોષ નહીં માનતાં કેટલાક રાજાઓએ, બાદશાહોએ કવિઓની પાલખીઓ ઉઠાવ્યાના પણ દાખલા મળે છે. જ્યારે આગળના વખતમાં એવો વહીવટ હતો, ત્યારે અત્યારે તો કવિનું નામ સાંભળી હેબકવાનો અને જનાનખાનાં સેવવાનો તથા કવિની વરદીથી દહેશત લાગતી હોય તેવા અનુભવ જોવામાં અને સાંભળવામાં આવે છે ! કેટલાક રાજાઓ તો માત્ર કવિને પોતાને ત્યાં આવેલો જોઈ, તેને રોકી રાખી કંટાળો આપવામાં જ પોતાની કીર્તિની પ્રસિદ્ધિ માની બેસે છે. ઉપરાંત દિવસો ને દિવસો, માસો ને માસો અથવા વર્ષો ને વર્ષો સુધી પણ રોકી રાખી નજીવી રકમ આપી કવિને સંતોષ્યાનું અભિમાન ધરાવે છે. કેટલેક સ્થળે તો રાજાના સેક્રેટરીઓ અથવા એડી કેમ્પો, પોતે રાજા અને કવિના સંબંધથી બિલકુલ અજ્ઞાન હોવાથી, રાજાને તકલિફ ન પડવા દેવા સારૂ કવિનો અને રાજાનો ભેટો જ થવા દેતા નથી ! પોતાનાં અથવા પોતાના પૂર્વજોનાં કીર્તિમય કાવ્યો સાંભળવામાં પણ હાલ રાજાઓને તકલિફ પડી જાય છે, તો પછી તેઓ શિકારમાં સિંહને અને રણમાં દુશ્મનોને મારવાની કેવી હિમ્મત ધરાવતા હશે ? છતાં રાજાઓ તો પોતાને ક્ષત્રિય કહેવડાવવાનો દાવો કરે છે, તે નવાઈની વાત છે. (છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ)

જેમ કોઈ રાજ્યના ન્યાયખાતામાં માત્ર કામોનો નિકાલ જ કરવો, એવું લક્ષ રાખી ન્યાયાધીશો કામોનો ત્વરિત નિકાલ કરી નાંખી કોઇને ન્યાય અને કોઈ કામમાં કોઇને અન્યાય (આંધળીયાં કરી) કરી નાંખે છે, તેમ આપણા બાદશાહ સલામતે પણ આંખો મીંચી કામોનો નિકાલ કરી નાંખવા માંડયો. આ વખતે તેના દિલમાં પોતાથી કોઇને અન્યાય થઈ જશે તેવો ઇશ્વિરી ડર પણ રહ્યો નહીં અને તે કાર્ય પૂર્ણ થયું.

આમ દરબારી કામકાજ તમામ પૂર્ણ થયું, એટલે બાદશાહે અત્યાર સુધી પોતાનો વખત જે વિચારમાં ગુમાવ્યો હતો, તેને લગતો એક અદ્ભુત અને દરબારીઓના સહજ ખ્યાલમાં પણ નહીં આવે તેવો પ્રસંગ દરબારીઓ આગળ રજુ કરતાં પૂછ્યું કેઃ—"યારો! તુમ ખાન ઉમરાવ લોગ સબ ઈસ બખ્ત દરબારમેં હાજિર હો. મેરેકોં ઐસા બિચાર હુવા હૈ કિ યે મુસલમાની બાદશાહત હો કરકેં ભી ખાનોંકી ગિનતિ સિત્તેરકી ઔર હિન્દુ ઉમરાવોંકી ગિનતિ બોહોતરકી પહિલેસેં ચલી આતી હૈ, ઈસકા કયા કારણ હોગા? મેરે ખ્યાલ મુવાફિક તો ઈસ મુસલમાની બાદશાહતમેં મુસલમાનોંકી ગિનતિ જિયાદા હોની જરૂરત થી. ફીર ઐસા રિવાજ કિસ કારનસેં પડ ગયા હોગા?"

તમામ ખાન ઉમરાવો પ્રથમ તો આ બાદશાહના, ખ્યાલમાં નહિં તેવા પ્રશ્નથી વિચારમાં જ પડી ગયા, પરંતુ પાછળથી કેટલાક ખાન ઉમરાવોએ જવાબ આપ્યો કેઃ—

"ખુદાવિંદ! યે રિવાજ બહુતસેં બખતસેં ઈસ તરહ ચલા હી આયા હૈ; ઈસકા કિસી ભી બખત પ્રસંગ નિકાલકેં કોઇ ભી બાદશાહકે સમયમેં કુછ બાતચિત નહીં હુવા હૈ. ફીર હમ લોગ આપ-ખુદાવિંદસેં કયા જવાબ દેવેં? હમકો ભી તો ઉસકા કુછ માયના માલુમ નહીં હૈ."

બાદશાહઃ—"નહીં, નહીં, ઇસ તરહ તુમ લોગ, મૈંને આજકે દરબારમેં જો બાત શુરૂ કી હૈ, ઉસકો ઉડા મત ડાલો. મૈં ઇસ બાતકો સચ્ચ સમઝના ચહાતા હું; ઇસિસેં આપ લોગ બિચાર કરકેં મેરેકો ઇસકા માયના પેશ કરો."

બાદશાહનાં આવાં આગ્રહયુક્ત વચનો સાંભળી અંતર્વેદ જીલ્લાનો સુબો મીર ખાનઝા ખાન જે આ વખતે દરબારમાં હાજર હતો, તેણે પોતાના હાથ જોડી બાદશાહને વિનંતિ કરતાં કહેવા માંડયું કેઃ 'ખુદાવિંદ! મેરે સુણનેમેં ઇસકા માયના ઐસા આગે આયા હૈ કિ, હિન્દુ લોગ-અપણુંસેં દો બાતુંમેં બઢકેં હૈં, ઔર ઇસહી કારનસેં

આગેકી બાદશાહતોંમેં ખાનોંસેં ઇત હિન્દુ ઉમરાવોંકી સંખ્યા દોકી બઢાકે રક્ખી ગઈ હૈ."

બાદશાહ:–"મીર! વો દો બાતું કૌનસી હૈ, વો ભી તો તુમ મેરેકો સુનાઓ. મેરેકો ઇસકો સમઝનેકી બોહોત ઇન્તઝારી હૈ."

ખાનઝા૦–"ખુદાવિંદ! વો દોનું બાતેં ખુલ્લી હી હૈં; ઔર વહ યહ હૈ કિ (૧) હિન્દુ લોગ અપના સિર ધડસેં અલગ હોયે બાદ લડતે હૈં, (૨) ઔર જબ ધડ ઇનકા ગિરજાતા હૈ તો ફીર ઇનકી ઔરતેં ઇનકે સાથ સતી હો કરકેં જીન્દિ મર જાતી હૈં, ઔર ઇસ તરહ હિન્દુ લોગ અપનેસેં દો બાતુંમેં બઢકે હૈં."

બાદશાહ:–"મીર! તુમ જો કહતે હો, વો હિન્દુ લોગ કર સકતે હૈં, ઐસી તુમારી બરાબર ખાત્રી હૈ?"

ખાનઝા૦–"ખુદાવિંદ! બરાબર ખાત્રીભી હૈ ઔર મૈં હિમ્મતસેં કહ સકતા હું."

બાદશાહ:–"જબ તુમ જો દો બાત બોલતે હો, વો દો બાતેં મેરેકો દિખાકેં ખાત્રી કરવાઓ, અગર નહિ તો તુમકો જાનસેં માર દીયે જાંયગે. ઔર તુમારા સબ અશબાબ શાહી હવાલ કિયા જાયગા."

ખાનઝા ખાન બાદશાહનું કહેવું સાંભળી વિચારમાં પડી ગયો, અને તેને તો 'નમાજ પડતાં મસ્જીદ કોટે વળગી,' એવું થયું! તે તેના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, "આ બાદશાહનું કેવું અઘટિત કાર્ય કહેવાય કે પ્રથમ તે પૂછે છે અને પછી જવાબ મળતાં આમ નકામો હઠ કરી હેરાન કરે છે? આવી રીતે તે કોઇ હિન્દુ મરવા તૈયાર થાય? અને તેની ઓરત પણ સતિ થઇ કંઇ મરવા તૈયાર થાય?"

આમ વિચાર કરી તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે, "ખેર, જે થઇ તે થઇ. હવે હિમ્મત હારવાથી આ બાદશાહ કંઇ તેની હઠ છોડવાનો નથી. ચ્હાય તો; 'અર્થં સાધયામિ વા દેહં પાતયામિ,' જે થાય તે ખઇ. પણ હવે તો હિમ્મત રાખી પ્રથમની માફક જવાબ આપું." આવા નિશ્ચય ઉપર આવી તેણે બાદશાહને જણાવ્યું કે:–"ખુદાવિંદ! એ બાત કુછ બચ્ચોંકે ખેલીશી નહી હૈ, જીસસેં મૈં ખુદાવિંદ ફરમાવે ઉસી બખ્ત દિખા દૂ. યે તો મરનેકા કામ હૈ, ઔર ઐસે મરનેવાલેકી ખોજમેં મેરેકો કમમેં કમ બાર માસકી મુદત લગેંગા. વો ખુદાવિંદસેં મેરેકો મિલની ચાહિયે."

બાદશાહ:–"ઇસમેં તુમ ઇતની લંબી મુદત ક્યું માંગતે હો? ઇતની લંબી મુદત તુમકો મીલ ભી નહિ સકતી હૈ, અગર તુમકો જરૂરત હૈ તો છે માસકી મુદત દી જાતી હૈ. ઉસ મુદતમેં કામ પેશ ન

હુઆ, તો શાહી ફરમાનકે મુવાફિક તુમારા જાન લીયા જાયગા. યાદ રખના.”

ખાનઝા:–“બોહોત અચ્છા, ખુદાવિંદ !”

ખાનઝા ખાનનો જવાબ મળવાથી બાદશાહે દરબાર બરખાસ્ત કરાવ્યો. અન્ય ખાનો અને ઉમરાવો બાદશાહનો દરબાર છોડી ગયા બાદ પોતપોતાના મુકામો તરફ જવા નિકળ્યા અને રસ્તામાં બાદશાહની ઉદ્ધતાઇ અને અન્યાયી પદ્ધતિ માટે તેને ધિક્કાર અને ખાનઝા ખાનની હિમ્મત સારૂ તેની પ્રશંસા કરવા લાગ્યા.

## પ્રકરણ બીજું

### ગજસિંહજીની મસલત

દોહા:–જો નૃપપૈં અધિકાર લૈ, કરૈ ન પર ઉપકાર;
તો તાકે અધિકારમૈં, રહે ન આદિ “अ” કાર.

જે વખતે દરબારમાં ખાનઝા ખાનની બાદશાહે આવી સંકડામણ કરી, તે વખતે જોધપુર મહારાજા ગજસિંહજી બાદશાહના દરબારમાં હાજર હતા. તેમણે આ બધો પ્રસંગ જોયો અને તેથી તેમના મનમાં બાદશાહના આવા વર્તન સારૂ દ્વેષ થઇ આવવા ઉપરાંત તેઓ એવો વિચાર પણ કરવા લાગ્યા કે, “બિચારા મીર સાહેબને માત્ર ક્ષત્રિયોની સત્ય હકિકત જાહેર કરતાં આવી રીતે આફતમાં આવવું પડયું; છતાં જો ક્ષત્રિયો તરફથી તેને યોગ્ય રીતની મદદ આપવામાં ન આવે તો ક્ષત્રિયોની કેટલી બધી હલકાશ કહેવાય?” આમ વિચારમાં ને વિચારમાં તેઓ પોતાના મુકામ ઉપર આવ્યા. આવીને તુરત તેમણે સાંજના વખતે તમામ ઉમરાવોને પોતાના મુકામે આવવાનાં આમંત્રણો કહેવડાવ્યાં, અને સાથે મીર ખાનઝા ખાનને પણ આમંત્રણ કરવા જણાવ્યું. ચોબદાર આમંત્રણ સારૂ ગયો અને પોતે જમીને આરામ કરવા સારૂ પધાર્યા.

સાંજના પાંચ વાગ્યાના સુમારમાં તમામ ઉમરાવો એક પછી એક મંડળીઓમાં આવવા લાગ્યા. મહારાજાએ તેમનો સારી રીતે સત્કાર કર્યો. આ કાર્ય ચાલતું હતું તે વખતે બહાદુર મીર ખાનઝા ખાન પણ આવ્યા અને તમામ ક્ષત્રિયો તેમનો સત્કાર કરી પ્રશંસા કરવા લાગ્યા.

આ કાર્ય પૂર્ણ થયું, એટલે વિદ્વાન્ મારવાડી કવિઓએ ક્ષત્રિયોની પ્રશંસાત્મક અને વીરરસમય કવિતાઓ કહી સંભળાવી, ક્ષત્રિયોને પોતાના કાર્યનું ભાન કરાવ્યું. જ્યારે મહારાજાને લાગ્યું કે ક્ષત્રિયો સતેજ

થઈ ગયા છે અને કવિઓનાં વચનોની તેમનાં મગજો ઉપર સારી અસર પણ થઈ છે, ત્યારે તેમણે ઇસારો કરી કવિઓને પોતાનાં કાર્યોથી અટકાવ્યા. કવિઓ પણ પોતાને કરવાનું કાર્ય પૂર્ણપણે થઈ ગયું છે, એમ જાણી આનંદથી બોલતા અટક્યા, એટલે મહારાજાએ ક્ષત્રિયોને ઉદ્દેશીને નિચે મુજબ કહેવા માંડ્યું:—

"આપણ હવળા રાજા લોગ આજરા દરબારમેં હાજર હા, અર આપણ હવળાંરી હજુરમેં, યા મીર ખાનઝા ખાનરી હવળી બાત બાદશાહસું હુઈ. ઇણમેં મીર સાહબરો કોઇ બાતરો લાભ હો નહીં, પરન્તુ માત્ર રાજપૂતોંરો રાંજપૂતપણો મુસલમાનોંસું તેજ હૈ, ઇતરો દિખાવણારા બાસ્તે ઇનોંને બાદશાહસું સત્ય હકિકત હી સો કરી, જીસમેં બાદશાહ નાખુશ હુયગૌ. અર ખાનજા મીરકો છે મહિનોંમેં યે હકિકત સત્ય કરને દિખાવણારો કહ્યૌ; અર દિખાવૈ નહિં તૌ માર દૈનેકી ધમકી દીહૈ. ઇણ બાબતમેં આપણ હવળા ઉમરાવ અઠે હૈં, સો બિચાર કરને કહૌ કિ ઇણ બાબદમેં અપણે ખાનઝા ખાનકાં મદદ કરણી કિ નહીં? આપ બિચારો કિ જો ઇણ બાબતમેં આપણ ખાનઝા ખાનકો મદદ કરૈં નહીં તો, દુનિયામેં અપણી ક્ષત્રિયોંરી એઇજત વ્હે જાય અર લોગ અપણા બાસ્તે બોત કરશી કિ, ખાનઝા ખાનને રાજપૂતોંરી બાત કરને બીન મોતસું આપોંરો જીવ ગુમાયૌ. ઇસસેં આપણ હવળા યે હવળી બાતોંરો બિચાર કરને મોંને કહો કિ, અપણે મીર સાહબસું મદદ કરણી કિ નહીં?"

તમામ ઉમરાવોના મનમાં દરબારમાંથી જ પાદશાહનું વર્તન જોઇ ઉશ્કેરણી તો થઇ આવી જ હતી, પરંતુ પાદશાહને માઠું લગાડવાનું આ કામ આગેવાન થઇને કોણ ઉઠાવે? સહુ મનની વાત મનમાં જ રાખી ગુપચુપ પોતપોતાના મુકામો ઉપર આવ્યા હતા. પરન્તુ તેમને જોધાણનાથ જેવો આગેવાન મળ્યો, એટલે તેઓ પોતાનાં હૃદયોમાં ઉત્પન્ન થયલા ક્રોધને ખાળી શકયા નહીં. તેમણે મહારાજાને જવાબ આપ્યો કે:—

ઉમરાવ:—"હુઝુર! આપ જોધાણનાથ હૌ. આપ હમારા હવળારા શિરમોડ હૌ, ફીર આપોંને જણરીતસું ઠીક લાગે અણ રીતસું આજ્ઞા ફરમાય દૌ. ઇણ વાતમેં હુઝુરસું કુંણ જુદૌ હૈ?"

મહારાજ:—"મોંને બહુ આનંદ વ્હે હૈ કિ આપ હવળા મોરા બિચારરા સાથ મિલોડયા હે. ક્ષત્રિયોરો કામ હૈ કિ અણ રીતસું ક્ષત્રિય નામનેં લાંચ્છન લગવાવાળા શાહરા બિચાર ઇણના મુંઢામેં રખ દેણા, અર અપણી સત્ય હકિકત કહણેવાળાનેં અપણા જીવોંરા સાટે

"ખુદાવિંદ ! આજ આપકા દિલ કોઈ બાતકા રંજમેં હૈ, ઐસા આપકે મુખ પરસેં દિખ પડતા હૈ. મહરબાની કરકે માલુમ દેકી ખુદાવિંદકા દિલ કિસસેં રંજમેં ગિરફતાર હો રહા હૈ"

ખાનઝાઃ—"અય બેગમ ! આજકે દરબારમેં કોઇ ઐસા મૌકા આ પડા કિ જીસસેં મેરા જીભી તૌ જોખમમેં આ ગિરા હૈ."

બેગમઃ—"ખુદાવિંદ ! ઐસા મૌકા મેરે માલિકકે ઉપર કૈસે ઔર કિસ રીતસેં આ પડા હૈ, વો યે લૌંડીકો કહનેકીભી તૌ મહરબાની કી જાય."

ખાનઝાઃ—"અય બેગમ ! આજકે દરબારમેં બાદશાહસેં, હિન્દુઓકી જગાયેં દરબારમેં કાયકો દો જયાદા રખ્ખી હૈ, ઇસ બાતમેં મૈંનેં બાદશાહસેં કહા કિ (૧) 'હિન્દુ મરે બાદ—શિર પડે બાદ—લડતે હૈં, ઔર (૨) ઇનકે પીછે ઇનકી ઔરતેં સતી હોતી હૈ, યહ દો બાતોંમેં બઢકે હોનેસેં ઇનકી દો જગાએ દરબારમેં જિયાદા રખ્ખી ગઇ હૈં,' બાદશાહ પૂછકે ફીર નાખુશ હો ગયે, ઔર મૈંનેં જો કહા સચ કરકે બતાનેકા ફરમાયા. અગર મૈં ના દિખાઉં, તૌ મેરેકો જાનસેં માર દેનેકા હુકમ કિયા."

બેગમઃ—"ખુદાવિંદ ! યે સબ બાત હુઇ વહાંતક કોઈ હિન્દુ કુછ નહીં બોલા."

ખાનઝાઃ—"અય નાજનિની ! હિન્દુ લોગને ઉસ બખત તૌ કુછ કહા નહીં; લેકિન આજ શ્યામકો જોધપુર મહારાજકે ડેરેમેં સબ હિન્દુ લોગ ઇકઠે હુવે, ઔર મેરેકો બુલવાયા, ઔર મેરેકો સબ રીતસેં મદદ કરનેકા ઔર મેરે જાનપર આવે તૌ લડનેકા ભી નક્કી કરકે મેરેકો હિમ્મત દી હૈ."

બેગમઃ—"માલિક ! તૌ ફીર આપકો રંજ હોનેકા કયા કારન હૈ ? હિન્દુ લોગ અપને બચનસેં પલાનેવાલે નહીં હોતે હૈં, ઇસ બાતકી મેરે માલિકકે દિલમેં ખાત્રી હૈ યા નહીં ?"

ખાનઝાઃ—"હા, મેરેકો ખાત્રી તો હૈ હી, લેકિન બીના કારન પાદશાહ ઐસી બાતોંમેં હજારૂંન આદમીયોંકો કાયકો કટવા ડાલતા હૈ ? કુછ માલુમ નહીં પડતી ? ઇસસેં મેરેકો રંજ હો રહા હૈ."

બેગમઃ—"ખુદાવિંદ ! જબ અપને આપસેં બાદશાહ ઐસી બેવકુફી કરતા હૈ તૌ ફીર આપકો રંજ કરનેસૈં કયા ફાયદા હોગા ? આપ આપકે કામમેં શામિલ હો જાઇએગા."

ખાનઝાઃ—"હાં, મૈં તૌ અબ ઉસમેં કયા કર સક્તા હું ? કલ સબેરે યહાંસેં રજવાડોંમેં મુસાફરીકે લીયે ચલા જાઉંગા. અગર કોઈ

ન મીલા તૌ ફીર જોધપુર જાઉંગા. જો હોવે સો સહી. ખુદા મેરી સચ્ચ બાતમેં મેરેકો મદદ કરેગા."

બેગમઃ—"ખુદાવિંદ ! ખુદા સચ્ચે કામમેં હરગીઝ મદદ કરતા રહતા હૈં, ઔર સચ્ચે આદમીયોંકો હર બખ્ત હર એક આફતમેંસેં બચા લેતા હૈ."

ખાનઝાઃ—"મેરેકો ભી તો હિમ્મત ઔર ખાત્રી હૈ કિ વો પાક પરવરદિગાર મેરે કામમેં મેરેકો અલબત્તા મદદ કરેગા. અગર જો ઉસકા મેરેકો મદદ કરનેકા ખિયાર ન હોતા તૌ મૈંને રાજપૂતોંસેં કુછ કહા ભી તો નહીં થા; ફીર ઇનકો કયા પડાથા સો વો લોગ મેરે બાસ્તે એસા સાહસ ઉઠાતે ?"

બેગમઃ—"અલબત્તા, ખુદા નેક કામ કરનેવાલોંકોં એક યા દુસરી રીતસેં, એક યા દુસરે આદમીસે જરૂર મદદ કરતા, ઔર કરવાતા હૈ. ઔર યે આપકા નતીઝા ભી ઉસ બાતકા ખુલાસા દાખલા હૈ."

ખાનઝાઃ—"હાં બસ ચલો અબ સો જાયંગે. ખુદા જો કરેગા સો સહી. મેં યહાંસેં સબેરમેં નિકલુંગા."

મીર ખાનઝા ખાન સુવાનો વિચાર કરી ઉઠવાની તૈયારીમાં હતા, એવામાં જ નોકરે આવી વરદી આપી કે, 'મુસાફરીમાં જવાનું સહુ સાધન તૈયાર રાખવામાં આવ્યું છે.' મીર સાહેબે પણ નોકરને સવારમાં વેહેલા તૈયાર રહેવાનો હુકમ કર્યો અને પોતે સુવા ચાલ્યા. વિચારમાં ને વિચારમાં રાત્રિનો કેટલોક સમય વ્યતીત થયા બાદ તેઓ નિદ્રાદેવીને વશ થયા.

---

## પ્રકરણ ત્રીજું

## નિરાશા પછી આશા

દુહોઃ—બડે બચન પલટૈં નહીં, કહિ નિરબાહે ધીર;
કિયૌ બિભીષન લંકપતિ, પાય વિજય રઘુવીર.

પ્રાતઃકાળ થયો. સૂર્યનારાયણે પૂર્વ દિશાનો દરવાજો સુવર્ણની કુંચીથી ઉઘાડયો. સૂર્યનારાયણના ચોબદાર કુકડાઓ પોતાના માલીકના નામની નેકીઓ પોકારવા લાગ્યા. ઉદય થતાં ક્રોધાવેશમાં આવેલા સૂર્યનારાયણનું વીરરસમય રક્ત વર્ણ શરીર દેખાવા લાગ્યું. નગરમાંથી પણ ઘંટીઓના ઘરર ઘરર અવાજો તથા ભરવાડ વગેરે લોકોનાં ગૃહો તરફથી દહીંમંથન થવાના અવાજો સંભળાવા લાગ્યા. આગ્રા શહેરની મસ્જીદોમાંથી મુલ્લાંઓ લાંબા સ્વરથી ખુદાની બંદગીના પોકાર કરી

લોકોને જાગૃત થઇ પરવરદિગારની બંદગીના કાર્યમાં સહ ભાગીદાર થવા સૂચવવા લાગ્યા. આ વખતે મીર ખાનઝા ખાન જાગ્યા, તેમનાં બેગમ સાહેબ પણ જાગૃત થયાં. નોકરચાકરો પણ જાગૃત થયાં, અને પોતપોતાના કાર્યમાં જોડાયાં. બેગમ સાહેબે પોતાના પતિને સ્નાન કરવા સારૂ ગરમ પાણી તૈયાર કરવા હમામખાનાના નોકરને આજ્ઞા ફરમાવી. તેણે પણ પાણી તૈયાર કરવાના કાર્યમાં પોતાની શક્તિ અજમાવવા માંડી. મીર સાહેબ આ દરમ્યાન દિશામેદાન જઇ આવ્યા, અને હાથપગ ધોઈ દાતણ કર્યા બાદ હમામખાનામાં સ્નાન કરવા સારૂ પધાર્યા. નોકરે પાણી તેમને દિશા જઇ આવતાં દરમ્યાન તૈયારજ રાખ્યું હતું. તેઓ ન્હાવા સારૂ બેઠા, અને નાહી તૈયાર થઇ, પાકપરવરદીગાર ખુદાતાલાની બંદગીના કાર્યમાં જોડાયા. તે કાર્ય પૂર્ણ થયા બાદ નમાજ પઢ્યા. સહુ કાર્ય પૂર્ણ કરી, તૈયાર થયા બાદ, પોતાના માટે વાહન લાવવા નોકરને આજ્ઞા ફરમાવી; નોકરે વાહન–ઘોડો હાજર કર્યો.

મીર સાહેબ પ્રિય બીબી સાહેબ પાસે રજા લેવા સારૂ ગયા. બીબી પણ મીર સાહેબ જેવા સત્યપ્રિય પતિની પત્ની હોવાથી, અને ખુદાતાલા ઉપર તેને પૂર્ણ ભરોંસો હોવાથી મીર સાહેબને આનંદથી રજા આપી.

મીર સાહેબ પરવારી સાથે જરૂર જેટલાં નાણાં લઈ, ઘોડા ઉપર સ્વાર થયા. પોતાની સાથે, પોતાને રજવાડામાં જવાનું હોવાથી આઠ માણસોના નાના રસાલા સાથે, ખુદાતાલાના પવિત્ર નામનું સ્મરણ કરતા ચાલ્યા.

મીર સાહેબ એક પછી એક એમ તમામ નાનાં મોટાં રજવાડામાં ફરી વળ્યા, પરંતુ ખુદ જયપુર–બુન્દી–કોટા–જેસલમીર–બિકા[illegible] જેવાં મોટાં મોટાં રાજ્યોમાંથી પણ કોઈ સરદાર તેમનું કામ કરનાર તેમને મળી શકયો નહીં. છેવટ તેઓ મહારાજા ગજસિંહજીના ફરમાન મુજબ જોધપુર જવાના વિચાર ઉપર આવ્યા અને મોડી રાત્રે ફરવા ગયા. આ વખતે તેમની સાથે "ખુદાબક્ષ" કરીને એક હજુરી નોકર હતો. તેણે મીર સાહેબને જોધપુર જવાના વિચાર પર આવેલા જાણી પૂછ્યું કેઃ "હુઝુર ! અબ અપના કહાં જાના હોગા ? આગરા જાઁયગે ઔર ઔર કોઇ જગાપેં જાનેકા બાકી હે ?"

ખાનઝાઃ–"ખુદાબક્ષ ! મેરા બિચાર તો તું આગેસે જાન ચુકા હે, ઔર ઇસહી બિચાર મુવાફિક અપન કલ સવેરમેં જોધપુર જાઁયગે".

ખુદાબક્ષઃ–"માલિક ! જબ જયપુર, બુંદી, કોટા જૈસે બડે બડે રાજ ભી અપન લોગ દેખ ચુકે, લેકિન અપના કામ પેશકર સકે

ઐસા કોઈ સરદાર અપનકો મીલા નહીં તો જોધપુરમેંસેં કયા ફાયદા ઉઠાયેંગે ?"

ખાનઝાઃ—"ખુદાબક્ષ! ફાયદા એ ફાયદાકી મેરેકો કુછ ભી માલુમ નહીં હૈ. મેરેકો વહાં જાનેસેં ફાયદા હોગા કી નહીં, ઇસ બાત તો પાક પરવરદિગારકો માલુમ હૈ. લેકિન મહારાજને કહા હૈ ઇસસેં જોધપુર તો જાના હોગા. ફીર ખુદાતાલા જો કરૈ સો સહી હૈ."

ખુદાબક્ષઃ—"હુઝુર ! યે નાહકકી આફત આપને ઉઠાલી. વો રાજપૂત લોગ અપના આપ સમાલ લેતે, ઉસમેં આપકો કાયકો બાદશાહકો જવાબ દેના ભી ચાહિએ ?"

ખાનઝાઃ—"ખુદાબક્ષ! તેને તેરી યે સબ ઉમ્ર મેરી સાથમેં નિકાલી હૈ, ફીર ભી તું મેરે સુભાવસેં માહિતગાર નહીં હુવૌં. દેખ, બાદશાહને જો પૂછા ઉસકા સચ્ચા જવાબ જો દેનેકા થા વોહ મૈંને કહ દીયા. ઉસમેં પાદશાહકી ભી શરમ કાહેકો હોના ચાહિએ ?"

ખુદાબક્ષઃ—"હુઝુર ! લેકિન યે બાદશાહ લોગકા ધરાના આપ કહાં નહીં જાનતે હૌ? યે લોગ સચ્ચ બાતકો કહાં સમઝતે હૈ? ઇનકો તો જુઠ ભી જુઠ હૈ, ઔર સચ્ચ ભી જુઠ હૈ. ઇનકો દરબારૈંમેં તો હાજી હા કરનેસે ઠીક રહતા હૈ. યે બાતકા તો આપ ખ્યાલ કરના થા."

ખાનઝાઃ—"ખુદાબક્ષ! મેરી યે જીન્દગીમેં મૈંને કભી હાજીહા નહીં કહીહૈ, ઔર ફીર મેં સચ્ચ બાતમેં બાદશાહકી શર્મસેં હાજીહા કૈસે કરૂં ?"

ખુદાબક્ષઃ—"હુઝુર! આદમીકો જાનના ચાહિયે કી અપના લાભ બિચાર કરકે બાત કરના ચાહિએ. ઇસ તરહસેં દિલ્હીકે પાદશાહ જૈસે સત્તાવાલેકે સામને ઉત્તર દૈનેસેં યે આફત આકૈં પડી, ઔર "આવ બલા પકડ ગલા" કી મુવાફિક કામ બન ચૂકા. ઔર આપ સબી રજવાડે ફીરભી ચુકે, લેકિન આપકો મદદ કરનેવાલા કોઇ હિન્દુ મીલા નહીં. ઔર આફત તૌ આપકે શિર આ લગી."

ખાનઝાઃ—"ખુદાબક્ષ! દેખ ખુદા નેકીકા બદલા નેકીસેં દેતા હૈ, ઔર મેરેકો ભી ઉસ પાક પરવરદિગારકા ભરોંસા હૈ કિ વો મેરા કામ જરૂર મન્જુર કરેગા. ઔર જોધપુરમેંસેં મેરા કામ હો જાયગા. અગર કામ ન હોગા તૌભી મેરેકો ઉસ પાક પરવરદિગારકા ભરોંસા હૈ કિ વો પાદશાહસેં મેરા કુછ બિગાડવાયગા નહીં."

ખુદાબક્ષઃ—"તૌ હુઝુર! અપ્પન કલહી તૌ જોધપુર જાનેવાલે હૈં. ફીર દેખેંગે કી કયા હોતા હૈ ?"

ખાનઝાઃ—"હાં, કલ જાના તૌ હૈ હી. ઐર જો હુવા સો દેખા,

ઔર આગે પાક પરવરદિગાર જો કરૈગા સો સબ દેખૈંગે. જા, અબ તું ભી સો જા. સવેરેમેં વહેલા ઉઠના પડેગા."

માલિકની આજ્ઞા થવાથી ખુદાબક્ષ સુવાના ઓરડા તરફ ચાલ્યો ગયો. નોકરોને સવારમાં વહેલા જાગૃત થઈ જવાની આજ્ઞા આપી પોતે પણ સુતો.

મીર સાહેબ પણ પોતાના ઓરડામાં એકલા પડવાથી સુઈ ગયા. તેમણે નિદ્રાદેવીની કૃપા યાચવા માંડી, પરન્તુ તેમણે તાત્કાલિક તેમના ઉપર કૃપા કંઈ જ દર્શાવી નહીં, કારણ

નિદ્રા ન આવે હે સખિ! સેજે ત્રહ જણાં;
અતિ સનેહી, બહુ રણાં, જેને માથે વેર ઘણાં.

આ ત્રણ જણના તરફ નિદ્રાદેવી દયા દૃષ્ટિ કરતી નથી. આપણા મીર સાહેબને પણ આજ તે મુજબ જ થયું. જ્યારે નિદ્રાદેવીની કૃપા થવાનાં ચિહ્ન તેમને ન જણાયાં એટલે તેઓ પલંગમાં આળોટતા ઇશ્વરસ્મરણ કરવા લાગ્યા. છેવટ જ્યારે તેમણે ખુદા ઉપર ભરોંસો રાખી ખુદાનો આશ્રય લીધો એટલે નિદ્રાદેવીએ પણ તેમના ઉપર કૃપા દર્શાવવા માંડી. ધીમે ધીમે તેઓ નિદ્રાદેવીના શરણમાં ગયા અને ગાઢ નિદ્રાનો અનુભવ લેવા લાગ્યા. સાધારણ એવો નિયમ છે કે પરમેશ્વર ઉપર પૂર્ણ ભરોંસો રાખનાર તેના ભક્તનું હરકોઇ કઠિન કામ પણ તે સર્વેશ્વર અટકવા દેતો નથી, અને તેની કૃપા થવાથી તેના ભક્તો ઉપર અન્ય સહુ દેવ, દાનવ અને માનવની સહજ જ કૃપા થઈ જાય છે જ.

નિદ્રામાં મીર સાહેબે અને તેમના નોકરવર્ગે રાત્રિ વ્યતીત કરી, પુનઃ નિયમાનુસાર સૂર્યોદયનો સમય થઈ આવ્યો. કાળ કાળનું કાર્ય નિયમાનુસાર કર્યો જ જાય છે, તેમાં કોઈથી કોઈ પણ પ્રકારનું વિઘ્ન કે આડખીલી નાંખી શકાતી જ નથી. તેમ વખત મનુષ્યનાં જરૂરી કામોનો પણ યતકિંચિત્ વિચાર પણ કંઇ થોડો જ કરે છે? તેને અત્યારે આપણા મીર ખાનઝા ખાનની મોડી રાત્રિએ ઉંઘ્યા છે તેનો કંઈ ખ્યાલ આવે કે?

કાળ તો પોતાના વહિવટાનુસાર ચાલ્યો જ ગયો. આશરે એક પ્રહર રાત્રિનો સમય બાકી રહ્યો એટલે નગર જનોમાં જાગૃત થવાની ચળવળ પણ થવા લાગી. ભક્તજનો પરમાત્માનાં ભજન કીર્તન ગાવા લાગ્યા. પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિ જાગૃત થતા પહેલાં જાગૃત થઈ, નિત્ય કર્મોથી પરવારી, પતિનાં નિત્ય કર્મમાં જરૂરીઆત વસ્તુઓ એકઠી કરવા લાગી. ફૂવડ–કુભાર્યાઓ પોતાનાં બાળકોને પીટી રડાવવા લાગી.

વટેમાર્ગુઓ પોતાના પંથે પડવાની તૈયારીઓના કોલાહલ કરવા લાગ્યા. આ બધી નગરની ખટપટથી હમ્મેશાં જ વહેલા જાગૃત થનાર આપણા મીર સાહેબ કંઈ રાત્રે થોડા ઊંઘવાના કારણથી અત્યારે પણ ઊંઘે ખરા કે? ના, તે તો ચહાય વહેલા ઊંઘે કે મોડા ઊંઘે તો પણ પ્રાતઃકાળમાં તો વહેલા જ હમ્મેશ ઉઠતા. આજે પણ તે જ નિયમાનુસાર વહેલા ઉઠ્યા. નોકરોનો તપાસ કર્યો તો તેઓ તો જાગૃત થઇ પોતપોતાના કાર્યમાં ગુંથાયા જ હતા. મીર સાહેબ પણ દિશાએ જઇ આવી દાતણપાણીથી પરવારી ન્હાયા અને ખુદાતાલાની બંદગી તથા નિમાજ પઢી. નોકર કાવો તથા નાસ્તો લાવ્યો, તેને ઇન્સાફ આપી ઘોડા પર સવાર થઇ પોતાના નાનાશા રસાલા સહ જોધપુરના રસ્તે પડ્યા.

× × × ×

બરોબર મધ્યાહ્ન સમયે મારવાડ માંહેના એક નગરના પાદરે પડાવ નાંખ્યો. મારવાડ ઉપર જાણે ઇર્ષા ધરાવતો ન હોય, તેવી રીતે તપતા સૂર્યનો તાપ સહન નહીં થઇ શકવાથી મીરે આરામ લેવા વિચાર કર્યો. પોતાની સાથેના માણુસો પૈકી એક માણુસને બજારમાં કંઇ નાસ્તો લેવા મોકલ્યો. તે માણુસ નાસ્તો લઇને આવે ત્યાં સુધી પોતે આરામ લેવા સારૂ, જે વૃક્ષના નીચે મુકામ કર્યો હતો તે વૃક્ષ નીચે ધાસીયો બિછાવરાવી સુતા. બજારમાં ગયેલો માણુસ પણ નાસ્તો લઇને આવ્યો. તેણે મીર સાહેબને જગાડ્યા. તેઓએ જાગૃત થઇ, મોં હાથ પગ સાફ કરી, નિમાજ પઢી લીધા અને પછી સહુ મંડળી નાસ્તા સારૂ બેસી ગઇ. વાતોમાં ને વાતોમાં અને મુસાફરીની થકાવટ અને ભૂખને લઇને નાસ્તાને પૂરો કરી નાંખ્યો. પછી અગ્નિ તૈયાર કરી હોકો ભરી એક નોકરે મીર સાહેબ સમક્ષ રજુ કર્યો. મીર સાહેબ હોકો પીવાના કાર્યમાં પડ્યા, અને અનુક્રમે એક પછી એકના પાસે હોકો બે ચાર વખત ફરી વળ્યોઃ એટલામાં મીર સાહેબે પાછી મુસાફરીની તૈયારી કરવાની આજ્ઞા ફરમાવી, વાહનો તૈયાર કરવામાં આવ્યાં, અને મીર સાહેબ પણ ઘોડા ઉપર સ્વાર થયા. સહુ નોકરો પણ પોતપોતાના ઘોડાઓ ઉપર સ્વાર થઇ ગયા. પુનઃ આ રસાલો જોધપુરના પંથે પડ્યો. જોધપુર નગર થોડે દૂર બાકી રહ્યું, એટલે એક માણુસને વરદી પોહોચાડવા સારૂ દોડાવવામાં આવ્યો અને બાકી રસાલો ધીમે ધીમે ચાલ્યો.

પેલા માણુસે રાજમેહેલનાં માણુસો સાથે મીર ખાનઝા ખાન આવે છે તે સમાચાર મહારાજા ગજસિંહજીને પહોંચડાવ્યા, કારણ કે ગજસિંહજી નોકરી પૂર્ણ થઇ ગયાથી જોધપુરમાં આવી ગયા હતા. મહારાજાએ મેહેલની પાસે જ તેમના મુકામનો બંદોબસ્ત કરવા આજ્ઞા

ફરમાવી. તમામ સગવડ થઈ ગઈ એટલે પેલો માણુસ પુનઃ મીર સાહેબને વરદી આપવા સારૂ ચાલ્યો ગયો. તેણે વરદી આપી અને મીર સાહેબને લઇને કિલ્લા ઉપર આવ્યો. કિલ્લાના પ્રથમ દરવાજા આગળ મહારાજાના ફરમાનથી દિવાન વિગેરે મોટા મોટા અધિકારીઓ તેમને લેવા સામા આવી ઉભા હતા. તેમને મળી તેમની સાથે પોતાના મુકામ માટે તૈયાર રાખવામાં આવેલા મેહેલમાં તેઓ ગયા. તેમને પોતાના મુકામે આવી ગયા બાદ અધિકારીઓ મહારાજાને વરદી આપી, પોતપોતાના મુકામે ગયા.

મીર સાહેબ કપડાં ઉતારી, મુસાફરીથી કંટાળેલા હોવાથી અને પુષ્કળ પસીનો તથા થાકી ગયલા હોવાથી નહાયા. પછી જમવાની રાહ જોવા લાગ્યા. કેટલોક વખત સુધી પોતાના હોકા સાથે તેમણે વાતચીત કરવામાં, હોકો પીવામાં વખત કહાડયો. એટલે જમવાની તૈયારીની વરદી આવી અને જમવા બેઠા. જમી રહી પોતે નિદ્રાદેવીને વશ થઇ રાત્રિ વ્યતીત કરવા સારૂ પથારીમાં ગયા. આમતેમ આળોટતાં તથા હુક્કાના ગડ઼ડાટ કરતાં આજે તો મીર સાહેબને વહેલી નિદ્રા આવી ગઇ. તેમના નિદ્રાવશ થયા બાદ તેમના નોકરો પણ નિદ્રાદેવીનું આરાધન કરતા પથારીમાં પડયા.

મીર સાહેબે નાનકડા રસાલા સાથે જોધપુરના એક રાજ્યમહેલમાં રાત્રિ વ્યતીત કરી. રાજમેહેલના દરવાનોએ પોતાના છેલ્લા પ્રહરના પહેરા બદલાવવાના પોકાર કર્યા. ચૌઘડીઆં વાગવા લાગ્યાં, દેવમન્દિરની અંદર દેવોને જાગૃત કરવા સારૂ પુજારીઓ ઘંટના નાદ કરવા લાગ્યા. રાત્રિનું તિમિર નાશ થયું અને ઝાંખો ઝાંખો અરૂણ દેવનો પ્રકાશ પડવા લાગ્યો. આ સમયે એક પછી એક મીર સાહેબના નોકરો જાગૃત થવા લાગ્યા, અને જાગૃત થઇ પોતપોતાના કાર્યમાં જોડાવા લાગ્યા. એટલે છેવટે મીર સાહેબ પણ જાગૃત થયા. તેમણે જાગૃત થઇ હોકો પીધો. ત્યાર બાદ દિશામેદાન જઇ આવ્યા, દાતણુ વિગેરે કર્યું, પછી ન્હાઇ લીધું, અને ન્હાઇને નિમાજ પઢી પોતાની બેઠક ઉપર આવી બેઠા. નિત્યના નિયમ અનુસાર ગરમાગરમ કાવો આવ્યો તેને ઇન્સાફ આપ્યો; અને પછી નાસ્તો આવ્યો તેને ઇન્સાફ આપ્યો. બાદ નિશ્ચિંત થઇ, પ્રાતઃકર્ણીય કાર્યથી પરવારી બેઠા. એટલે મહારાજા તરફથી વરદી આવી કે મીર સાહેબને મહારાજા બોલાવે છે, તેથી પોતે કપડાં પહેરી હથિયારથી સજ્જ થઇ, પોતાના સાથે એક ચોપદાર અને બે બીજા માણસોને લઈ મહારાજની મુલાકાત સારૂ ચાલ્યા.

મહારાજને મીર ખાનઝા ખાન આવ્યાની વરદી મળી, એટલે

તેઓ મીરને લેવા સારૂ પોતાના ઓરડાના દ્વાર સુધી સામા ગયા. મીરને લઇ આવીને પોતાના પાસે તેમને આસન આપ્યું, પછી તેમના કુશળ સમાચાર પૂછ્યા. ત્યાર બાદ તેમના કાર્ય સંબંધી પૂછપરછ કરવાની શરૂ કરવા માંડી, અને મહારાજે તેમને પૂછ્યું કે: 'મીર સાહબ ! આપ કઠૈ કઠૈ ફીર આયે ? અર કાંઇ હુવૌ વોતૌ મૌનેં જણાવૌ."

ખાનઝાઃ—"હુઝુર ! મેં આપકા કયા સમાચાર દેઉં ? મેંતૌ આપકે ફરમાન મુવાફિક સબ રજવાડોંમેં ઘુમ આયા, લેકિન કોઇ જગાસેં મેરા કામ કરનેવાલા સરદાર મેરેકા મીલા નહીં.''

મહારાજઃ—"મીર સાહબ ! આપને થોડે રોજ રૂકાવી વેં જાય તૌ કાંઇ હરકત હે ? તુમ આયા હો ધણુ બાતકી સરદારોંનેં માલુમ હૈ કાય નહીં, જીણુસું મેં આજ હુધળા સરદારોરા પાસ હલકારા ભેજ્યોં હૈં, અર વૈ આ જાય તૌ પીછું દરબાર કરશૉં."

ખાનઝાઃ—"મેરેકા કયા હરજા હે ? મેરે તો એહી કામ હૈ. આપકા ફરમાન હોવેગા વહાંતક રૂક જાઉંગા."

મહારાજે મીરનું કહેવું સાંભળી તુરત દિવાનને તાબાના તમામ સરદારોને બોલાવવા સારુ તરત જ લખાણો મોકલવા આજ્ઞા ફરમાવી.

દિવાને મહારાજની આજ્ઞા મુજબ તમામ સરદારોને હુકમ લખ્યા, અને દૂતોની માર્ફત મોકલાવ્યા. જેમ જેમ સરદારોને હુકમ પહોંચતા ગયા તેમ તેમ જેમની જેમની જાગીરો નજીક હતી તે કેટલાક વેહેલા અને જેમની જાગીરો દૂર હતી તેઓ પણ જેમ જેમ હુકમ પહોંચતા ગયા તેમ તેમ બબ્બે ત્રણ ત્રણ દિવસમાં જોધપુરમાં આવી પહોંચ્યા.

પછી સરદારો બધા આવ્યાની મહારાજને જાણ કરવામાં આવી. બીજે દિવસે સવારમાં દરબાર ભરવા મહારાજે હુકમ ફરમાવ્યો.

---

## પ્રકરણ ચોથું

## તોગાજીએ બીડું ઉઠાવ્યું

દોહાઃ—કાછદ્રઢા, કર બરસણા, મન ચંગા, મુખ મિઠ્ઠ;
રણસૂરા, જગવલ્લભા, સો મેં બિરલા દિઠ્ઠ.

**આ**જે સવારમાં દરબાર ભરાવાનો હોવાથી, સહુ રાઠોડ સરદારો સવારમાં વહેલા જ અપોઢ્યા—જાગૃત થયા. દિશા જંગલ જઇ આવી પોતાના નિત્યનિયમોથી પરવારી તૈયાર થઇ ગયા. આજે સૂર્યવંશના

ઉત્પાદક ભગવાન્ સૂર્ય પણ જાણે પોતાનાં કાર્યોથી વહેલા પરવારી પોતાના દુશ્મનોનો નાશ કરવાની ખુશાલીમાં આવી જલ્દિથી કામ કરતા હોય તેમ જણાયું, અને જોતજોતાંમાં રાઠોડોને દરબારમાં જવાનો વખત થઈગયો. એક પછી એક સરદારો રાજભુવનમાં કિલ્લા ઉપર આવવા લાગ્યા અને થોડા જ સમયમાં દરબાર, દરબારની મિસાલ મુજબ જામી ગયો.

દરબાર બરાબર ભરાયો, એટલે મહારાજને વરદી આપવામાં આવી, અને તેમણે મીર સાહેબને બોલાવી લાવવા માણસ મોકલ્યો. મીર પણ આજે દરબાર થવાનું જાણતા હતા, તેથી તૈયાર થઇને જ બેઠા હતા. આવનાર માણસની સાથે જ ચોબદાર અને એક બીજા માણસને લઇ ચાલ્યા. મહારાજના મહેલમાં તેઓ આવી પહોંચ્યા. મહારાજ, તેમ વરદી મળવાથી મીર સાહેબને સામા લેવા સારૂ મહેલના દરવાજા સુધી આવ્યા અને મીર સાહેબને લઇને દરબાર તરફ ચાલ્યા.

રાજમહેલમાં દરબાર ભરવાના ઓરડામાં જ આજે દરબાર ભરાયલો હતો, તેથી મહારાજ જલ્દીથી દરબારમાં આવી પહોંચ્યા. મહારાજ આવ્યા, એટલે તમામ દરબારમાં હાજર રહેલા સરદારો અને અમલદારો ઉભા થયા. મહારાજ આવી આસને બિરાજ્યા અને પોતાના આસન પાસે જ મીર સાહેબના માટે બેઠક રખાવવામાં આવી હતી, તેના ઉપર મીરને બેસવા આજ્ઞા ફરમાવી. મહારાજ અને મીર બેઠા બાદ અન્ય રાજપૂતો પણ પોતપોતાના આસને બેઠા.

મહારાજના બેઠા બાદ વિદ્વાન્ મારવાડી કવિઓએ રાજપૂતોને પોતાનાં કાર્યોનું લક્ષ આપનાર વીરરસમય કાવ્યો કહી સંભળાવ્યાં.

બાદ નાચના કાર્યમાં અને ગાવાના કાર્યમાં નિપુણ એવી મારવાડી વારાંગનાઓ કોકિલના રવને લજ્જિત કરે એવા સુંદર સૂરથી નાચ સાથે ગાવા લાગી.

આ કાર્ય બાદ દરબારમાં કસુંબા આવ્યા. પ્રથમ રાજકવિને કસુંબો અપાયો; બાદ મહારાજને અને અન્ય દરબારીઓને પણ ક્રમવાર કસુંબા અપાવા લાગ્યા.

કસુંબાનું કામ પૂર્ણ થયું ત્યારે તો રાજપૂતોમાં જૂદા જ પ્રકારનું ચૈતન્ય દેખાવા લાગ્યું. તેઓ કસુંબાના તૌરમાં ખુશમિજાજી દેખાવા લાગ્યા, એટલે મહારાજાએ કહેવાની શરૂઆત કરી:–"આપ હઘળા જાંણો હો કિ, યા મીર સાહબ ખાનઝા ખાન હિન્દુઓંરા બાસ્તે બાદશાહસું વિવાદમેં પડનેં જીવરા જોખમમેં આયગા હૈં. મીરસાહબ હઘળાં રજવાડોંમેં ફીરનૈં અઠે મોરા કન્નાસું આયા હૈં. જઠે જઠે મીરસાહબ ગયા

અઠે અઠેસું નારાજ હુવા, ઔર ઈણુરિ કામ કર સકે ઐડો કોઇ રાજપૂત ઇણૌંને મિલ્યો નહીં, જરાં આપ અઠે આયા હૈં. આપ જાણૌ હો કિ મૈં મીર સાહબને અઠે આવવારો કહ્યૌ હો સો આપોંરા ભરોંસાસું કહ્યો હો, માત્ર મોરા ભરૂસાસું કિયો હો કોય નહીં. આપોંરા ભરૂસાસું તૌ હમ જોધપુરરા રાજા હથળો કર સકોં હૉં. જોધપુર રજવાડોંમેં નરસમંદ કહ્યૌ જાય હૈ, અર નરસમંદમેં આપ જેડા નરોંરૂપ જળ ભર્યોડૌ હૈ. ફીર જો દુસરાં રજવાડોંમેંસું જણતરોંસું મીર સાહબનેં ઉત્તર મીલગૌ અણ તરોંસું અઠેસું વૈઝાય, જરાં તો જોધપુરરો નરસમંદ નોંવ મીટ જાય, અર ક્ષત્રિયોંરો ક્ષત્રિવટ આજસું કલંકિત વૈ જાય. આપ હથળા જાણો હો કિ આપણ હથળાંને એક દિન મરણૌ તૌ હૈ, ફીર ઈણ રીતસું અનાયાસ મિલગૌ હુવૌ, ક્ષત્રિયોંરા બાસ્તે પ્રશંસાવાળો પ્રસંગ હાથ લાગ્યૌ ગુમાવૈ? અડૌ કુંણ ક્ષત્રિ વૈશી ઇણ બાસ્તે મોંનેં કહી સહ બાતોંરો બિચાર કરને જો શુદ્ધ રાજપૂત-જીણુરી ઐડી ખામી હોવૈ કિ: આપરૌ શિર ઉતાર દિયા બાદ આપ લઢશી, અર આપોંરી લારમેં આપોંરોં ઠકરાળાં સતી હોશી. વૈ સરદાર યા બીડો ફિરાયો જાય હૈ; સો ઉઠાય તે ક્ષત્રિયોંરા બાસ્તે જોખમમેં આય પડ્યૌળા મીર સાહબનેં મદદ કરો. આજ બીડો ઉઠાયનેં મરવારા બાસ્તે જો તયાર નહીં હોશી, વો ફીર અમર રહણારા નહીં હૈં, ઇણ બાતરો પણ આપ બિચાર કરણૌ." (ચોબદારને ઉદ્દેશીને કહેતાં તેમણે જણાવ્યું કે) "ચોબદાર! બીડો ફીરાવો."

મહારાજનું કહેવું પૂર્ણ થયું, એટલે ચોબદાર બીડું લઇને ફરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે, "ઠાકરાં! હજુર ફરમાયા ઇણ હથળી બાતોંરો બિચાર કરને બીડો ઉઠાવો. બીડો ઉઠાવશી જીણોંરો નામ અમર વ્હૈ જાશી, મીર સાહબરી બાત રહશી, અર ક્ષાત્રવટ રહશી. કોઇ તો બિચાર કરનેં બીડો ઉઠાવવા સારૂ ખડા હો જાઓ."

પરંતુ કોણ ઉઠે? આ તો સહુ જાણે મૂર્તિઓ દરબારમાં લાવીને ગોઠવી હોય તેમ જ થઇ ગયા હતા. કારણ મરવું, મર્યા પછી લડવું અને પછી સ્ત્રી સતી થાય, એવો જેના મનથી ભરોંસો હોય તેવો જ માણસ ઉઠેને? સહુ વિચારમાં પડ્યા અને જેમ કહેવત છે કે 'મન જાણે પાપ અને મા જાણે બાપ', એમ થઇ ગયું અને બીડું પણ એક વખત ચોબદાર તમામ દરબારમાં ફેરવી રહ્યો, પણ કોઇની પણ બીડું ઉઠાવવાની હિમ્મત ચાલી નહીં. એટલે ચોબદાર બીડું લઇ મહારાજ પાસે આવી ઉભો રહ્યો.

મહારાજે પુનઃ બીડું ફેરવવા ચોબદારને આજ્ઞા ફરમાવી અને

પોતે કહેવા લાગ્યા: "હરદારોં ! આપમેંસું કોઇ બીડો તો ઉઠાવો, કોય નહીં, પર ઉંચો શિર કરને બીડારા સામને દીખ સકો કયું નહીં ? કાંઇ યા બીડારી આપોંરા ઉપર છાયા પડ ગી હે ? જરા ઉંચૌં તૌ દેખૌ, અર કુછ ક્ષાત્રવટરૌ બિચાર ભી તૌ કરૌ."

ચોબદાર બીજી વખત પણ ફરી વળ્યો. પણ કોઇએ બીડું ઉઠાવ્યું નહીં, એટલે પુનઃ ચોબદાર આવીને મહારાજના સિંહાસન પાસે ઉભો રહ્યો. એટલે મહારાજે ફરીને-ત્રીજી વખત-બીડું ફેરવવા આજ્ઞા કરી.

ચોબદાર ચાલ્યો એટલે પુનઃ મહારાજે કહેવા માંડ્યું કે: "ઠાકરાં ! આપ દેખૌ હો કિ યા બીડો તિસરી બખત ફીરેહૈ. જરાં યા તિસરી બખતરો બીડો આપૌંમૌંસું કોય ઉઠાવે નહીં તૌ તૌ જોધપુરરૌ સમૃદ્ધપણો મીટ જાય, અર ક્ષત્રીયું કહાવણોભી નકામો વૈ જાશી. તૌ કુછ બિચાર કરને કોય ઉઠાવૌ; અર જો યણ બખત આપોંમોંસું કોય બીડો ઉઠાવશો નહીં તો તો ફીર મીર સાહબરો કાંમ કરવારો મારા માથે આવશી. અર મૈં કરશૌં, ફીર આપૌંરા જેડા હરદાર જોધપુરમેં વૈ કી નાંવૈ વો સરખો જ હૈ."

ચોપદાર આ વખતે દરેક સરદાર આગળ ઉભો રહેતો ધીમો ધીમો ચાલ્યો જાય છે. પણ આ તો પાષાણની મૂર્તિઓ જ થઇ પડેલા સરદારો હતા. મૂર્તિઓ કંઇ બોલતી કે હાલતી ચાલતી હશે ? આ બધું દૃશ્ય જોઇને મહારાજના મનમાં તો ક્રોધનો પાર રહ્યો નહીં, પણ હજુ ચોબદારને પોતાના સિંહાસન પાસે આવવાને વાર હતી, તેથી ક્રોધને દબાવી શાન્ત થઇ બેસી રહ્યા.

જ્યારે ચોબદાર ફરતો ફરતો છેવટ આવ્યો ત્યારે એક ગામનો "તોગાજી" નામનો રાઠોડ ઠાકોર-આપણી વાર્તાનો નાયક—બેઠો હતો, તે ધીમેથી આસતેથી ઉઠયો, અને મહારાજના સામા હાથ જોડયા. એટલે મહારાજે તેને પૂછ્યું: "કયું તોગા ! થેં કીણ બાસ્તે ખડા હુવા હો ?"

**તોગાજી:**—"અન્નદાતાર, હિન્દવાસુર, જોધાણનાથ, મોનેં ખાત્રી હે કિ, મેં મોરો શિર કાટને લડ શકશોં તો ખરો, પરન્તુ મોરો લગ્ન હુવો કોય નહિ. જીણસું મોરે પીછું સતી હોવણવાલી કોય નહીં હે ? શિર ઉતારને લડવારા બાસ્તે મૈં યા બીડો ઉઠાવુંહું."

આમ કહી તોગાએ બીડું ઉઠાવી લીધું અને તોગાજીએ બીડું ઉઠાવ્યું એટલે તો અન્ય પ્રથમ મૂર્તિઓ બની બેઠેલા સરદારો માંહેમાંહે એકબીજાના સામું જોતા અંદર અંદર તોગાજીની પ્રશંસા કરવા લાગ્યા. મહારાજે પણ પ્રશંસા કરી:

**મહારાજ:**—'રંગ હૈ, થોનેં ઝાઝા રંગ હૈ. તોગા થેં આજ કુળ જાતી

રજવટરો રખોપો કીયો. થારા જેડા ઠાકુરાંસું મેં અર રાઠોડવંશ દીપ ઉઠે હૈ. તોગા થોંને ઝાઝા રંગ હૈ; કિ જીણ બખત થારાસું બડાબડા હરદાર નીચું મુંડું કરને બેઠ ગયા, અણ બખત થે યા બીડો ઉઠાયને રજવટરો રખોપો કિયો.”

તોગાજી:–“અન્નદાતાર! અણુમેં સેં કાંઇ કિયો હૈ? યા શિર તો હજુરરા બાસ્તેજ હૈ, ફ્રીર હજુર ફરમાવૈ અણ બખત હજુરરા કામમેં નાં આવૈ, જરાં એડા શિરરો કાંઇ કામ હૈ?”

મીર ખાનઝા ખાન પોતાનું અર્ધું કાર્ય પૂર્ણ થયું જાણી પોતાના મન સાથે આનંદ માનવા લાગ્યા. એટલામાં મહારાજે બીજું બીડું ફેરવવા ચોબદારને આજ્ઞા ફરમાવી. ચોબદાર બીડું લઇ નિકળ્યો એટલે મહારાજે સરદારોને ઉદ્દેશીને કહેવા માંડયું કે:–“હરદારોં! તોગાજી જેડા બહાદુર ઠાકરને અપણી દિકરી દેવારા બાસ્તે કુણ સરદાર ભાગ્યવાન હોવણારો ચાહે હૈ? તોગા જેડો જમાઇ મિળણો એ તો બડા ભાગ્યરી બાત હૈ. જીણુસું જીણુરા ઘરમેં ઉમ્મર લાયક કુઁવરી વૈ, અર વે તોગારી પીછું સતી હોશી એડી જીણોંરા મનમેં ખાત્રી વૈ, વૈ સરદાર યા બીડો ઉઠાવો. ઇણ લગનરો દો બાજુરો ખરચ રાજસું મીલ જાશી. અર હઘળો બંદોબસ્ત રાજસું કિયો જાશી.”

ચોબદાર બીડું લઇ ચાલ્યો ને ફરતાં ફરતાં એક બાજુ એક ભાટી ઠાકોર બેઠો હતો, તેણે તે બીડું ઉઠાવ્યું. તેના ઘરમાં ૧૪ વરસની ઉમ્મરની પુત્રી હતી. મહારાજે તેની પ્રશંસા કરતાં જણાવ્યું કે:–

“રંગ હૈ, ભાટીયોંને રંગ હૈ. સતી હોણો વો તો ભટીયાંણુરાં કુળરો રિવાજ હૈ. હરદારોં! થેં અપણી ઠકરાતમેં અબાર પધારને લગનરી તૈયારી કરો. અર સરસામાનરા બાસ્તે અઠેસું ગાડાં ભરાયનેં ભેજોં હાં.” (તોગાને ઉદ્દેશીને કહ્યું કે) “તોગા! થેં અઠે રહ જાઓ, થારી જાન અઠેસું શુંઢસી.” (સહુ સરદારોને ઉદ્દેશીને કહ્યું કે) “હરદારોં! થારામાંસું કોઇને ઠકરાતમેં જાવણો મતી. થારે સઘળોંને તોગાજીરી જાનમાં આણો પડશી.”

મીરને પણ જાનનું આમંત્રણ કર્યું.

મહારાજા ગજાસિંહે આ પ્રમાણે સહુને હુકમો ફરમાવ્યા. બાદ રાજ-પુરોહિતને બોલાવી લગ્નની તિથિ નક્કી કરાવી અને ભટ્ટી સરદારને લગ્નની તિથિ આપી વિદાય કર્યા. મહારાજે દરબાર બરખાસ્ત કરાવ્યો અને સરદારો પણ તોગાજીની અને ભટ્ટી સરદારની પ્રશંસા કરતા પોતાનાં સ્થળો તરફ ચાલ્યા. મહારાજે તોગાજીને પોતાના પાસે રાજમહેલમાં રાખવા હુકમ કર્યો, અને પોતાના રાજકુંવર માફક તોગાજીને રાખવા લાગ્યા.

## પ્રકરણ પાંચમું

### ભટીયાણીજી

સોરઠાઃ—ભટ્ટી કુળરી રીત, એ અનાદસું આવતી;
કરણ કુળરી કીત, ભટીયાંણી હોવે સતી.

સવારના દરબારનું કાર્ય પૂર્ણ થયા બાદ એક પ્રહર દિ વહી ગયા પછી, ભટ્ટી સરદાર પોતાની ઠકરાતના ગામ ઉપર જવા હુકમ થવાથી દરબારમાંથી નિકળી પોતાના મુકામે આવ્યો. ત્યાં જમવાનું તૈયાર જ હતું એટલે જમી લીધું, અને થોડો વખત આરામ લેવાનો વિચાર કરી આરામ લેવા સારૂ પથારીમાં પડ્યો અને નોકરોને તૈયારી કરવાની આજ્ઞા ફરમાવી, નિકળવાના વખતે પોતાને જાગૃત કરવા પણ જણાવ્યું.

માલિકના સુતા પછી નોકરો પોતપોતાના કાર્યમાં લાગી ગયા. તમામ તૈયારીઓ પૂર્ણ કરી વાહનો પણ તૈયાર થઇ ગયાં. આ બધા કામકાજમાં નિદાન આખા દિવસના અઢીથી ત્રણ પ્રહર જેટલો વખત તો અહિં જ વીતી ગયો. નોકરોએ જાગૃત કરવાથી ઠાકોર જાગૃત થયા અને મોં સાફ કરી, પોતાની ઠકરાતના ગામ તરફ જવા નોકરો સાથે પંથે પડ્યા.

સન્ધ્યા સમય થયો છે. પશુઓ જંગલમાંથી પોતપોતાના માલિકોને ત્યાં કેટલોક સમય થયાં આવી ગયાં છે. પક્ષિયો પણ પોતપોતાના માળાઓમાં કેટલાક કોલાહલ બાદ પેશી ગયાં; તેને પણ કેટલોક વખત વહી ગયો છે.

સન્ધ્યા સમય વ્યતીત થયા બાદ, ભટ્ટી સરદારનાં ઠકરાળાં તથા તેમનાં પુત્રી, બન્ને માદીકરી પોતાની હવેલીના છજામાં ઉભાં ઉભાં સન્ધ્યાસૌન્દર્ય નિરીક્ષણ કરે છે, અને વાતો કરતાં હતાં કેઃ “હજુરનેં ઇણ બખત જોધપુરમેં ગયાં ઘણા દિવસ વ્હૈગા, પર પધાર્યાં કોય નહીં, અર કુછ સમેચાર આયા નહીં. ઇણ બખત તૌ હજુરને પધાર્યેં બહુ દિવસ વ્હૈગા. ઇણ બખત કોઇ જીગપેં લડાઇ હૈ કોય નહીં કિ, જીણસું રૂકવારો કારણ વ્હે.”

આવી રીતે આ બન્ને માદીકરી છજામાં ઉભાં ઉભાં વાતાં કરે છે, એટલામાં પુત્રીની દૃષ્ટિએ દૂરથી પોતાના પિતા જેવો ઘોડેશ્વાર આવતો દેખાયો, તેથી પોતાની પવિત્ર માતાને કહેવા લાગી કેઃ “માજી! દેખૌ તૌ મેરે પિતાજીસો કોઇ ઘોડેશ્વાર આવૈહે.”

ઠકરાળાંઃ—“કઠૈસું થોંનેં દીખૈ હૈ? મોંનેં તૌ દીખ પડે કોય નહીં.” અને તેને ન દેખાય તે સ્વાભાવિક જ હતું, કારણ તેનું ચિત્ત તો પો-

તાના પ્રિય પતિના વિચારોમાં જ લુબ્ધ હતું, એટલે તેને આજુબાજુનું ભાન ક્યાંથી જ હોય.

પુત્રીઃ-( જે બાજુ તેણે ઘોડેશ્વાર જોયો હતો તે બાજુ આંગળી બતાવીને પોતાની પ્રિય માતાને કહેવા લાગી કે) "દેખો, વો આવે હૈ."

ઠકરાણાંઃ-"હાં, બરાબર હૈ, મૌંને પણ હજુરરા જીસા દીખ પડે હૈ."

ઠાકોર કેટલાક છેટા સુધી તો નિમકહલાલ નોકરો સાથે વાતચિત કરતા ચાલ્યા આવ્યા, પણ પછી તેઓ ઘેર વેહેલા પહોંચવા સારૂ એકલા જ પોતાના ઘોડાને ઉતાવળો ચલાવી આગળ ચાલ્યા.

ઠાકોર એકલા પડ્યા એટલે તેમના મનમાં પુત્રી સતી થશે કે કેમ ? તે સંબંધી અનેક પ્રકારના વિચાર થવા લાગ્યા. ઘડીકમાં તેમનું હૃદય "સતી થશે" એમ અને વળી પાછા ઘડીકમાં "ના, ના, તેને પૂછ્યા સિવાય મેં બીડું ઉઠાવ્યું છે તેથી કદાચ ના પણ પાડે" એમ વિચારો આવવા લાગ્યા.

વિચારના વમળમાં ને વમળમાં તેમનો ઘોડો ઝપાટાબંધ પોતાના ગામ નજીક આવી લાગ્યો. કારણ તેને કંઈ વિચાર કરવાના તો હતા જ નહીં, તેને તો સીધા જ ઘર તરફ ચાલ્યા જવાનું હતું.

માદીકરી બંન્ને તો પોતપોતાના પતિ તથા પિતાને આવવાની ઉત્કંઠામાં વિચારવમળમાં ગોથાં ખાતાં હતાં. તે અરસામાં પોતાના વિચાર-વમળમાં ગોથાં ખાતા ખાતા ઠાકોર ડહેલીના દરવાજા પાસે ઘોડા સાથે આવ્યા અને ઘોડાના ડાબલાના ખખડાટથી જ નોકરચાકરો 'કોઇ ઘોડેશ્વાર આવે છે' એમ માની સતેજ તો થયા જ હતા, પરંતુ જ્યારે ઘોડો ડહેલીના દરવાજા પાસે આવ્યો અને હણહણ્યો ત્યારે ઘોડાના અવાજ ઉપરથી તેઓ પોતાના માલિકના ઘોડાને ઓળખી 'ઠાકર સાહેબ પધાર્યા' એમ માની બહાર ગયા અને ઠાકર સાહેબને ઓળખ્યા. ઘણા દિવસે પોતાના માલિકનું રાજમાંથી પધારવું થયલું હોવાથી તેમના આનંદનો પાર રહ્યો નહીં, અને તેમનામાંના એક નોકરે જઇ ઘોડાને પકડ્યો, એટલે ઠાકર ઘોડા ઉપરથી ઉતર્યા. ઠાકોર જે વખતે ઘોડા ઉપરથી ઉતર્યા તે વખતે તેમનો પગ ઉલટાવતાં પગની પીંડી ઘોડાના કાઠડા સાથે અથડાઇ. આ બધું દૃશ્ય ડહેલીના છજા ઉપર ઉભાં ઉભાં ઠાકોરના આવવાની વાતચિત કરનાર માદીકરી પણ જોઇ રહ્યાં હતાં. તેમાં ઠાકોરની પાસે આવી ઉભેલા તેમના નોકરો તથા તેમની દીકરીને તો આ પગના અથડાવાથી કંઇ આશ્ચર્ય લાગ્યું નહીં, બલ્કે તેમના મનમાં તો કોઇ પણ પ્રકારની કલ્પના સરખી પણ ઉત્પન્ન થઇ શકી નહી. પણ ઠકરાણાંના મનમાં તે સંબંધી અનેક તર્કવિતર્કો

ઉત્પન્ન થયા અને તેઓના મનમાં ખાત્રી થઇ કે ઠાકોરના મનમાં કોઇ પણ પ્રકારની ચિંતા લાગી ગઇ છે કે, જેથી આજે ઘોડા ઉપરથી નીચે ઉતરતાં તેમનો પગ કાઠા સાથે અથડાયો.

ઠાકોરે ઘોડા ઉપરથી ઉતરી બધા નોકરોને તેમના અને તેમના ઘરના કુશળ સમાચાર પૂછી, પછી પોતાના ઘરના પણ કુશળ સમાચાર પુછ્યા, અને સહુ બાજુના કુશળ સમાચાર મેળવા ઠાકોર ડ્હેલીમાં જવા સારૂ ચાલ્યા.

ઠાકોરની આ વાતચિતમાં જેટલો સમય લાગ્યો તેટલા સમયમાં પાછળ રહેલો તેમનો નાનકડો રસાલો પણ ડહેલી પાસે આવી પોહોંચ્યો, અને તેઓ પણ પોતપોતાનાં વાહનોને ઠેકાણે પહોંચાડવામાં તથા ચીજ ભાવની વ્યવસ્થા કરવામાં રોકાઈ ગયા.

ઠાકોર ડહેલીમાં આવવા સારૂ ચાલ્યા, એટલે છજામાં ઉભાં રહેલાં માદીકરી પણ પોતાની ઉભા રહેવાની જગા છોડી, પોતાના પતિ–પિતાને લેવા સારૂ ડહેલીના મેડાના દાદર સુધી સામાં આવ્યાં. તેઓ દાદરે પોહોચ્યાં, એટલે ઠાકોર પણ દાદર ઉપર આવ્યા અને અહીં આગળ સર્વેનો ભેટો થયો. ભેટો થતાં જ, જેના માટે ઠાકોરે જોધપુર મહારાજ ગજસિંહજીના દરબારમાં બીડું ઉઠાવ્યું છે, જેને માત્ર થોડા દિવસ પછી જ વીર તેગાજી સાથે પરણાવવી છે અને પરણ્યા પછી તુરત જ જેને સતી થવાનું છે, એવી પોતાની લાડકવાયી એકની એક પુત્રી ઠાકોરને બાઝી પડી. બન્નેનાં કમળ સરખાં નિર્મલ નેત્રોમાંથી હર્ષનાં વારિનું વહન થવા લાગ્યું.

પુત્રી પોતાના પ્રિય પિતાની છાતીથી છૂટી પડી એટલે, ઠકુરાળાં આગળ અને તેમના પાછળ આ પિતાપુત્રી એ રીતે તેમના બેઠકના ખાનગી મુકામમાં ગયાં. અહીં આવી ઠાકોરે ઠકરાળાંને તથા પ્રિય પુત્રીને કુશળ સમાચાર પૂછ્યા. ઠકરાળાંએ કુશળ સમાચાર આપતાં ઠાકોરને જણાવ્યું કે: "અન્નદાતાર ! આપ અતરા બંધા દિન જોધપુરમાં રહ્યૌ, જરાંઇ હમારા તરફ કોઇ જાતરા આપરી કુશળતારા. સમાચાર ભેજ્યૌ કોઇ નહીં, યે કાંઇ કારણ હે?"

ઠાકોરઃ—"ઠકરાળાં ! આપ જાણૌ હે કિ મેં કતરા રોજ તો મહારાજરી લારમેં આગરા હૌ. અર આગરાસું આયે મોંને ૪—૮ દિન હુવા હોશી ને મેં અઠે આયો હું. આગરાસું તૌ મેં આપોને ખબર દે સકું કોય નહીં, પરન્તુ જોધપુર આયા પીછું મૌને ખબર નાં દીયી વો મોટી ચૂક હો ગઇ. પર મોરાં મનમેં આજ ઘર જાશાં, કલ ઘર જાશાં, યોં વિચાર હો, જીણુસું ખબર દેવારો મોંને સાંભર્યો કોય નહીં.

ઠકરાળાં:—"અન્નદાતાર! દુસરી સબ બાત રહણ દો. મેરા મનમેં એક ભારી ચિંતા વ્હે ગઇ હૈ. અણુનો ખુલાસો મોંને કર દો. એ ચિંતા યે હૈકિ હર બખત મોરા માલિક જીણ બખત ઘોડા ઉપરસું ઉતરતા હા અણ બખત તો મોરા માલિકરો પગ કાઠાસું એક હાથ ઉંચો હોનેં બહાર નિકળ જાતો હો, અર આજ મોરા હજુરરો પગ ઘોડા ઉપરસું ઉતરતાં કાઠારી સાથમેં કીં કારણસું ઠોકરાય ગૌ? કાંઇ મોરા અન્નદાતારજીરા મનમેં કાંઇ ચિંતાને આવને વાસો કિયો હૈ? મોરા અન્નદાતારજીરો પગ ઠોકરાયગૌ વો મેં છજામેં ખડી હી અઠેસું દેખ લિયો, અર દેખને મોનેં ચિંતા હુઇગી.

ઠાકોર:—"ઠકરાળાં! મોનેં એક ચિંતા ભારી લગ ગઇ હૈ. અર વો ચિંતા મોનેં મોરે આપસું ખુલાય લી હૈ. અણુમેં કોઇરો દોષ નહીં હૈ."

ઠકરાળાં:—"એડી ચિંતા આપોંરા મનમેં કીણ તરેસું હોઇ ગઇ? અર આપોને ચિંતાને કણ રીતસું બોલાઇ, વો મોને ફરમાવવારી કૃપા હોશી?"

ઠાકોર:—"ઠકરાળાં! આપનેં કહ્યા બીના ચલ શકે કોય નહીં; આપરી મદદસું તો હધળો કામ વ્હે સકે યું હૈ, ફીર આપોંસું કહવામેં કાંઇ હરજ હૈ."

પછી ઠાકોરે ઠકરાળાંને બાદશાહ શાહજહાઁનના દરબારમાં આગ્રામાં બનેલી તમામ હકિકત કહી અને પછી મહારાજ ગજસિંહજીના દરબારમાં જોધપુરમાં બનેલી તમામ હકિકત કહી, અને પછી પૂછવા લાગ્યા કે, "મોરા મનમેં એડી ચિંતા હુઇ કે મોંને આપોને આપણી બેટીને પૂછ્યા વગર યે કામ કિયોડો હૈ, જીણસું બેટી તોગાજીરા વાંસે સતી હોશી કિ નહિ? ઇણ બાતરી મોંનેં ચિંતા વ્હે રહી હૈ."

ઠકરાળાં:—"અન્નદાતાર! અણુમેં ચિંતા કાંઇ હૈ? આપ શુદ્ધ ક્ષત્રિય હો અર મેં શુદ્ધ ક્ષત્રિયાણી હું. ઇણમેં કોઇ બાતરી શંકા હૈ નહી. ફીર આપણસું ઉત્પન્ન હુઇ યે બેટી તોગાજીરી લારમેં સતી હોવે, અણુમેં આપોંરા મનમેં શંકા લેવણા જેડો કાંઇ પણ હૈ? આપરા મનમેં કોઇ બાતરી શંકા મતી ધરૌ."

આ વખતે બેટી પણ પાસે જ હતી, અને તેણે પોતાનાં પૂજ્ય માતાપિતા વચ્ચે થયલી તમામ વાતચિત સાંભળી હતી. તે પણ હવે શાંત બેસી રહી શકી નહીં અને તેણે પોતાના પિતાને ખાત્રી આપતાં જણાવ્યું કે: 'પિતાજી! મેં શુદ્ધ ભટ્ટી ક્ષત્રિસું ઉત્પન્ન હુઇ, ક્ષત્રિયાણી હું, અર ભટીયાંણીઆરો સતી હોવણરો રિવાજ હૈ. યા બાત હધળાં રજવાડામાં જાણીતી હૈ. ફીર મેં સતી હોઉં અણુમેં કાંઇ નવાઇરી બાત

હે ? મેં જરૂર સતી હોશોં. મોરાં ધન્ય ભાગ્ય કિ મોરાસું મોરાં માતા-પિતા ઉજળાં વ્હે જાંય. યા સમૌ મોંને અણુચિંતવ્યો મિળગૌ હે, જીણમેં-સું મેં પાછી પડ જાઉં તૌ માનૈં અર મોરાં માતાપિતાને લજવ દું. અર એડો કામ ભટીયાંણીસું બનૈ કોય નહીં. મોંને આપરો અર મોરાં માજીરો સલાજો તોડને યે હ્રુદળી બાતરી જાણસું મોરા ઉપર કૃપા કરવારી મોરી બિનંતી હે. આપ અર મોરાં માજીશા મોંરા ઉપર ખફા મત હૌશૌ."

ઠાકોરઃ—"બેટી! થાનેં ઝાઝા રંગ હૈ. થૈં મારો અર થારા મુંશાળ પક્ષરૌ પખૌ ઉજાળ્યો. થારા જેડી સાક્ષાત્ જગદંબાજીસી પુત્રી જીણનાં પુરાં પૂન્ય વ્હે અઠૈજ પૈદા હોય હૈ. ધરધર એડી–થારા જીસી–પવિત્ર પુત્રીઓં ઉત્પન્ન હોવૈં કોય નહીં!"

ઠાકોરે પોતાની પવિત્ર પુત્રીની પ્રશંસા કરી બન્ને બાજુનું લગ્નનું ખર્ચ મહારાજે ઉઠાવવાનું, અને તોગાજીને મહારાજે પોતાની પાસે રાજમહેલમાં રાખ્યાની, અને જાન પણ જોધપુરના તમામ સરદારો અને મીર ખાનઝા ખાન સાથે જોધપુરથી આવવાનું જણાવ્યું. વળી લગ્નનો દિવસ પણ જણાવ્યો.

ઠકરાળાંએ ટાટ લાવી ઠાકોર પાસે રજુ કર્યો. ઠાકોરે પણ રસ્તા-ની મુસાફરીને લઇને ભૂખ સારી પેઠે લાગેલી હતી તેથી, તેમ જ હવે મનમાંથી ચિંતા પણ ગઈ હતી તેથી, બરોબર નિશ્ચિંતતાથી પોતાના ટાટને ઇન્સાફ આપ્યો.

રાત્રે સહુ સુઇ ગયાં. ઠાકોરને રસ્તામાં તો અનેક પ્રકારના તર્ક-વિતર્ક થતા હતા. પોતાની ડેહેલી પાસે ઘોડો આવ્યો ત્યાં સુધી પણ આજુબાજુ શું થાય છે, અથવા પોતે કેટલા દૂર આવ્યા છે, તેનું પણ ભાન નહોતું. પણ હવે તો તેમના મનમાં તેવા કંઇ તર્કવિતર્કો હતા નહીં; તે તર્ક તો ઠકરાળાં અને પોતાની પવિત્ર પુત્રીના વચન સાથે જ પલાયનમઃ કરી ગયેલ હતા. તેથી નિશ્ચિંત નિદ્રાના આનંદમય સુખનો અનુભવ લેવા માંડ્યા. ઠકરાળાં પણ પોતાના પતિના પગ તળાંસતાં તળાંસતાં પતિના નિદ્રાવશ થયા બાદ નિદ્રાદેવીને આધીન થયાં.

પુત્રી પોતાના સુવાના ઓરડામાં ગઇ અને પથારીમાં ઉંઘવાના માટે ઘણા પ્રયાસો કર્યા, છતાં તેને તો આજની રાત્રિ કંઇ અલૌકિક આનંદમય લાગી અને આનંદના વિચારોમાં તેને કેટલોક સમય સુધી ઉંઘ આવી નહીં. છેવટ તેણે શ્રીહરિના ગુણ ગાતાં પોતાના ભાગ્યની પ્રશંસા કરવા લાગી કે, "ઓહો મોરો ભાગ્ય કૈડૌ બળવાન, કિ જીણસું મોંનેં વીર તોગાજી જૈડૌ પતિ મળશી, કિ જો હઝારૂંન લાખુંન બાદશી-યોંરા બીચમેં અપણો શિર ઉતારશી, અર મોરૈ એડા વીર પતિરી

લારમેં સતી હોવારો શુભ પ્રસંગ હોશી. જો મૈં સુખસું મરતી તો સોનેં અણ દુનિયામેં કુણ ઓળખતો, અર મેરા સતી હોવાસું તો સોનેં અર મેરા માતા પિતાજીનેં આખી દુનિયાંરાં મનખ ઓળખશી. હે ભગવાન થારી અકળ માયા હૈ! થારો કૃત કોય જાંણ શકે નહીં. મેરા યાં વિચાર તરોં મેરો કાળ થેં પુરો કર દીજો. મેં થારા શરણમેં હું."

આમ જ્યારે વિચારમાં અને શ્રીહરિના સ્મરણમાં પવિત્ર ભટ્ટીપુત્રી પોતાનો વખત વ્યતીત કરતી, ત્યારે નિદ્રાદેવીને તેના તે પવિત્ર કાર્યમાં ખલલ પહોંચાડવાની ઇચ્છા થઇ આવી અને તેથી પોતાની સહાય સાથે તેના ઉપર ચઢાઈ કરી. અંતે પવિત્ર ભટ્ટીપુત્રીના વિચારો અને નિદ્રાદેવીના યુદ્ધ ચાલ્યા બાદ, નિદ્રાદેવીએ વિચારો ઉપર વિજય મેળવ્યો અને ભટ્ટીપુત્રીને પોતાને વશ કરી લીધી, અર્થાત્ હવે તે પણ આનંદમય નિદ્રાનું સુખ ભોગવવા લાગી.



## પ્રકરણ છઠ્ઠું

## લગ્નની તૈયારી

દોહા:—સમય ન ચૂકે ચતુર નર, કહત કવિ જન કૂક;
ચતુરનકે ખટકત હિયે, સમયચૂકકી હૂક.

પ્રાતઃકાળનો સમય આવી પોહોંચ્યો. રાત્રિ આનંદમય નિદ્રાના સુખમાં વ્યતીત કરી, અને રાત્રિ કેવી રીતે વ્યતીત થઇ તેની પણ ભટ્ટી સરદારને કંઇ જ ખબર પડી નહીં. સૂર્ય નારાયણના ચોબદાર કુકડા પોકાર કરીને લોકોને ઉપદેશ કરવા લાગ્યા કેઃ—

કયું બલિહારી કુકડા! બડી ફજરરી બ્હાર,
ચેત અચેતા માનવી, ભજી લીયો કિરતાર;
ભજી લીયો કિરતાર, પિયારા કુકડા,
કેશર હરિચિતાર, કહે યું કુકડા.

આવી રીતે કુકડા મનુષ્યોને પ્રાતઃકાળમાં વહેલા ઉઠવાનો તથા વહેલા ઉઠીને ઇશ્વરસ્મરણ કરવાનું કહેવા લાગ્યા. તેમના ઉપદેશથી દેવમંદિરોના પૂજારીઓ જાગૃત થઇ, દેવોને જાગૃત કરવા સારૂ ઘંટના નાદ કરવા લાગ્યા. અને તે સાંભળવાથી કેટલીક ગૃહકાર્યમાં ઉત્સુકતા ધરાવનાર પતિપરાયણ સ્ત્રીઓ જાગૃત થઇ પોતાના ગૃહકાર્યમાં જોડાઈ ગઈ. કોઇ અગ્નિ પ્રકટ કરી પોતાના પતિને જાગૃત થતાં પહેલાં તેના માટે પાણી ગરમ કરવાના કામે લાગી. કોઇ પોતાનાં ઢોરોને દોહી પતિને સારૂ દુધ ગરમ કરી રાખવાના કાર્યમાં જોડાઈ

અને કોઈ પોતાનાં પ્રિય બાળકો, જે માતાના પોતાની પાસેથી ઉઠવાથી જાગૃત થયાં હતાં, તેમને ગૃહકાર્યોમાં ડખલ ન થાય તે સારૂ પુનઃ ઉંઘાડવાના કાર્યમાં જોડાઈ અને કેટલીક ઘંટી ફેરવવાના કાર્યમાં લાગી ગઈ.

વળી પતિત્રાસક-ધુવડો પણ પોતાનાં બાળકો, તેમને કુકડાના ઉપદેશથી જાણે કંઇ સમઝયાં હોય અને પોતાની માતાને ઉંઘમાંથી જાગૃત કરવા સારૂજ જાગૃત થયાં હોય તેમ જાગૃત થઈ રૂદન કરવા લાગ્યાં. તેમની આ બાળકાળ માતાઓ પોતાની ઉંઘને ખલલ પોહોંચે તે સારૂ આ બિચારાં નિર્દોષ અને સત્ય ઉપદેશ કરનાર બાળકોને પતિઓના ના કહેવા છતાં પણ સાર મારી પુનઃ ઉંઘાડવા સારૂ રૂદન કરાવવા લાગી. ભરવાડ લોકો પણ પોતાના "નેહડા" માં ગાયો, બકરાં, ઘેટાં વિગેરે દૂધાળાં ઢોરોને દોહવા સારૂ કોલાહલ મચાવી રહ્યા, અને તેમના કુબાઓમાં તેમની સ્ત્રીઓ વહેલી ઉઠી આગલા દિવસના દહીંનું મંથન કરવા સારૂ મચી ગયેલી હોવાથી જાણે ભાદરવા મહિનામાં ઉંડો વરસાદ ગર્જના કરી રહ્યો હોય તેમ "ધમ ધમ" ના અવાજ કરી રહી હતી. પ્રાતઃકાળ થવાથી કુકડાઓના ઉપદેશથી પક્ષીઓ પણ પોતપોતાના માળાઓ ત્યાગી બહાર નિકળી કોલાહલ મચાવવા લાગ્યાં અને આ બધા કોલાહલથી આપણા લટ્ટી સરદારના ગૃહમાં પણ શાન્તિ હવે ક્યાંથી ટકી શકે ? તેમનાં ગૃહમાં દાસદાસીઓ જાગૃત થઈ પોતપોતાના કાર્યમાં જોડાઈ ગયાં. પતિપરાયણ ઠકરાળાં પણ પતિની ઉંઘમાં ખલલ ન પહોંચે તેવી રીતે પથારીમાંથી જાગૃત થઇ ઓરડામાંથી કોઇ પણ પ્રકારનો ખડખડાટ અવાજ કર્યા વગર બહાર નિકળ્યાં અને પતિને માટે ગરમ જળ કરવાની તાકિદ કરી તથા દૂધ ગરમ કરાવ્યું, અને દેવસેવામાં જોઇતાં સાધનોની તૈયારીના કાર્યમાં જોડાયાં.

આ દરમ્યાન આપણા ઠાકોર સાહેબ પણ જાગૃત થયા, અને હોકો તૈયાર કરી નોકર લાવ્યો, તેને બરાબર ઇન્સાફ આપી, નોકર પાસે લોટો ઉંચકાવી, હાથમાં હોકો લઇ દિશાએ જવા સારૂ ચાલ્યા. તેઓને દિશાએ જવાના સ્થળ ઉપર નોકર લોટો મૂકી આવી, ઠાકોરના હાથમાંથી હોકો લઇ છેટે જઇ પુંઠ ફેરવી ઉભો રહ્યો, અને ઠાકોર દિશાએ જવા સારૂ ગયા. તેઓ દિશાએ જઇ ઉઠી આવ્યા, ખોંખારો કરવાથી નોકરે આવી હોકો આપ્યો, અને પોતાના માલિક પાસેથી લોટો લઇ સાથે સાથે ચાલ્યો. આવી રીતે પ્રાતઃકાળનું એક કાર્ય આટોપી હાથ પગ ધોઈ, દાતણ કરવાના કાર્યમાં જોડાયા અને તે કાર્ય પણ પૂર્ણ કર્યું. બાદ સ્નાન કરવા સારૂ પધાર્યા અને સ્નાન કર્યા બાદ દેવસેવાના કાર્યમાં તેઓ જોડાયા, અને ભગવાન્ એકલિંગજીની સારી

પેઠે સેવા કરી, આરતી પણ કરી રહ્યા અને બહાર આવ્યા. એટલે ઠકરાળાં દૂધનો કટોરો લાવ્યાં. તે તેમણે પ્રિય પતિની પાસે મૂક્યો અને ઠાકોરે તે મસાલાદાર દૂધના કટોરાને ઇન્સાફ આપ્યો.

પ્રાતઃકાળનું સર્વ કામ પરવારી નોકરોને બોલાવી, ડેહેલી તથા અન્ય દરબારી મકાનોને ધોળવા સાફસુફ કરવાની આજ્ઞા ફરમાવી. પોતે જાન સારૂ જગા પસંદ કરવા કેટલાક નોકરો અને મજુરોને લઇને ગામ બહારના પાદરમાં આવ્યા અને જોધપુરના રસ્તા ઉપર આવેલા એક ખુલ્લા મેદાનમાં જાનને ઉતારો આપવાના વિચાર ઉપર આવી, તે જગા ત્વરિત સાફ કરવા મજુરોને આજ્ઞા ફરમાવી, પોતાના કેટલાક નોકરોને દેખરેખ રાખી કામ કરાવવાનું ફરમાવી ડેહેલી ઉપર આવ્યા.

જોધપુર મહારાજા ગજસિંહજીએ, આગલા દિવસે દરબારમાં ફરમાવ્યા મુજબ ભટ્ટી સરદારને ત્યાં મોકલવાની વસ્તુઓનાં ગાડાં તે જ દિવસે ભરાવી, તેમને સવારમાં ભટ્ટી સરદારને ત્યાં વેહેલાં પોહોંચી શકાય તેવી રીતે ગાડાં હાંકવા આજ્ઞા ફરમાવી હતી. એટલે ભટ્ટી સરદાર ઘેર આવી પોતાનાં ઠકરાળાં સાથે વાતચિત કરતા હતા, તે જ અરસામાં જોધપુરથી સરસામાનનાં ગાડાં આવવાના સમાચાર તેમને મળ્યા. તેઓ બહાર આવ્યા, ગાડાં છોડાવી તેની યોગ્ય વ્યવસ્થા કરવા સારૂ નોકરોને આજ્ઞા ફરમાવી, ગાડાંવાળાઓને તથા ગાડાં સાથેના માણસોને જમવા વિગેરેનો બંદોબસ્ત કરવા સૂચના કરી, પોતે પુનઃ ઠકરાળાં પાસે આવ્યા.

વખતે તેનું કામ કર્યું અને સાથે સાથે જ ભટ્ટી સરદારના નોકરોએ તેમનું પણ કામ કર્યું. એક દાસીએ આવી ઠકરાળાંને 'જમવાનું તૈયાર છે' એમ વરદી આપી, એટલે ઠકરાળાંએ ઠાકોર સાહેબને જમવા પધારવા વિનંતિ કરી. ઠાકોર કામમાં ગુંથાયલા હોવાથી અને પોતાને કરવાનાં કામો તાકિદથી કરવાનાં હોવાથી ત્રણ ટાટ પોતાના ઓરડામાં મંગાવવાની આજ્ઞા કરી. દાસીએ તે મુજબ ત્રણ ટાટ પીરસી લાવીને રજુ કર્યાં. પુત્રીને બોલાવવામાં આવી, અને પુત્રી આવી, એટલે પતિપત્ની અને તેમનાં પવિત્ર પુત્રીએ સાથે બેસી આનંદમય ચિત્તે પોતપોતાના ટાટને આટોપી નાખ્યા.

પછી ભટ્ટી સરદાર જમીને જે જગા, જાનને ઉતારો આપવા સારૂ પસંદ કરવામાં આવી હતી ત્યાં ગયા. જગા સાફ થઇ ગયલી હોવાથી જોધપુરથી આવેલા તંબુઓ ત્યાં ઠોકી બેસાડવાનો પ્રબંધ કરાવ્યો અને પછી નોકરો તથા મજુરોને જમવા જવાની આજ્ઞા આપી. ગામના

લોકોમાં ભટ્ટી સરદારની પુત્રીનાં "તોગાજી" સાથે, આપણે ઉપર વર્ણવેલા કારણસર લગ્ન થવાનાં છે તે હકિકત પ્રસિદ્ધ થઈ અને તેઓ પુત્રી અને તેનાં માતાપિતાની પ્રશંસા કરવા લાગ્યાં, અને પોતાના સરદારના આનંદમાં ભાગ લેવા સારૂ પોતાનાં ગૃહો લીંપવા, ધોળવા તથા શણગારવા લાગ્યાં. જોતજોતામાં બે ત્રણ દિવસમાં તમામ ગામના લોકોએ પોતપોતાનાં ગૃહો અને ઠાકોરે પોતાનાં તમામ મુકામો લીંપાવી–ધોળાવી–શણગાર્યાં, જાનના માટે તંબુઓ પણ નંખાઈ ગયા.

અહીં ભટ્ટી સરદારના ગામની તૈયારીથી આપણે વાકેફ થયા, એટલે હવે આપણે જોધપુર જવાની જરૂર છે; કારણ કે જોધપુરથી મહારાજા ગજસિંહજી જાન સજી આવવાના છે, અને આપણી વાર્તાનો મુખ્ય નાયક વીરવર તોગો પણ ત્યાં જ છે. આપણે પણ તેના આનંદમય લગ્નમાં હિસ્સો લેવો તે આપણી ફરજ છે; માટે પ્રિય વાંચક! આપ પણ મારી સાથે પધારો, આપણે જોધપુર જઈએ. તેમાં તમને કંઈ ચાલવાની તકલિફ વેઠવાની નથી. એવો સરસ રસ્તો આપણે શોધી કહાડશું, અને તે એ કે મારી સાથે આપના નિર્મળ મનને દોડાવવા આપ આજ્ઞા કરો, એટલે જાણે આપણે જોધપુર નગરમાં પહોંચી ગયા.

---

## પ્રકરણ સાતમું

## તોગાજીની જાન

સોરઠાઃ—૧૭૦૮ રાખણ માણ, રખણ માણ મીર ખાનઝા;
ગહણ ભટયાંણી પાણ, તેગાં ધર તોગો ચલ્યો.

પ્રિય વાંચક! આપણે જોધપુર નગરની પાદર આવી પોહોચ્યા. પ્રાતઃકાળનો સમય છે. એટલે દરવાને પણ આપણા આવતાં પહેલાં દરવાજા ખુલ્લા કરી નાંખ્યા છે. હવે આપણને છુટા છેડે નગરમાં પેસવામાં અને મરજીમાં આવે તેમ ઘુમવામાં કોઇ પણ પ્રકારનો અંતરાય નથી. તેમ છે તો પછી ચાલો આપણે સાથે સાથે જ નગરમાં જઇએ અને નગરની શોભા નિહાળીએ.

નગરમાં પાણીયારીઓ ઉજ્જ્વળ તાંબાપિત્તળનાં વાસણો લઇ કેટલીક જળ લેવા સારૂ જતી જણાય છે અને કેટલીક નિર્મળ જળ ભરી આવતી જણાય છે. તેઓ એક બીજાની સાથે શી શી વાતો કરે છે તે પણ આપણુ તેમની વાંસે જઇ ગુપ્ત રીતે ચાલો સાંભળીએ. જો કે આવી રીતે છુપાઇને કોઇની ગુપ્ત વાત સાંભળવી તે પણ એક પ્રકારનો પરમેશ્વરનો અને તેવી વાત કરનારનો ગુનાહ તો છે, પરન્તુ આપણે

જે વાર્તા સાંભળવાની છે તે વીરવર તોગાજીના સંબંધની હોવાથી તે કંઇ ગુપ્ત વાત નથી. જ્યારે તેમ છે તો આપણને હવે એવી શંકા થાય છે કે આ સ્ત્રીઓની વાતચિત ગુપ્ત જેવી નથી, તો પછી તેઓ ગુપ્ત રીતે વાતચિત કેમ કરે છે? શું તમો નથી જાણતા કે મારવાડ મલાજા-વાળો દેશ છે? ત્યાં મલાજો રાખવાની બહુજ પ્રથા છે. કોઈ પુરુષ પોતાનો અવાજ પણ સાંભળી શકે નહીં, તેટલા સારૂ ધીમા ધીમા સ્વરથી આ સ્ત્રીઓ વાતચિત કરે છે, તેથી તેઓની વાત ગુપ્ત વાત હશે, એવો ભાસ માત્ર થયો હતો; પરન્તુ સત્ય હકિકત તો આ પ્રમાણે છે. માટે ચાલો તે સ્ત્રીઓ સાથે સાથે કેટલેક દૂર સુધી જઇએ, એટલે તેમના વચ્ચેની વાત પણ સાંભળીશું અને નગરનો પણ કેટલોક ભાગ જોવાશે.

એક સ્ત્રી:-"સખિ! હુણે હે મહારાજને નગર કિશો સુંદર રીતસું શણગાર્યો હૈ? અપણા કુંવરરા લગનરી જીસી સઘળી ધામધૂમ કી હૈ. અર મહારાજરા મનમેં અર દુસરે સબ રાઠોડાંરા મનમેં કતરો બધો આનંદ વૈ રહ્યો હૈ? સખિ! અપણો પણ ધન્ય ભાગ્ય હૈ કિ આપણ ઇસા સરદારરાં લગ્ન દેખવારા બાસ્તે ભાગ્યશાળી હોશાં. યે તો દેવ જીસો સરદાર હૈ. ઇણ વના ઐડો કામ-માથો ઉતારને લડવારો કામ કરવારી હિમ્મત કુણ કર શકે?"

બીજી સ્ત્રી:-"સખિ! થારો કહણો તો બરાબર હૈ, પર જીસા તોગાજી હૈ ઇસી તો ભટ્ટી સરદારરી બેટી વ્હેશી. દેખને તોગારા પીછું પરણને તરત સતી હોણો, વો કાંઇ જીસી તિસી બાત હૈ? કુણ ક્ષત્રિ-યાણી ઐડો કામ કર શકે યું હૈ?"

પહેલી સ્ત્રી:-"દેખ તો સહી કિ દરબારમેં તો હઘળા બડા બડા સરદાર નીચો મુંખ કરને બૈઠ રહાહા, અર મહારાજરા કહ્યા છતાં પણ બીડારા સામને દેખ શકયા કોય નહીં."

બીજી સ્ત્રી-"અલી! દેખ, એ તો હઘળા સુરજવંશી હા, ઇણમેંસું કોઇ પણ કામ કરૈ જરાંઇ હૈં તો સુરજવંશી રાઠોડ? અર દેખ, મહા-રાજરો અર વૈ મીરરો કાંમ હુવો, મહારાજરે તો કામ કરાવવારી જરૂરત હી; અર કામ વ્હૈ જાશી."

આવી રીતે નગરની સ્ત્રીઓ પણ તોગાજીની અને ભટ્ટીયાણીની વાતો કરે છે. જે બાજુથી આપણે રસ્તો વટાવી આવ્યા, એ રસ્તાની બન્ને બાજુએ ધ્વજાઓ રોપવામાં આવેલ છે. તોરણો બાંધેલાં છે તે તો તમોએ પણ જોયાં હશે અને તેથી તમો, મહારાજે આ તોગાના લગ્નમાં કેવો આનંદભર્યો ભાગ લીધો છે, તે સંબંધીના ખ્યાલ ઉપર

આવ્યા હશે. આ બે સ્ત્રીઓ તો આ પાસેની એક શેરીમાં વળી ગઇ અને આપણે હવે એકલા પડ્યા, માટે ચાલો સામે પેલી કમાન દેખાય છે ત્યાં જઇએ.

અહીં એક મુખ્ય રસ્તો હોવાથી કમાન બાંધવામાં આવી છે. કમાનને લાલ-લીલા-પીળા વિગેરે રંગોથી રંગેલી છે. મુખ્ય રસ્તાની બન્ને બાજુ ધ્વજા અને તોરણ બાંધેલાં છે અને કોડીયાં મૂકેલાં જણાય છે અને તેથી એમ અનુમાન થઇ શકે છે કે ગઈ રાત્રે રોશની પણ કરવામાં આવેલી હોવી જોઇએ. આ રસ્તો મુખ્ય હોવાથી ચાલો ત્યારે આપણે પણ તે રસ્તાથી જઇએ કે જેથી રસ્તો ભૂલાય નહીં, અને રસ્તો પણ કિલ્લા તરફ જતો હોવાથી આપણે પણ કિલ્લા તરફ પોહોંચીશું. પણ રસ્તાની બન્ને બાજુ મારી સાથે તમો પણ દૃષ્ટિ કરતા ચાલજો. રસ્તાની બન્ને બાજુની દુકાનો પણ દુકાનદારોએ રંગી છે અને દુકાનના આગળના ખુલ્લા ભાગ-સાંઢવી-માં અબિલ, ગુલાબ અને કુંકુમના સાથીઆ પુરેલા છે. રસ્તામાં જે જે ઠેકાણે બીજા પેટા રસ્તા આવી મળે છે તે તે સ્થળે કમાનો બાંધવામાં આવી છે. વળી જ્યાં જ્યાં મુખ્ય રસ્તાને બીજો મુખ્ય રસ્તો આવી મળતો હતો, ત્યાં ત્યાં માંડવા બાંધી નીચે હાંડીઓ અને બિલોરીના ગોળા લટકાવવામાં આવ્યા હતા, અને તકતાઓ-દેવતાઓના તથા રણધીર વીર પુરૂષોના-બાંધવામાં આવ્યા હતા. આવી રીતે જોધપુર નગરને શણગારમાં આવ્યું હતું.

આજે વીર "તોગાજી"ની જાન નીકળવાની હોવાથી સ્થળે સ્થળે રાજપૂતોમાં પણ અલૌકિક આનંદ દેખાય છે. સ્થળે સ્થળે રાજપૂતોમાં તોગાજીની જાને જવાની તૈયારીની વાતો થાય છે. આખા નગરમાં મોહોલ્લે મોહોલ્લે, શેરીએ શેરીએ અને ઘેરેઘેર તોગાજીનાં બહાદુરીમય કાર્યોનાં વખાણો થતાં જણાય છે. આજે તેઓ લગ્ન કરવા સારૂ પધારવાના છે, તેથી જાને જવા સારૂ અને જાન જોવા જવા સારૂ સહુ કોઈ આપસઆપસમાં વાતો કરતું જણાય છે. ક્ષત્રિય. શિરોમણિ મહારાજા ગજસિંહજીની પણ સ્થળે સ્થળે પ્રશંસાઓ થતી સંભળાય છે. લોકો કહેતાં હતાં કે, "ક્ષાત્રવટની આટલી બધી લાગણી બીજા કયા રાજ્યકર્તામાં અત્યારે છે? જૂઓ તો ખરા, કે જયપુર, બુંદી, કોટા, જેસલમીર જેવાં રાજ્યોમાંથી પણ મીર ખાનઝાનું કંઇ જ કાર્ય ન થયું અને મહારાજાએ ક્ષાત્રવટના રક્ષણ સારૂ તે કામ કરવાનું શરૂ કર્યું. ધન્ય છે આપણા મહારાજાને! અને વળી આપણને પણ ધન્ય છે કે આપણા ઉપર આવા વીર શિરોમણિ રાજ્ય કર્તા છે." આ

વાતોનીધ્વનમાં અને નગરની શોભા નિહાળવાના રસમાં આપણે છેક કિલ્લા નજીક આવી પોહોંચ્યા છીએ.

જોધપુરની સપાટી કરતાં લગભગ બે ત્રણ માઇલ ઉંચાઇએ ડુંગર ઉપર જોધપુરનો કિલ્લો છે, અને તેમાં ભવ્ય રાજમહેલો આવેલા છે. વળી કિલ્લા ઉપર સુંદર તળાવો છે, અને છેક ઉપર એક બાજુના ખૂણામાં દેવમંદિરો પણ છે. બે મંદિરો એક ચંડીનું અને એક શ્રી રામ ભગવાનનું. એ રીતે તરફસ છે અને બન્ને મંદિરોના મધ્ય ભાગમાં એક નાનકડી તલાવડી છે, જેમાં માત્ર ચોમાસામાં જ ઘણા ભાગે પાણી રહેતું હશે. કિલ્લા ઉપરની પ્રથમ દોઢીમાં તમામ પ્રકારનાં હથિયારો દરવાજાની બન્ને બાજુના ઓટલાઓ ઉપર લટકાવવામાં આવ્યાં છે. તેમાં એક બાજુ તલવાર, કટાર, છરા વિગેરે સંખ્યાબંધ છે અને બીજી બાજુ જૂદા જૂદા પ્રકારની બંદુકો નાની મોટી ગોઠવી રાખેલી છે. નગરની સપાટીથી છેક કિલ્લા ઉપર સુધી ધ્વજા તથા તોરણો બાંધેલાં દેખાય છે અને કિલ્લાને સુંદર રીતથી શણગારવામાં આવ્યો છે. હવે ડોઢીની અંદર આપણને જવાની જરૂર દેખાતી નથી; કારણ બન્ને બાજુ રથ, હાથી, ઘોડા, ઊંટ વિગેરે વાહનો તૈયાર કરી ઉભાં રાખેલાં છેઃ તેથી કદાચ દેખાવ જોવા જતાં વાહનો મસ્તીએ ચઢે તો માર ખાવાનો પ્રસંગ થાય, માટે અહિંથી જ અંદર નજર નાંખીએ. કિલ્લાની અંદરના તમામ મુકામો તથા રાજમેહેલોને શણગારવામાં આવ્યાં છે. વાહનોને પણ સોનારૂપાના અને સાદા સામાનથી શણગારવામાં આવ્યાં છે. વાહનો બહુ જ પાણીદાર દેખાય છે. જોધપુર રાજ્યમાં તેવાં પાણીવાળાં જાનવરો હોય તેમાં શી નવાઈ? ચાલો હવે આપણે પુનઃ નગરની હિલચાલ જોવા સારૂ જઇએ.

જાનને જવાનું સ્થળ એટલે ભટ્ટી સરદારની ઠકરાતનું ગામ. માત્ર જોધપુરથી સાત આઠેક ગાઉ જ દૂર હતું, તેથી સાંજના વખતે જાન લઇને વિદાય થવાનું ઠરાવવામાં આવ્યું હતું. અત્યારે દિવસનો બે પ્રહર જેટલો વખત વ્યતીત થઈ ગયલો હોવાથી લોકો જાન જોવા સારૂ બેઠક પસંદ કરવાના ફેરા સ્થળે સ્થળે કરી રહેલ હતાં. આપણે પણ જમવાનો વખત થઈ ગયલો હોવાથી ચાલો કોઇ દુકાને જઇ કંઇક નાસ્તો કરી લઇએ, અને પછી ફરીને જોવા સારૂ નિકળી પડશું. તમો પણ મને લાગે છે કે આ નાસ્તાના કાર્યમાં મારા મતથી જૂદા નહિજ થાઓ, કારણ અત્યાર સુધીના કોઈ કાર્યમાં તમો જૂદા પડ્યા નથી, તેથી મને ભરોંસો છે, માટે ચાલો.

આપણે નાસ્તાનું કાર્ય આટોપી લીધું, માટે ચાલો ફરી ફરીએ. જે

રસ્તાઓથી આપણે પ્રથમ પસાર થયા હતા ત્યાં રાજપૂતોનો સખ્ત બંદોબસ્ત છે. લોકો પણ સ્થળે સ્થળે, પોતપોતાની અનુકૂળતા મુજબ, વૃદ્ધ, યુવાન, બાળક, સ્ત્રી, પુરૂષો બેસી ગયલાં છે. દુકાનોની માંડવીઓમાં તથા મેડા ઉપર પણ સ્ત્રીઓ અને પુરૂષો બેસી ગયલાં આપણને હવે તો દેખાય છે. કેટલાંક સ્ત્રીપુરૂષો પાસે તો આપણને સુંદર અને સુવાસિક પુષ્પો અને પુષ્પના ગુચ્છાઓ પણ દેખાય છે અને કેટલાંક પાસે તો સોનારૂપાનાં ફૂલો પણ દેખાય છે. હવે આપણે કિલ્લાવાળા ડુંગરની તળેટીએ આવી પહોંચ્યા છીએ, માટે અહીં જ થોભીએ. આપણે જ્યાં જોતા આવ્યા ત્યાં તથા હાલ જોઇએ છીએ ત્યાં લોકોની ભીડ અને દોડધામ શિવાય અન્ય, કંઈ દષ્ટિએ પડતું નથી. આથી આપણને એમ ભાન થાય છે કે પ્રજાપ્રિય રાજા ઉપર લોકોનો કેટલો અને કેવો ભાવ અને પ્રીતિ હોય છે. જ્યાં રાજા પોતાની પ્રજાનું રક્ષણ કરનાર, પ્રજાની ઇચ્છિત હાજતો પૂરી પાડનાર હોય છે, ત્યાંના લોકો પોતાના ઉપર આવો પ્રજાપાલક રાજા હોવાથી પોતાને ભાગ્યવાન માને છે અને પોતાના તેવા રાજાનાં દર્શન કરી કૃતકૃત્ય થયાનું માને છે. જોધપુરની પ્રજા પણ તેવા જ ઇરાદાથી આજે પોતાના પ્રજાપાલક અને ક્ષાત્રવટના રક્ષક રાજાનાં દર્શન કરવાને અતિ આતુર બનેલી છે.

આપણને નગર જોવામાં બહુ વખત થયો ને ત્રીજા પ્રહરની શરૂઆત થઇ ગઇ અને કિલ્લા ઉપરથી તોપો દગવા લાગી, તેથી લોકોને હવે જાન નિકળે છે એમ ભાસ થઈ આવ્યો. કિલ્લા ઉપરના રાજમહેલમાંથી જાન પણ નિકળી. ખુદ મહારાજાજ તોગાજીની જાનમાં પધારવાના હતા, એટલે અન્ય નાના મોટા સરદારોનું તો કહેવુંજ શું? અર્થાત્ મહારાજાનો હુકમ જ હતો કે તમામ સરદારોએ "તોગાજી"ની જાનમાં આવવાનું છે. તે મુજબ તમામ ભયાતો તથા સરદારો રસાલા સાથે કિલ્લાની નીચે અને ઉપર તૈયાર જ હતા. તોગાજીની જાન રાજમહેલમાંથી નિકળી, એક પછી એક પોળ વટાવતાં છેવટની પોળ બહાર આવી. પ્રથમ બે હાથીઓ સુવર્ણની અંબાડી સહ દેખાયા. તેમાં પ્રથમના હાથી ઉપર આપણી વાર્તાના નાયક, અને આજની જાનના વરરાજા વીરવર "તોગાજી" શોભી રહ્યા હતા. "તોગાજી"ને લોકોએ જોયા એટલે આનંદમાં આવી "વીર તોગાજીરી જય"નો અવાજ કર્યો અને તે સાથે જ બીજા હાથી ઉપર બિરાજેલા "મહારાજ ગજસિંહજીરી જય"નો ધ્વાન કર્યો. જે હાથી ઉપર વીર "તોગાજી" બેઠા હતા તે અંબાડીની બન્ને બાજુ એક એક રાજપૂત સુવર્ણના હાથાવાળું ચમ્મર પકડી ચમ્મર કરી રહ્યા હતા.

"તોગાજી" એ પોતે એક ગામનો ઠાકોર હતો, તેથી મહારાજા

આવી રીતે તેમના ઉપર રાંઠોડો પાસે ચમ્મર કરાવવાની આજ્ઞા કરે તે સામે નાખુશી બતાવી. પણ મહારાજાએ "તોગાજી"ને કહ્યું કે "તોગા ! થેં એક ગામરો ઠાકોર અબાર કોય નહીં, થેં હધળા બોહોતર ઉમરાવોંરો નાક હો. હધળા રાજપૂતાંરા શિરરા મોડ હોં. થારી સેવા તો જે ભાગ્યવાન રાજપૂત હોશી અણુને મીલ શકશી. થારે ઇણ બખત કોય બાતરી શંકા લાવણી મતી. થેં અબાર જોધપુરરો કુંવર હોં ઇસો સમજને કાંમ હોવણ દે."

"તોગાજી"ને આ પ્રમાણે કહી, તેની સેવા ઉઠાવી કૃતકૃત્ય બનવા અન્ય રાજપૂતોને પણ મહારાજાએ ઉપદેશ કર્યો. તોગાજીની અંબાડીમાં પાછળના ભાગમાં એક સરદારને સોના–ચાંદીનાં પુષ્પો અને સોના–રૂપા નાણાં લઇ નછરાવળ સારૂ બેસાડવામાં આવ્યો હતો. હાથીઓ અગાડી સોનાની છડીઓવાળા ચોબદારો સુંદર લાંબા સૂરથી મહારાજા અને તોગાજીની નેકીઓ પોકારી રહ્યા હતા.

અત્યારે "તોગાજી" એક ગામના ઠાકોરના હિસાબથી પરણવા જતા નથી, પરન્તુ જોધપુરના રાજકુમારનું લગ્ન, જે વિધિથી થવું જોઇએ તેથી પણ અધિક રીતથી "તોગાજી"નું લગ્ન કરવાનો મહારાજાનો હુકમ હતો.

તોગાજીનો અને મહારાજા સાહેબનો એ બે હાથી બહાર આવ્યા એટલે બહાર ઉભેલા વાજાંવાળાઓ સુંદર સ્વરથી પોતાનાં વાદ્યો વગાડતા સવારીમાં શામિલ થઇ ગયા. સવારીના માણસોએ તથા અન્ય લોકોએ પુનઃ મહારાજા અને "તોગાજી"ના જયજયકારના ઘોષ કર્યા.

ધીમી ચાલથી વીર "તોગાજી"ની જાનની સવારી કિલ્લાથી નીચે ઉતરી અને નગરમાં નક્કી કરી રાખવામાં આવેલા રસ્તે ચાલી. સવારીમાં ખુદ્દ મહારાજા અને અન્ય સરદારો પણ પોતપોતાના રસાલા સાથે શામિલ હોવાથી સવારીની અનન્ય શોભા થઇ રહી હતી. લોકો વરરાજા વીર "તોગાજી"ને જોઇ અતિ આનંદમગ્ન થયેલાં જણાતાં હતાં. અત્યારે તોગાજીને એવા સરસ શણગારો સજાવવામાં આવ્યા હતા કે, તેમના અંગ ઉપર સોનું, હીરા, મોતી, પન્ના વિગેરેના દાગીના જ માત્ર દેખાતા હતા. તેના અંગનો તો કોઈ પણ ભાગ દશ્ય થતો નહોતો. જેમ જેમ સવારી લોકોના વચ્ચે થઇ પસાર થતી, તેમ તેમ લોકો વરરાજા અને મહારાજાનો જય જયકાર કરતા હતા. બન્ને બાજુથી તોગાજીના અને મહારાજાના હાથી ઉપર પુષ્પ, પુષ્પના ગુચ્છા અને સોનારૂપાનાં પુષ્પોની વૃષ્ટિ થતી હતી. આવી રીતે નગરમાં ફરીને સવારી નગર બહાર આવી.

નગર બહાર કસુંબાપાણીનો પ્રથમથી જ સંકેત કરી રાખવામાં

આવ્યો હતો. તે મુજબ કસુંબાપાણી થઇ રહ્યાં. બાદ જાનની સવારી ત્યાંથી નિકળી. એ સવારી બરાબર રાત્રે વાળુ થઇ રહ્યા બાદ કેટલાક વખત પછી મધ્ય રસ્તે આવી પહોંચી. અહીં મધ્ય રસ્તા સુધી ભટ્ટી સરદાર મહારાજા પણ સાથે હોવાથી સામૈયા સારૂ આવી રોકાયેલ હતા. મહારાજાને ખબર પડી કે સામૈયું મધ્ય રસ્તે થવાનું છે તેથી ચાલુ સવારીમાં જ સામૈયું કરવાની આજ્ઞા ફરમાવી અને સામૈયું થયું અને બન્ને બાજુનો સરંજામ ભટ્ટી સરદારના ગામડા તરફ ચાલ્યો, અને જાન ગામને પાદર પહોંચી. જાનને માટે છાવણી તૈયાર કરવામાં આવી હતી, ત્યાં જાને પોતાનું રહેઠાણ કર્યું. પછી જાનને જમાડવાની તૈયારીઓ થવા લાગી અને જાન જમવા પધારી. વહેવાઇ પક્ષની કોકિલરવી સ્ત્રીઓના સુંદર સૂરથી ગીતો સાંભળતાં સાંભળતાં આનંદથી જાન જમી અને પોતાના મુકામ ઉપર જાન આવી.

જાન જમીને આવ્યા બાદ મહારાજાએ વરચ્હડાવો કરવાનું ભટ્ટી ઠાકોરને કહેવડાવ્યું. તેણે પોતે તૈયાર હોવાના સામા સમાચર કહેવડાવ્યા એટલે હાથી ઉપર ક્ષત્રિકુળશિરોમણિ વીર “તોગાજી”ના વર ચઢાવાની સવારી નિકળી. હાથી ઉપર સોનાની અંબાડી હતી, અને અંબાડીમાં આગળ જ વીરવર “તોગાજી” બિરાજ્યા હતા, અને પાછળના ભાગમાં એક રાઠોડ નછરાવળ સારૂ બેઠો હતો, તે અંબાડીમાંથી સોનાચાંદીનાં ફુલો તથા રોકડ નાણું “તોગાજી” ઉપર ફેરવી નીચે ફેંકતો હતો. અંબાડીની બન્ને બાજુ બે રાઠોડો સોનાના હાથાવાળા ચમ્મરો લઇ ઉભા ઉભા “તોગાજી” ઉપર ચમ્મર કરતા હતા. કારણ હાલનો તોગો તે એક ગામનો ઠાકોર તોગો નહીં હતો, છતાં હાલ તો તે ક્ષત્રિયોના નામને, રાઠોડોના કુળને અને પોતાનાં માતાપિતાને ઉજ્જ્વળ કરનાર તથા મહારાજા ગજસિંહજીને કીર્તિ અર્પનાર અને મીર ખાનઝા ખાનને જીવન બક્ષનાર તોગો હતો. આવા તોગાની સેવા કયો અભાગીઓ ક્ષત્રિય ન કરે? આમ જાનની છાવણીમાંથી સવારી નિકળી ત્યારે મહારાજા ખુદ પણ કેટલેક દૂર સુધી પોતાના હાથી ઉપર સ્વાર થઇ તોગા સાથે સવારીનું દશ્ય જોતા જોતા આવ્યા અને વરચઢાવાની સવારી જ્યારે ભટ્ટી સરદારની ડેહેલી આગળ, જ્યાં તોરણ બાંધવામાં આવ્યું હતું ત્યાં આવી પહોંચી એટલે એક માણસ તોગાજી સાથે નાણાં લઇ રહ્યો. વધુમાં એક ચોબદાર અને બીજા બે ચાર નોકરો “તોગાજી” પાસે રહ્યા. ક્ષત્રિયોના નિયમને અનુસરી મહારાજા અને અન્ય સવારી માંહેના સરદારો અને સૈન્ય પુનઃ જાનની છાવણીમાં જવા નિકળ્યા. તોરણ આગળ આવી વીર “તોગાજી” પોતાના હાથી

ઉપરથી ઉતર્યા. મહારાજાએ હાથી "તોગાજી"ના "દશોંદી"ને આપવા આજ્ઞા ફરમાવી હતી, તે મુજબ તમામ સરસામાન સાથે હાથી "દશોંદી"ને મળ્યો.[1]

જે સ્થળે તેમને પુંખવા માટે તોરણ બાંધવામાં આવ્યું હતું, તે તોરણ નીચે વીર "તોગાજી" હાથી ઉપરથી આવી ઉભા રહ્યા. એટલે તેમનાં પૂજ્ય સાસુએ તેમને પોંખી લીધા, અને કન્યાપક્ષના માણસો તેમને ચોરીમાં લઈ ગયા. વિદ્વાન્ બ્રાહ્મણોએ કન્યાને લાવવા આજ્ઞા કરી. વરકન્યાનાં વેદવિધિથી લગ્ન કરતાં શુભ આશીર્વાદો બ્રાહ્મણોએ તથા સુહાગણી સ્ત્રીઓએ આપ્યા અને શાસ્ત્રવિધિ પ્રમાણે લગ્ન પૂર્ણ થયાનું બ્રાહ્મણોએ જાહેર કર્યું.

ક્ષત્રિયોને આજે આનંદનો પાર જ ન હોતો. તેઓએ આખી રાત્રિ છાવણીમાં રોશની કરાવી અને તોપોના અવાજો કરાવી, પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો.

ચોરીમાંથી—લગ્ન થઈ રહ્યા બાદ—ઉઠ્યા બાદ તેઓ ક્ષત્રિયોના રિવાજ મુજબ જનાનામાં ગયા નહીં, પરન્તુ જાનની છાવણીમાંના પોતાના મુકામે ગયા. અહા ધન્ય છે તે રાઠોડ વીર "તોગાજી"ને કે જેણે પોતાના મરણની પરવા સરખી પણ ન કરતાં માત્ર ક્ષાત્રવટ દર્શાવવા સારૂ, જે કાર્ય કરવાનું મોટાં મોટાં રાજ્યોના રાજામહારાજાથી પણ ન બની શક્યું, તે કાર્ય કરવા પોતે તૈયાર થયા અને ખુશ મીજાજમાં ભર દરબાર વચ્ચે બીડું ઉઠાવ્યું. વળી ક્ષત્રિયોના રિવાજ મુજબ તેમણે લગ્ન થઈ રહ્યા બાદ જનાનામાં જવું જોઇએ, પરન્તુ તે તરફ પોતાની ચિત્તવૃત્તિઓને ન દોડાવતાં માત્ર પોતે જે કારણસર બીડું ઉઠાવ્યું છે, તે જ કારણને પોતાનું તમામ સાર્થક સમજી પોતાના ઉતારે ગયા.

તોગાજી ઉતારે પહોંચ્યા એવા પ્રથમ જ મહારાજાને મળવા સારૂ ગયા. મહારાજા પોતાના તંબુના દ્વાર સુધી વીર "તોગાજી"ને સામા લેવા ગયા, અને લાવીને "તોગાજી"ને તેમની જાગીર સાથે બીજી વિશેષ

---

૧ અત્યારે પણ ક્ષત્રિયો જે વાહન ઉપર બેસી વર ચઢાવો કરે છે, તે વાહન અથવા તેની કિમ્મતની રકમ તેમના "દશોંદી"ને આપવામાં આવે છે.

પ્રથમના સમયમાં વાહનની કિમ્મત આપવામાં આવતી નહોતી, વાહન જ આપવામાં આવતું હતું. જ્યારે હાલના સમયમાં વાહન ભાગ્યે જ આપવામાં આવે છે. બહુધા વાહનની કિમ્મત જ આપવામાં આવે છે. પરંતુ તમામ સ્થળોએ "દશોંદી"ના હક્ક કાયમ જ છે. "દશોંદી" અને "રાજકવિ" એ જૂદી જ ઉપાધિઓ છે.

જાગીર "વંશપરંપરા" માટે આપી. પછી તોગાજી એક પછી એક એમ તમામ સરદારોના તંબુઓ ઉપર મળવા સારૂ ગયા. સરદારો મળ્યા અને પોતાની જાગીરોના પ્રમાણમાં સારા સારા કિમતિ દાગીના અને રોકડ રકમો "તોગાજી" ને ભેટ–હાથ ગરણામાં–આપવા લાગ્યા. આવી રીતે ભેટ મળેલી સારી રકમો અને કિમ્મતી દાગીના "તોગાજી"એ મહારાજા સમક્ષ સહુના નામ સહ રજુ કર્યાં અને મહારાજાએ તે તમામ તેના ગામ ઉપર મોકલાવી આપ્યાં.

આવી રીતે આનંદમય વીરવર "તોગાજી"ના લગ્નનું કાર્ય નિર્વિઘ્નતાથી પૂર્ણ થયું, અને ક્ષત્રિયોમાં તથા મીર ખાનઝા ખાનના મનમાં આનંદની ઉર્મિઓ ઉભરાવા લાગી.

---

## પ્રકરણ આઠમું
## ધર્મસંકટ કે કસોટી?

દોહા:–ભૂંડણ તો ભૂંડા જણૈં, હિરણી જણૈ સુધટ્ટ;
પાન ખડકકૈં ઉઠ ચલે, થોધિર ચાલે ચટ્ટ.

લગ્નની રાત્રિ રાજપૂતોએ આનંદમય ગાનતાન, રોશની અને તોપોના અવાજ વચ્ચે વ્યતીત કરી. તેમ જ લગ્નની આનંદમયી રાત્રિએ "તોગાજી" જનાને ગયા નહીં, તે તો આપણે જાણીએ જ છીએ.

રાત્રિનો સહજ ભાગ બાકી હતો તે વ્યતીત થઈ ગયો, અને સૂર્યનારાયણના ચોબદારે પોતાના માલિક પધારવાની આગામી સૂચનાઓ આપવા માંડી, અને રાજપૂતોને પોતાના કાર્યમાં જોડાવા સૂચના કરી. તે વખતે પોકર્ણના સરદાર ઉઠ્યા અને તેમના મનમાં એવો વિચાર થયો કે, "આ વીરવર "તોગાજી" અને જગદંબા અવતાર સતી "ભટીયાણી" જેવાં રત્નોનો વંશ પૃથ્વી ઉપરથી લોપ જ થઈ જાય તે તો વાજબી નથી જ, માટે થાય તે ઉપાય કરી વીર "તોગાજી" ને જનાનામાં મોકલવા અને પાદશાહ પાસેથી મીર ખાનઝા ખાન પાસે મુદત વિશેષ મંગાવવી. ઈશ્વર સાહ્ય કરેને ક્ષત્રિયકુલમણિ વીર "તોગાજી" નો વંશ કદાચ રહે."

આવા વિચારમાં આવી તેમણે પોતાના ચોબદારને, તમામ સરદારોને પોતાના તંબુએ પધારવા આમંત્રણો કરાવ્યાં, અને સાથે જ મીર ખાનઝા ખાનને પણ આમંત્રણ કરવા ફરમાવ્યું. ચોબદાર દિવસ ઉગતાની સાથે જ, જ્યારે તમામ સરદારો પોતપોતાના નિત્ય નિયમથી પરવારી રહ્યા હશે એમ તેને લાગ્યું, એટલે તમામ સરદારોને આમંત્રણ કરવા ગયો.

સમય પોતાનું કાર્ય યથાવખતે યથોચિત કર્યે જ જાય છે, અને તે મુજબ આજે પણ તેણે પોતાનું કાર્ય કર્યું. સમયની સાથે પોકર્ણ સરદારના નોકરોએ પણ માલિકના તંબુમાં સરદારો સારૂ બેઠકો ગોઠવવાનું કાર્ય કર્યું; અને અન્ય સરદારોના નોકરોએ પોતપોતાના માલિકને પોકર્ણ સરદારના તંબુએ જવાનું હોવાથી તેઓએ પણ તેમનાં તત્ સંબંધી કાર્યો આટોપી લીધાં.

સમયાનુસાર એક પછી એક સરદારો પોકર્ણ સરદારના તંબુ તરફ આવવા લાગ્યા, અને જોતજોતામાં સરદારોથી અને તેમના માણસોથી તંબુ ચિકાર ભરાઈ ગયો.

તમામ સરદારો અને મીર સાહેબ આવ્યા, એટલે પોકર્ણ સરદારે માણસોને કસુંબો લાવવા આજ્ઞા કરી. તે મુજબ કસુંબો આવ્યો અને સરદારો વચ્ચે ફેરવવામાં આવ્યો. ઉપરથી હોકા અને ખારભંજણા પણ આવ્યાં. આની રીતે કસુંબાનું કાર્ય પૂર્ણ થયું, એટલે સર્વ સરદારોને ઉદ્દેશીને પોકર્ણ સરદારે પોતાનું ભાષણ શરૂ કર્યું:—"હરદારોં ! આપણ હધળા અર મીર સાહબ અઠે હોં. આપ દેખોં હો કિ લગન કરને "તોગાજી" જનાનામેં પધાર્યા કોય નહીં. વો જાણેં હૈ કિ એક દો રોજ વિષયવાસનારા સારૂ જનાનામેં પધારેં તો વાસું આપોંરોં વંશ તો રહેવે કોય નહીં. અર જાણને ઇણતરહ ક્ષત્રિયોંરા બાસ્તે અપણો જીવ દેવારો—પરોપકારરો—કાળ ઉઠાયોં હૈ, વૈ સરદાર વિષયવાસનારા સારૂ જનાનામેં પધારે વો તોં બણ શકે ઇ નહીં. અર "તોગાજી" જેડા વીરરો વંશ નિકળ જાય વો બાત તો કોય આછી નહીં. ઇણ બાસ્તે મોરૌ બિચાર તૌ ઐડૌ હૈ કિ આપણ હધળા મીલનૈં "તોગાજી"ને જનાનામેં જાવારા બાસ્તે બિનંતિ કરોં, અર જનાનારૈં મોકલોં. અર મીર સાહબસેં બિનંતિ કરને, આગરા બાદશાહરા પાસ એક વર્ષરી મુદત મંગાવવારા બાસ્તે કહૌ. આપ હધળા ઇણ બાબતમેં આપરા જો વિચાર હોય સો જણાય દૌ."

સહુ સરદારોએ જવાબ આપ્યો કે:—"આપ જો ફરમાયો હૈ, સો બરાબર હૈ. હમ હધળા આપરા કહેવામેં સામેલ હોં. આપનેં ઠીક લાગે જીણુ તરોંસું સરબરી બતિ "તોગાજી"ને અર અમીર સાહબનેં જો કહણોં વૈ સો કહૌ."

સરદારોને પોતાના મત સાથે મળતા થયેલા જાણી પોકર્ણ ઠાકોરે મીર ખાનઝાખાનને ઉદ્દેશીને કહ્યું કે:—"મીર સાહબ ! આપરા મનરી ખાત્રી હૈકિ નહીં કિ, યે "તોગાજી" આપૌરોં કામ પૂરો પાડ દેશી ?"

મીર ખાનઝાખાને સવાલનો જવાબ આપતાં જણાવ્યું કે:—"આપ

મુઝે યે કયા ફરમાતે હો? મેરેકો તૌ ખાત્રીહી હૈ, અગર મેરેકો ખાત્રી નહોતી તૌ મૈં બાદશાહકે આગે હિમ્મતસેં ક્ષત્રિયોંકે તરફસેં કયું બોલતા ?"

પોકર્ણ ઠાકોરે પુનઃ પોતાનું કહેવું શરૂ કરતાં જણાવ્યું કેઃ—"જરાં હમારી આપસું અરજ હૈ કિ, "તોગાજી" જેડા વીર રાઠોડરૌ ઔર "ભટીયાણી" જેડી સતીરૌ બંશ જાવૈ હૈ, જીણસું આપ બાદશાહરા પાસ આગરા પધારને બારા તેરા મહિનોંરી ઔર મુદત માંગ લો તૌ હમ હધળોંરા ઉપર આપરો ભારી ઉપકાર હોશી. અર હમ હધળા હોનૈ "તોગાજી"નેં જનાનામૈં ભેજો."

મીરે જવાબ આપતાં જણાવ્યું કેઃ—"સરદાર સાહબ! તોગાજીરૌ બંશ જાણેસૈં જીતને દુઃખી આપ હો, ઈતનાહી દુઃખી મૈં ભી હું. ઔર મૈં કલ સબેરમૈં યહાંસેં નીકલકે આગરા જા કર કૈં ચહાય સો તરકિબસેં બાદશાહકે પાસસેં મુદ્દત લાઉંગા, ઉસ બાતમેં આપ બેફિકર રહૈં. ઔર "તોગાજી"કો આજસેં જનાનેમેં જાનેકે લિયે આપણ સમ-મીલકે કહો."

મીરનાં વચનોને રાજપૂતોએ 'વાહ વાહના' હર્ષોદ્ગારથી વધાવી લીધાં. પોકર્ણ ઠાકોરે ચોબદારને "તોગાજી"ને બોલાવવા મોકલ્યો. ચોબદાર કેટલાક વખતમાં "તોગાજી"ને બોલાવીને આવ્યો, એટલે સર્વે સરદારોએ આસનો ઉપરથી ઉઠી તેમને તાજીમ આપી. તેઓ પોકર્ણ ઠાકોર સાહેબ પાસે આસને બેઠા, એટલે પોકર્ણ ઠાકોરે તેમને કહ્યું કેઃ—"તોગાજી! હમારો હધળા હરદારોંરો અર મીર સાહબર ઐડો બિચાર હૈ કિ આપ કૃપા કરનૈં આજસું જનાનામેં પધારૌ. મીર સાહબ કલ પ્રાતઃકાલમેં અઠેસું આગરા પધારનૈં બાર તેર માસરી મુદ્દત બાદશાહસું લૈ આશી."

તોગાજીએ પોકર્ણ ઠાકોર સાહેબ અને અન્ય સરદારો તથા મીર સાહેબને ઉત્તર આપતાં શરમાતાં શરમાતાં જણાવ્યું કેઃ—"હરદારોં! આપ હધળા અર મીર સાહબ મોરાંસું ઉમરમેં બડા હો, સરદારીમેં બડા હો, ફીર આપ યે મોંનેં કાંય ફરમાવૌ હૌ? ધરમરા કામમૈં ઢીલ કીં કારણરે બાસ્તે કરાવવારો આપૌંરૌ બિચાર હોવૈ હૈ? યે બાત મોંનેં તૌ ઠીક લાગે કોય નહીં. અર મૈં જનાનામેં જાઉં કોય નહીં."

પોકર્ણ ઠાકર સાહેબે જ્યારે તોગાજી તરફથી આવાં નિરાશા-જનક વચનો સાંભળ્યાં ત્યારે તેમને ચિંતા થઈ આવી. ચિંતામગ્ન ચહેરા-થી તેઓ કહેવા લાગ્યા કેઃ—"તોગાજી! જો આપ ના કહશોં જરાં તૌ હમારે હધળાંને જાયતે મહારાજનેં બિનૈ કરણી પડશી અર મહારાજ

ફરમાવશી; પીર આપરો કોઈ ઉપાય ચલ શકે નહીં. હમ જનાનામેં વરદી દિરાવૈં હૌં, અર મહારાજાનેં હથળીબાત જણાવશૌં."

તોગાજીએ આ સર્વ સરદારોનો અને મીર સાહેબનો આગ્રહ જાણી શાન્ત થઈ મૌનથી 'હ'કારમાં જવાબ આપી બેસી રહ્યા. સરદારોએ "તોગાજી" રાત્રે જનાનામાં પધારવાના છે, એ સમાચાર ભટ્ટી સરદારને કહેવડાવ્યા, અને તે સમાચારથી જનાનામાં પણ તૈયારીઓ થવા લાગી. અહિં સરદારોએ આ બનેલી તમામ હકિકત મહારાજાને જનાનખાનામાં પણ જાહેર કરી, અને મહારાજે તેમના કૃત્ય બદલ તેમની પ્રશંસા કરી.

આજે "તોગાજી" જનાનામાં પધારવાના હોવાથી ક્ષત્રિયોએ જાણે એક મહાન્ કાર્ય કર્યું હોય તેમ આનંદ માન્યો, અને આનંદમાં ને આનંદમાં દિવસ વ્યતીત થઈ ગયો. તોગાજીએ પણ પોતે લગ્નના દિવસે જે વિચારથી જનાનામાં ગયા નહોતા, તે વિચારો પોતાના મનમાં જ રહ્યા અને સરદારોના અતિ આગ્રહથી છેવટે બીન ઉપાયે પોતાને જનાનામાં જવું પડે છે, અને મીર સાહેબના કાર્યની મુદત લંબાવાય છે તે સારૂ ચિંતામાં પોતાનો દિવસ નિર્ગમન કર્યો. પરન્તુ હવે જનાનામાં ગયા શિવાય તો છૂટકો જ નથી, એમ માની સંધ્યા સમયે પોતે વસ્ત્રાભૂષણ ધારણ કરવા લાગ્યા. તેઓ તૈયાર થઈને પોતાના માટે ઘોડો તૈયાર રાખવા આજ્ઞા ફરમાવી બેઠા બેઠા હુક્કાને ઇન્સાફ આપે છે, એટલામાં પોતાના સસરાને ત્યાંથી જમવા સારૂ બોલાવવા માણસ આવ્યો. વરદી મળવાથી પોતે ઘોડા ઉપર સ્વાર થઈ જનાનામાં જવા સારૂ સાથે એક ચોબદાર અને એક હજુરી નોકરને લઈ ચાલ્યા.

"તોગાજી"નો ઘોડો જનાનખાના પાસે આવ્યો, એટલે બોલાવવા આવનાર માણસે ઘોડાને પકડી લીધો, અને "તોગાજી" ઘોડા ઉપરથી નીચે ઉતરી જનાનામાં ચાલ્યા. તેઓ દરવાજામાં પેઠા એટલે દાવડીઓએ વધામણાં કરી જનાનામાં દાખલ કર્યા. છેક જનાનાના ઓરડા પાસે મહાપ્રતાપી જગદંબાનો અવતાર સતી "ભટીયાણી" આણુનાથની રાહ જોતાં જ ઉભાં હતાં. તેમણે પતિને આવતા જોઈ કેટલેક દૂર સુધી તેમને સામા લેવા ગયાં અને પતિના સાથે સાથે સુવાના માટે જે ઓરડો નિશ્ચિત કરવામાં આવ્યો હતો તેમાં ગયાં.

તોગાજીએ પલંગ ઉપર બેઠક લીધી. ભટીયાણીજીએ પરમાત્મા સમાન પતિની પૂજા કરી, અને વધાવ્યા અને થાટ એક બાજુ મૂકયો. એટલે તોગાજીએ ધર્મપત્નીનો હાથ પકડ્યો. ભટીઆણીજીએ હાથ તુરત છોડાવ્યો અને સામાં ઉભાં રહી હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યાં.

કે:—"અન્નદાતાર ! આપ કાલરા રોજ તૌ પધાર્યા કોય નહિં, ફીર આજ કીં કારણુરા બાસ્તે આપરૌ પધારણૌ હુવૌ ?"

તોગાજીએ પવિત્ર ઠકરાળાંને જવાબ આપતાં જણાવ્યું કે:—"દેવી ! "કાલરા રોજ તો મોરા મનમેં યું હુવો કિ મેં, એક માસ મુદ્દતરો "બાકી હે, અણુમેં ભટીયાણીરી પાસમેં કીં કારણુરે બાસ્તે જાઉં ? "બંશ તો રહ શકે કોય નહીં, અર કામભોગરા બાસ્તે તો શાસ્ત્રને "હિન્દુઓંરો લગ્ન ઠરાયો હે કોય નહિ."

ભટીઆણીએ પતિને ઉત્તર આપતાં પૂછ્યું કે:—"જરાં આજ પધારવારો કાંઈ કારણ હે ?"

તોગાજીએ ઠકરાળાંને જવાબ આપ્યો કે:—"આજ હધળા હરદારોંને મીલને યું બિચાર કિયૌ હે કિ, બાદશાહરા પાસમેં મીર સાહબનેં ભેજને બાર તેર માસરી ઔર મુદ્દત મંગાવણી, અર મોંને જનાનામેં આવવારો આગ્રહ કર્યો, જરાં હું અઠે આપોંરી પાસમેં આયો હું."

ભટીયાણીજીએ પતિને કહ્યું કે:—"અન્નદાતાર ! હધળા હરદાર અર મીર સાહબ અપણો વંશ રાખવારા બાસ્તે યે કરેં હૈં, વો મૈં સમજ ગઈ હૌં; પર હરદારોંને મીલને આપોંનેં ઇણ બાતરી કુછ ખાત્રી દિયોડી હે ? કે ઇણ બાર તેર માસરી મુદ્દતમેં આપણ દોનુંમાંસું કોઈ ખંડિત વૈ જાંય નહિં ? હજુર આપ બિચાર કરૌ કિ આપણ દોનુંકું વો બાર તેર માસરી મુદ્દતમેં રખણે શી નહિં, વો બાત તો આખી દુનિયારા માલિક પરમેશ્વરરા હાથરી બાત હે; અર આપણ અઠે મૌજશૌખરા બાસ્તે રહશોં, અર બાર મહિનાંરી માંહીં આપણામાંસું કોઈ ખંડિત હોય ગૌ, તૌ ફીરનેં આપોંરે અર મોરા પિતાજીરે બીડાં ઉઠાવવારી કાંય જરૂર થી ? અર, મહારાજરે અતરો બધૌ દો તરફોંરો ખરચ ઉઠાને લગન કરાવવારો કાંઈ કામ હો ? જીણ મીર સાહબરા બાસ્તે મહારાજ અતરો બધૌ ખરચ ભોગવે હે; આપ શિર ઉતારને લડવારા બાસ્તે તયાર હુવા હૌ; મું મોરા ખાવિંદરી સાથમેં સતી હોવારા બાસ્તે તયાર હૌં; યા બધો કાળ ફીર કીણુતરોંસું હો શકશી ? ઇણ બાતોંરો આપ કાંઈ બિચાર કિયૌ હે કિ, સરદારોંને મુદ્દત માગવારૌ કહૌ, અર આપ અઠે પધાર્યા ?"

ભટીયાણીજીનાં દૃઢતાભરેલાં અને ઈશ્વરની સત્તા દર્શાવનારાં વચનો સાંભળીને તો "તોગાજી" જાણે પોતા ઉપર વિજળી પડી હોય તેમ સ્તબ્ધ જ થઈ ગયા. ભટીયાણીજીના આ સવાલનો શો જવાબ આપવો તે પણ તેમને સુઝયું નહીં. વળી તેઓ એવા પણ

વિચારવમળમાં ગુંથાયા કે, 'ઓહો, આ ભટીયાણીને ધન્ય છે ! તથા તેનાં માતાપિતાને ધન્ય છે કે જેમનાથી આવું સ્ત્રીરત્ન ઉત્પન્ન થયું છે ! પરન્તુ આ જે વિચારો મારૂં કહેવું સાંભળી ભટીયાણીને આવ્યા તે વિચારો સરદારોનું કહેવું સાંભળતાં જ મને કેમ ન આવ્યા ? માટે આ ખુલાસો મેળવવા સારૂ હું અત્યારે જ મારાં માજી પાસે જાઉં.'

આવો મન સાથે વિચાર કરી, હિમ્મતથી તેમણે ભટીયાણીને જણાવ્યું કેઃ–"દેવી ! જરાં આપ થોડા બખત ઠેર જાઓ. મેં હરદારાંસું ઈણ બાતરૌ ખુલાસૌ લે આવાં હાં."

ભટીયાણીજીએ કબુલ રાખી કહ્યું કેઃ–"ઘણી ખમ્મા, અન્નદાતાર ! પધારૌ જરાં."

× × × × ×

તોગાજી તુરત પલંગ ઉપરથી ઉઠયા; તેમનું જમવાનું રહ્યું. જનાનાનું સુખ તો સ્વપ્ન સરખું પણ ન રહ્યું. અને નીચે ઉતરી ઘોડા ઉપર સ્વાર થઇ છાવણીમાં ન જતાં, પોતાની સાથેના ચોબદારને અને નોકરને છાવણીમાં જવા અને પોતે ક્યાં ગયા છે તે કોઇને પણ નહીં જણાવવા સૂચના ફરમાવી. ભટ્ટી સરદારના સ્થળથી પોતાની ઠકરાતનું ગામ થોડે જ દૂર હોવાથી ઘોડાને પોતાના ગામ તરફ વાળ્યો. વિચારની હાર માળમાં ગુંથાયલા તોગાજીનો ઘોડો પોતાના ગામની નજીક–થોડે જ દૂર ગામ હતું–આવી પહોંચ્યો.

ગામ નજીક આવ્યું એટલે ઓળખેલી જમીન આવવાથી ઘોડો હણહણ્યો; અને ઘોડાનો અવાજ સાંભળી એક દાસીએ તોગાજીની માને કહ્યું કેઃ–"માજી, ભાઇજીરૌ પધારણૌ વ્હે હૈ."

માજીને દાસીનું કહેવું સાંભળી આશ્ચર્ય લાગવાથી દાસીને કહેવા લાગ્યાં કેઃ–"બાંદી ! અબાર તૌ તોગો આપણૌ હૈ કોય નહીં, વો તૌ પંચરી આદમી વ્હે ગૌ હૈ, વો કઠેસું ઇણ બખત અઠૈ આવૈ ? કાલરા રોજતૌ તોગાજીરો લગન હુવૌ હોશી, અર આજ આગરા પધાર્યો હોશી, કિ કલ પધારશી. અઠૈ કઠૈસું આવૈ ?"

આવી રીતે માજી અને દાસી વચ્ચે વાતચિત ચાલી રહી છે તે અરસામાં ઘોડો ડહેલી નજીક આવી પહોંચ્યો, અને ફરી ઘર જોઈ હણહણ્યો; એટલે નોકરો જાગી ઉઠ્યા, અને માજીને પણ "તોગાજી" આવ્યાની ખાત્રી થઈ, અને તેઓ પણ પોતાના ક્ષત્રિયકુળભૂષણ, અને પોતાનું નામ અમ્મર કરનાર, પોતાની કુખને દિપાવનાર વીરશિરોમણિ પુત્રને લેવા સારૂ ચાલ્યાં. નોકરે ઘોડાને પકડી લીધો, એટલે "તોગાજી" નીચે ઉતર્યા, અને ડહેલીમાં પેઠા. પોતાનાં પવિત્ર

માજી સામાં મળ્યાં. તેમના પવિત્ર ચરણમાં મસ્તક નમાવ્યું, એટલે માજીયે પ્રિય પુત્રને શુભ આશીર્વાદ આપ્યા અને માતા સાથે માતાના ઓરડામાં ગયા.

તેગાજીએ માજીના ઓરડામાંની સઘળી દાસીઓને તથા નોકરો વિગેરેને કુશળ સમાચાર પૂછ્યા; અને તેમને સહુને માજીનો ઓરડો છોડી જવા ફરમાવ્યું. દાસદાસીઓના ગયા બાદ માજીને હાથ જોડી પ્રાર્થના કરતાં કહેવા લાગ્યા કેઃ—"માજી! મેં કાંઇ બાતરો ખુલાસો લેવારા બાસ્તે ઇણ બખત આપરા પાશ આયો હું, અર અબાર મોરે પીછો લોટ જાણો હે. મેં જો બાતરો ખુલાસો લેવારા બાસ્તે આપરા પાસ આયો હું, સો બાત પૂછવાસું મેં મહાપાતકી હોશૌં; પર જો આપ મોંનેં મોરો ગુન્હો માફ કરશૌ તૌ વૈ માફ હો જાશી. તૌ આપ મોંનેં ફરમાવો કિ મેં જો બાતરો ખુલાસો લેવારા બાસ્તે આયો હું વો બાત આપનેં પૂછૌં કિ નહીં?"

માજીએ જવાબ આપતાં જણાવ્યું કે;—"બેટા! એડી કાંઇ બાત "હે જો થુ અઠે રાતવાઇ મોંનેં પૂછવારા બાસ્તે આયૌ હે? જો હોય "સો મોંનેં પૂછલે. થેં મોરી કુખનેં દિપાયી હે; થારા પૂર્વજોરા નામનેં "અર કુળને દિપાયૌ હે; રાઠોડવંશ દિપાયૌ હે, અર ક્ષત્રિયોંરાં રક્ષક "હુવૌ હે. થોંનેં કોય બાતરો પાતક લાગે કોય નહિં. જો બાતરી શંકા "થોંનેં વૈ સો સુખસું મોંનેં પૂછ દેખ."

માતાનાં પ્રશંસાત્મક તથા ગુન્હો થતો હોય તો માફી બક્ષનાર વચનો સાંભળી તેગાજી દ્રઢતાથી પૂછવા લાગ્યા કેઃ—"માજી! કાલ મોરો લગન હુવો વો તૌ હધગી બાજી આપ જાણો હો. લગન હુવે પીછું મેં જનાનામેં ગયો કોય નહીં, પણ દુસરા દિન, આજ રોજ હઘળા હરદારોંરા અર મીર સાહબરા આગ્રહસું જનાનામેં ગયો. અઠે જાયને મેં બૈઠો; ઇણ બખત ભટીયાણી મોંનેં પૂછવા લાગી કિ, આપ કાલ પધાર્યા નહિ, ફીર આજ કીં કારણસું પધાર્યા? મોંને જવાબ દિયો કિ, હરદારોંને બાર તેર માસરી અધિક મુદત માગવારો બંદોબસ્ત કરનૈ મૌંનૈં આગ્રહસું અઠે ભેજ્યૌ હે. મોરો કહણો સુણને ભટીયાણી મોંનેં ફીર કહવા લાગી કિ,—"જરાં વો બાર તેર માસરી મુદતમેં અપણા દોનુંમાંસું કોઇ ખંડિત હો જાંય નહીં, ઇણ બાતરી સરદાર લોગ ખાત્રી દેવૈ હૈં કિ નહીં?" ભટીયાણીરી યા બાત સુણને મોરા ઉપર જીણ તરૈંસું વિજળી પડ જાય યું હુવૌ. અર મોરા મનમેં બિચાર હુવો કિ 'જો બાતરૌ બિચાર ભટીયાંણીરા મનમેં હુવો વો બિચાર મોરા મનમેં કિ કારણસું નહીં હુવો?' ઇણ બાતરો ખુલાસૌ લેવારા બાસ્તે સું ભટીયાંણીનેં સરદારોંરા પાસસું ખુલાસૌ લેવારૌ કહને અઠે આયૌ

હું. જીણસું જો સત્ય બાત વ્હે સો મોંને કહ દી. વો બાત જુંઠી હોશી તો મેં આપોંરા દેખતાં અઠે કટાર ખાયનેં મરશોં.”

માતાએ પુત્રની શંકાનું સમાધાન કરતાં જણાવ્યું કે:—“બેટા ! થારે કોઇ બાતરો અંદેશો મત લાવજો. થારા પિતારો કુળ અર થારા પિતા શુદ્ધ રાઠોડ હા, અર મેં શુદ્ધ ક્ષત્રિયાણી હું, જીણમેં કોઇ બાતરી શંકા હે નહીં. અર થારો શિર ઉતરગા પીછું થારો ધડ સાડા તીન દિન બરાબર હથિયાર બાપરશી. પર થારા મનમેં ભટીયાંણીજીસો બિચાર આયો નહીં, યે બાતમેં થાંને કહોં હોં સો સુણ. બેટા ! જણ બખત થેં છોટા ટાબર હા, અર પાલણામેં ઝુલતા હા, ઇણ દિનોંમેં એક દિન મેં થોંને પાલણામેં પોઢાયને ઝીલવારા બાસ્તે ગઇ, અર થું જાગ ઉઠને રોવણ લાગો. ફીર રોતાં રોતાં તું એકાકિ ચુપ હોય ગો, જીણસું મોરા મનમેં શંકા હુઇ કિ, કુંવર રોતા હો ફીર એકાકિ કાંય બંધ હુય ગો ? ઇણ બિચારસેં મેં બહાર આયને દેખોં હોં તો લુંડી થાંને અપણો* દુધ પા રહી હી. મેં થાંને ઇણ લુંડીરા પાસસું ખુંચ લિયો, અર લુંડીનેં ગાળો દે મારનેં નિકાલ દી. અર થારા પગ ઝાલને ઉંધો ઝુલાયો, જીણસું દુધ તો સઘળો નિકલગો, પર ઇણ લુંડીરા દુધરો પ્રસ્વેદ કુછ રહ ગયો હોશી, જીણસું થાંનેં દુધરો ભેગ હોવણસું બિચાર આયો નહીં.”

માજી પાસેથી સત્ય ખુલાસો મળવાથી તોગાજીના મનનું સમાધાન થયું, અને માતાને પગે લાગી તુરત પાછા જવા રજા માગી, એટલે માજીએ આશીર્વાદની વૃષ્ટિ અને હર્ષાશ્રુ વચ્ચે વીર પુત્રને રજા આપી.

× × × × × ×

તોગાજી પણ દિવસ ઉદય થવાના અરસામાં સહજ અંધારામાં છાવણીમાં પહોંચી ગયા અને આવીને પોતાના ચોબદાર સાથે સહુ સરદારોને તથા મીર સાહેબને બોલાવરાવ્યા. અંધારામાં જ બોલાવવાનુ તોગાજીને યોગ્ય લાગ્યું, કારણ કે વેહેલી વરદી મળી જાય તો મીર સાહેબ આગરા ન જતાં રોકાઇ જાય. વરદી મળવાથી તુરત તમામ સરદારો તોગાજીના તંબુ તરફ આવવા નિકળ્યા અને તંબુ સરદારોથી ભરાઈ ગયો.

---

* પ્રથમના ક્ષત્રિયોમાં ધાવણ—દૂધ—ભેગના માટે આટલી બધી દહેશત અને સંભાળ રાખવામાં આવતી હતી, જ્યારે અત્યારે તો ઘણાય તે ક્રમ—ખાસ કરીને ખવાસકોમની ધાવ રાખી ક્ષત્રિયો પોતાનાં બાળકોને કેટલાંક સ્થળોએ ઉછેરાવે છે. પછી “તોગાજી” જેવા ક્ષત્રિયો તથા તેમનાં “માજી” અને “ભટીયાણી” જેવી ક્ષત્રિયાણીઓ ઉત્પન્ન ક્યાંથી જ થાય ?

સહુના આવ્યા બાદ તોગાજીએ પોતાનું કહેવું શરૂ કર્યું:–"હરદારોં! આપ હથળાને મોંનેં ભટીયાંણીરા નૌરૈ મોકલવારૌ આગ્રહ કિયૌ. જરાં મૈં ગયૌ તૌ ખરૌ, પર અઠે ગયા બાદ મોરા મનમેં યું શંકા હુઇ કિ, 'બાર તેર માસરી મુદ્દત આપ માગો, જીણ બખતમૈં મૈં યા ભટીયાંણી દોનુંમૈંસું કોઇ ખંડિત હોવૈં નહીં,' અણ બાતરી આપરા માંહીંસું મોંનેં ખાત્રી કુંણ દૈવૈ હે? જો હમારામાંસું કોઇ ખંડિત હ્વે જાય તૌ મીર સાહબરૌ કાંમ એકસું હો શકે કોય નહીં; જીણસું જો આપરા માંહીંસું કોઇ ભગવાનરા ઘરરી, હમારા દોનુંમેંસું કોઇ ખંડિત હો જાય નહીં, ઇણ બાતરી ખાત્રી દે શકતા હૌ, જરાં તૌ મૈં નૌરૈ જાશૌં. અર એડી ખાત્રી આપ દે શકો નહીં જરાં તૌ મૈં નૌરૈ જાઉં કોય નહીં; અર અઠૈસું આપણ હથળા આજ આગરા પધારૌ. બખત નિકાળણેમૈં કાંય કારણ હે? કાલરી બાતરૈ કુંણ માહિતગાર હે?"

સરદારો તો તોગાજીનું કહેવું સાંભળી શો. જવાબ આપવો તેના વિચારમાં જ પડી ગયા. છેવટે તેમણે એવો જવાબ પોકર્ણ સરદાર મારફત અપાવ્યો કે:–"તોગાજી! ભગવાનરા ઘરરી બાતરી તૌ ખાત્રી હમસૌં કીણતરૌંસું દી જાય?"

અને તોગાજીએ જ્યારે સરદારોનો આવો ઉત્તર સાંભળ્યો ત્યારે જણાવ્યું કે:–"જરાં આજ અઠૈસું પરભારો આગરા જવારા બાસ્તૈ નિકળવારૌ બંદોબસ્ત કરાવવારા બાસ્તૈ આપ હથળા હરદાર જાયનેં મહારાજાનેં બિનંતિ કરને નક્કિ કર લૌ, જીણસું આપણ આજ અઠૈસું નિકળ જાય."

તોગાજીનું કહેવું સાંભળી સરદારો વેરાયા અને પોતપોતાના તંબુઓમાં જઇ નિત્યનિયમમાં જોડાયા. તોગાજી પણ પોતાના નિત્ય કર્મમાં જોડાયા. નિત્યનિયમથી પરવારી કેટલાક સરદારો મહારાજના તંબુએ ગયા અને મહારાજને તમામ હકિકતથી વાકેફ કરી તોગાજીના વિચારો જણાવ્યા. મહારાજાએ તોગાજીની બહુ જ પ્રશંસા કરી અને નાસ્તો કરી આગરા તરફ અગાડી સવારીને કૂચ કરવાની આજ્ઞા ફરમાવી.

ભટ્ટી સરદારને પણ આજે સવારી કૂચ કરવાના સમાચાર મોકલાવ્યા. તેણે પણ પોતાની પુત્રીને તૈયાર કરવા જનાનામાં આજ્ઞા ફરમાવી.

અહીં સહુ જાન મહારાજાના હુકમ મુજબ નાસ્તો કરી તૈયાર થઈ અને તોગાજી પણ પોતાના સારૂ તૈયાર રાખવામાં આવેલા હાથી ઉપર પ્રથમ સવાર થયા અને જાન રવાના થઈ.

અહીં ભટ્ટી સરદારે પુત્રીને તૈયાર કરી રથારૂઢ કર્યાં. તેમનાં

માજી તથા સખીસાહેલીઓએ તેમને છેવટની સારી શીખ આપી. ત્યાર બાદ કન્યાપક્ષનાં કેટલાંક માણસો સાથે કન્યાનો રથ જાનને આવી મળ્યો. એટલે તોગોજી પણ હાથી ઉપરથી ઉતરી રથારૂઢ થયા અને જાન આગ્રાના પંથે પડી.

મહારાજાએ પોતાના વિશ્વાસુ માણસો સાથે તમામ રજવાડાસાં તોગાજીની સવારી આજે આગ્રા જવા સારૂ નીકળી ચૂકી છે, માટે સહુએ પોતપોતાના સરંજામ સહ આગ્રા આવવા નીકળવા સૂચનાઓ આપી દીધી અને સાથે વાત પણ બહાર ન પડે તે સારૂ માણસોને સૂચનાઓ આપવામાં આવી.

મહારાજ તરફથી સંદેશો મળવાથી, તથા કેટલાક રાજસ્થાનો તરફથી પ્રથમ સંકેત કરી રાખવા મુજબ પહેલાંથી પોતપોતાના સરંજામ પણ આગ્રામાં આવી પહોંચ્યા અને આગ્રામાં તમામ રાજપૂત ઉમરાવોના ઉતારા પચરંગી સેનાઓથી શોભી ઉઠવા લાગ્યા.

ભટ્ટી સરદારને ત્યાંથી નીકળ્યા બાદ જોધપુર મહારાજ ગજસિંહજી પણ વીરવર "તોગાજી" અને અન્ય સરદારો તથા મીર ખાનઝાખાન સાથે કેટલાક દિવસની મુસાફરી કરી આગ્રા આવી પહોંચ્યા.

આ વખતે આગ્રા શહેરમાં તમામ રાજપૂતોનું એકંદર ત્રણથી ચાર લાખ જેટલું સૈન્ય એકઠું થયું હતું.

તમામ ઉમરાવો આવી મહારાજને મળ્યા અને પોતપોતાની સાથે આટલું આટલું સૈન્ય લાવ્યા છે, એમ મહારાજાને ખબર કરી ગયા. મહારાજે તેમને હરહંમેશ પોતપોતાના સૈન્યને તૈયાર રાખવાની સામી સૂચનાઓ પણ કરી દીધી. કારણ મહારાજ જાણતા હતા કે કદાચ દગલબાજી થાય તો એકી સાથે હલ્લો કરવામાં ફાવી શકાય. વળી તેમણે પોતાના સૈન્યને પણ હર વખત તૈયાર રહેવાના માટે આજ્ઞા ફરમાવી, અને ઉતારાની આજુબાજુ સખ્ત લશ્કરી પેહેરો ગોઠવ્યો, અને તેની પોતે જાતે જ દેખરેખ રાખવા લાગ્યા.

---

## પ્રકરણ નવમું

## તોગાજીની આગ્રામાં સવારી

દોહાઃ—રજપૂતોંરા દાવડા, સરપોંરા ભારા;
રીઝવીયા મોર્જા દિયેં, ખીજવીયા ખારા.

આગ્રામાં સવારી આવ્યા બાદ રાજપૂતોએ સૈન્ય પણ પોતાના ઉતારામાં તૈયાર રાખવાનો અને ઉતારાની આસપાસ સખ્ત લશ્કરી બંદોબસ્ત રાખવાનો મહારાજાના હુકમને તો આપણે જાણીએ જ

છીએ. હવે આગળની હકિકત જાણવાની આપણને જરૂર જણાય છે, માટે ચાલો હવે આપણે આપણું લક્ષ તે તરફ દોડાવીએ.

મુદતના દિવસને માત્ર બેજ દિવસ બાકી હતા તે વખતે કેટલાક રાજપૂત સરદારોએ આવીને મહારાજાને વિનંતિ કરી કેઃ—"હુઝુર! "તોગાજી"રી સવારી સઘળા રાજપૂતોંરા સરંજામ સાથ આજ રાતરા કહાડવારા બારતે હમારો આગ્રહ હૈ, સો સ્વીકારનૈ હુઝુર ઇણતરોંસું આજ્ઞા ફરમાવૈં. અર સવારીરા બાસ્તે બંદોબસ્ત વ્હૈ જાય."

મહારાજે પણ આ ક્ષત્રિયોના વીરત્વ જાણવા સારૂ તેમને કહ્યું કે "આપ જાંણૌ હૌ કિ બાદશાહરા પાસ બહુ સૈન્ય હૈ, અર બખત પર તોફાન વૈ જાય તૌ કાંય કરણૌ?"

સરદારોએ મહારાજાને જવાબ આપતાં જણાવ્યું કેઃ—"અન્નદાતાર! અણ તરોંસું જો તોફાન વ્હૈ જાય તૌ પેલ પેલો તો બાદશાહનેં પકડવારો બંદોબસ્ત કિયો જાય; અર જો શું નાં બણુ સકયો તૌ ઝઘડૌ વ્હૈ જાશી, અર ઝઘડામેં બહોતસા ક્ષત્રિ શિર પડયા પીછું લડશી; અર બાદશાહ દેખશી અર "તોગોજી" બચ જાંય, તૌ બચ જાંય. દોનું બાતોંસું આપણનેં લાભ હૈ. બાસ્તે જરૂર આજ રાતરા બખત સવારીરૌ બંદોબસ્ત કરાવવારી કૃપા વ્હૈ જાય."

મહારાજાએ રાજપૂતોની ઇચ્છા જાણી સાંજરે સવારી કહાડવાની તેમને સંમતિ આપી અને બોહોતર રજવાડાંના ઉતારાઓ ઉપર તે સવારીમાં ભાગ લેવા સારૂ પધારવાનાં આમંત્રણો કહેવડાવ્યાં. તે મુજબ બાદશાહને પણ વરદી મોકલાવી કે, 'રાત્રિના સમયમાં વીરવર તોગાજીની સવારી જોધપુરના ઉતારામાંથી ચઢાવી આખા આગ્રા શહેરમાં ફેરવવાની છે. માટે તોફાન કોઈ પ્રકારનું ન થાય તે સારૂ શહેરમાં બંદોબસ્ત રખાવવાની જરૂર હોય તો તે રખાવવો.' વળી તે સાથે મહારાજે એમ પણ કહાવ્યું કે, 'તમામ મુસલમાનોને આપ તાકિદ કરશો કે, જેથી રાજપૂતોનું દિલ ઉશ્કેરાય તેવું કંઈ કૃત્ય તેઓ કરે નહીં; નહીં તો ઝનુનમાં આવી ગયલા રાજપૂતો કદાચ અમારા કબજામાં નહીં રહી શકે.'

બાદશાહને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેના ઉદ્વેગનો પાર રહ્યો નહીં. તેણે કેટલોક વિચાર કર્યા બાદ આવેલા માણસ સાથે પોતાના નકીબને મહારાજ પાસે મોકલી કહેવડાવ્યું કેઃ—"આપ, ધારો છો તે મુજબ બંદોબસ્ત કરવામાં આવશે, તો પણ હિન્દુઓ ઝનુન ઉપર હોવાથી ઝઘડો જાગવા સંભવ રહે છે. માટે સવારી કહાડવાનું આગ્રાના રક્ષણાર્થે બંધ રાખવાનું ઠરે તો વધુ સારૂં."

નકીબે જઇને બાદશાહનો સંદેશો મહારાજને પહોંચાડ્યો. પરંતુ મહારાજે જણાવ્યું કે "સલામત બાદશાહસું પેશ કર દો કી, રાજપૂતોંરો મેરા ઉપર બહોત આગ્રહ હુવો હૈ, જીણસું મેરે સવારી કઢાડવારા વિચાર ઉપર આવણો પડ્યો હૈ, અર મેં સવારીરો કામ બંધ રખા શકું સું કોય નહીં હૈ."

આ નકીબે જઇને બાદશાહને સમાચાર આપ્યા અને બાદશાહ હવે આગ્રાના રક્ષણ સારૂ શો ઉપાય કરવો તેના વિચારમાં પડ્યો. વળી તેને એ પણ ખ્યાલ ઉત્પન્ન થયો કે, 'આજે જ જ્યારે રાજપૂતો આવા ઝનુન ઉપર છે તો જે દિવસે "તોગો" દરબારમાં આવશે ત્યારે તો તે લોકો આથી પણ વિશેષ ઝનુનમાં આવશે, અને આ વખતે આગ્રાને આથી પણ વિશેષ રક્ષણની જરૂર છે. તેણે પ્રથમ તો બહારથી જેટલું સૈન્ય મુદતના દિવસે હાજર થઈ શકે તેટલું નજીકમાં હતું તેને ત્વરિત મુદતના દિવસે આગ્રામાં હાજર થવા ખબરો મોકલાવવા પોતાના અધિકારીઓને જણાવ્યું. બાદ તેણે એવો હુકમ કર્યો કે, 'સવારી જે રસ્તે થઇને જવાની છે તે રસ્તે બન્ને બાજુ લશ્કરી પેહેરો રાખવો અને તમામ મુસલમાની સૈન્યને એવી પણ તાકિદ આપી કે, તેઓએ કોઇ પણ હિન્દુની લાગણી ઉશ્કેરાય તેવું કંઈ જ કૃત્ય કરવું નહીં. બલકે હિન્દુઓ તરફથી મુસલમાન સૈન્યની લાગણી ઉશ્કેરાય તેવું કંઈ કૃત્ય કરવામાં આવે તો પણ મુસલમાન સૈન્યે તે સહન કરી ઝઘડો ઉભો કરવાનું કારણ ન આપવું.'

આ ઉપરાંત બાદશાહે પોતાના સૈન્યાધિકારીઓ તથા મુલકી અધિકારીઓને પણ જ્યાં સુધી સવારી જોધપુરના ઉતારામાં પરત પોહોચે ત્યાં સુધી તૈયાર રહેવા તાકિદ આપતાં જણાવ્યું કે, "કદાચ ઝઘડાનો પ્રસંગ બને તો તેઓએ તેને શાન્ત કરવાના ઉપાયો અમલમાં આણવા."

આ બધો બંદોબસ્ત કર્યા બાદ બાદશાહે પોતાના માટે વાહન તૈયાર રખાવી રાજમહેલને પણ ફરતો સખ્ત પેરાનો—લશ્કરી—બંદોબસ્ત કરાવ્યો. તેને એવી દહેશત હતી કે જો ઝઘડો જાગશે તો કદાચ હિન્દુઓ પ્રથમ જ મને પકડવા આવશે.

આ પ્રમાણે સાંજ સુધી બધો બંદોબસ્ત કર્યા બાદ પણ પાદશાહના મનમાં નિરાંત વળી નહીં. તે પોતાના શાહી મેહેલમાં ગુપ્ત રીતે સવારીનું શું પરિણામ આવે છે તે જોવા સારૂ બેઠો.

આવી રીતે બાદશાહે આગ્રાના બંદોબસ્તમાં અને રાજપૂતોએ "તોગાજી"ની સવારીના બંદોબસ્તમાં દિવસ વ્યતીત કર્યો. સંધ્યા-

સમય આવી લાગ્યો. આગ્રામાં મુસલમાની સૈન્યની ગોઠવણ યોગ્ય સૂચના સાથે કરવામાં આવી.

હિન્દુઓ પણ જમવા વિગેરેના કાર્યમાં ગુંથાઈ ગયા. એમ કરતાં કરતાં સાડા સાત અને આઠ પણ વાગ્યા. જોધપુરનું સૈન્ય તૈયાર થઈ ગયું અને સવારીના રસ્તામાં આવી ગોઠવાઈ ગયું. એક પછી એક તમામ ઉમરાવો પણ પોતપોતાના સરંજામ સાથે આવવા લાગ્યા, અને પોતપોતાના અનુક્રમે ગોઠવાયા. આવી રીતે એક કલાક જેટલા વખતમાં તો તમામ રાજપૂત સૈન્ય પોતપોતાના અનુક્રમે ગોઠવાયું. એટલે જોધપુરના ઉતારામાંથી સોનાની અંબાડીઓવાળા બે હાથી નીકળ્યા. તે હાથીઓને જોતાં જ સૈન્યે "વીર તોગાજીરી જય" "મહારાજ ગજસિંહજીરી જય" એમ જયકારના અવાજો કર્યા અને મહારાજના હુકમ મુજબ મહારાજનો હાથી જોધપુરના સૈન્યના મધ્ય ભાગમાં ગોઠવવામાં આવ્યો અને વીરવર "તોગાજી" નો હાથી જોધપુરના સૈન્યના મોખરે રાખવામાં આવ્યો.

તોગાજીના હાથીની અગાડી કેટલાક રાઠોડ અંગરક્ષકનું સૈન્ય હતું અને પછાડી પણ તે જ મુજબ અંગરક્ષકો રાખવામાં આવ્યા હતા.

"તોગાજી"ના હાથી ઉપર સુવર્ણની અંબાડી હતી. તેમની બેઠકના પછવાડેના ભાગમાં બે રાઠોડો ખુલ્લી સમશેર લઈ બેઠા હતા અને અંબાડીની બન્ને બાજુની પગથીઓ ઉપર એક એક સુવર્ણના હાથાવાળો ચમ્મર કરનાર રાઠોડ અને એક એક ખુલ્લી સમશેરવાળો રાઠોડ રાખવામાં આવ્યા હતા. એ દિને વીર "તોગાજી"ના હાથીના રક્ષણના ઉપાયો યોજવામાં આવ્યા હતા. તે ઉપરાંત અંગરક્ષણ કરનાર સૈન્યના તમામ રાઠોડા સેનાનીઓએ પણ પોતાની સમશેરો ખુલ્લી જ રાખી હતી.

વીરવર "તોગાજી"ને સુવર્ણ અને હીરાપન્નાનાં નંગોથી લથ્થબથ્થ કરી નાંખવામાં આવ્યા હતા. તે એટલા સુધી કે તેમના અંગનો માત્ર કોઇક જ ભાગ ખુલ્લો દેખાતો હતો.

જ્યારે મહારાજને વરદી પહોંચાડવામાં આવી કે 'તમામ રજવાડાનાં સૈન્ય આવી પોતપોતાની મિસાલે ગોઠવાયાં છે' એટલે મહારાજાએ સવારીને ચાલવા આજ્ઞા ફરમાવી. પુનઃ "વીર તોગાજીરી જય" "મહારાજ ગજસિંહજીરી જય"ના પ્રચંડ જયઘોષ વચ્ચે સવારી આગ્રા તરફ ચાલી. સવારી આગ્રાના દરવાજામાં પેઠી ત્યારે દરવાજા પાસે ઉભેલા શાહી સૈન્યે વીર "તોગાજી"ને નમન કર્યું; અને તેઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. સવારી દરવાજામાં થઇને શહેરમાં ચાલી.

શહેરમાં સ્થળે સ્થળે સંખ્યાબંધ હિન્દુ મુસલમાનોનાં ટોળાં વીર "તોગાજી" જેવા ક્ષત્રિય વીરના દર્શન સારૂ આવી એકત્ર થયલાં જણાતાં હતાં. જેમ જેમ તેમના આગળ થઈ "તોગાજી"ની સવારી નીકળતી હતી, તેમ તેમ તેઓ તેના જયઘોષ કરતા હતા, અને તેના ઉપર પુષ્પની વૃષ્ટિઓ કરતા હતા.

આવી રીતે સમગ્ર શહેરમાં ફરી વીર "તોગાજી"ની સવારી જોધપુરના ઉતારે પરત આવી. કસુંબા થયા, બાદ તમામ ઉમરાવો પોતપોતાનાં મુકામો તરફ જવા સારૂ પોતપોતાના સરંજામ સાથે નીકળ્યા.

બાદશાહને પણ જ્યારે આ સવારી જોધપુરના ઉતારે પહોંચ્યાના સમાચાર પહોંચાડવામાં આવ્યા ત્યારે તેના મનમાંથી ચિંતા ઓછી થઈ.

---

## પ્રકરણ દશમું

## તોગાજીની તલવાર

દોહા:—અઠે સુજસ પ્રભુતા ઉઠે, અવસર મરિયાઁ આય;
મરણો ઘરરો માઁઝિયા, જમ ન નરક લે જાય.

પ્રાતઃકાળનો સમય થયો. સૂર્યનારાયણ પોતાનો વંશજવીર "તોગો" આજે બાદશાહની ખોટી જીદથી પ્રાણાર્પણ કરવાનો છે, એમ જાણી ક્રોધાવેશમાં આવી રક્તવર્ણથી ઉદય થયા. પોતાના વંશના ઉત્પાદક સૂર્યદેવને ક્રોધાવેશમાં જોઈ રાઠોડોનાં અંતઃકરણમાં ક્રોધ ઉત્પન્ન થાય એ પણ સ્વાભાવિક જ હતું; તેથી તેઓ પણ ક્રોધાવેશમાં આવ્યા.

આ સમયનો લાભ લેતાં મહારાજાએ તમામ રાઠોડ સામંતોને પાસે બોલાવ્યા અને કહ્યું કે:—"હરદારોં! આજ આપ હત્રળા આપણા વંશરા ઉત્પાદક ભગવાન સૂર્યરાં દર્શન કરૌ. આજ બાદશાહરી જીદસું આપણો એક વંશજ મરવારા બાસ્તે તૈયાર હુવૌ હૈ, ઈણ બાસ્તે આપ ક્રોધમેં આયગા હૈં અર આપરો વર્ણ રક્ત વ્હૈ ગૌ હૈ. જરાં કતરીઈ પેઢી પૂર્વારા પુર્વજાંરા મનમેં અપણા વંશરો અભિમાન અણુરીતસું હૈ, તો અપણાં મનાંમેં પણ હોણો ચાહિજે કે નહીં?"

રાજપૂતોએ વચ્ચે જ જવાબ આપ્યો કે:—"જરૂર હોણો ચાહિજૈ; અર હમારાં રૂંવાં રૂંવાંમાં વંશરો અભિમાન હૈ."

મહારાજે પુનઃ શરૂ કરતાં જણાવ્યું કે: "જરાં આજ દરબારમેં અપણે જાવણો હૈ, અર જો બાદશાહસું કોઈ રીતરો દગૌ કિયો જાય તૌ અપણા વંશરા માનરા ખાતર અપણે કાંઈ કરણો?"

રાઠોડોએ જવાબ આપ્યો કેઃ "અપણે દૂસરો કાંઈ કરવૌ હૈ? આપણ મરશોં અર બાદશાહનેં મારશોં. અણુ બખત હમારે ઔર કાંઈ બિચાર કરવારી જરૂરત હૈ?"

મહારાજે કહ્યુંઃ "જરાં આપ સહુ આપ આપરા મુકામ પર પધારો, અર તૈયાર હોનેં અઠૈ આવૌ. અઠૈસું કસુંબો લૈનેં આપણુ નીકળશોં."

સરદારોએ જો "હુકમ અન્નદાતાર," કહી ચાલતી પકડી અને મુકામો ઉપર જઈ નાહી ધોઈ, નિત્ય કર્મોથી પરવારી, વસ્ત્રપરિધાન કરી, અસ્ત્રશસ્ત્ર ધારણ કરી મહારાજની સાંનિધ્યમાં હાજર થયા. મહારાજ પણ આજનો રાઠોડોનો અત્યંત આનંદ જોઈ પોતાના મનથી આનંદ માનવા લાગ્યા.

બાદશાહી સૈન્ય પણ શાહી હુકમ મુજબ આગલા દિવસની રાત્રિ સુધી આવી ગયું હતું, તેને શાહી મહેલથી શહેરમાં તમામ સ્થળોએ યોગ્ય જથ્થામાં તથા છુટું છુટું સવાર થતાં જ ગોઠવવાની બાદશાહ તરફથી ગોઠવણ કરી નાંખવામાં આવી. અન્ય ફાજલ સૈન્યને તૈયાર થઈ નગર બહાર રહેવા વરદીઓ અપાઈ ગઈ, અને દરબાર વખતે પણ દરબારમાં થોડી સંખ્યામાં સૈન્યનો પહેરો રાખવામાં આવ્યો. આ રીતે બાદશાહે પોતાની બાદશાહતને અણધારેલી વ્હોરી લીધેલી આફતમાંથી બચાવવાના ઉપાયો યોજ્યા.

અહીં તમામ રાઠોડો મહારાજ હજુર આવી હાજર થયા. એક પછી એક એમ તમામ ઉમરાવો પણ પોતાના સરંજામ સાથે આવવા લાગ્યા. તમામ ઉમરાવોને મહારાજે કસુંબા સારૂ બોલાવ્યા અને તેઓ આવી હાજર થયા એટલે મહારાજે કસુંબા ફેરવવા આજ્ઞા ફરમાવી.

કસુંબા ફરી વળ્યા અને ઉમરાવો હુક્કા પીવા માંડ્યા એટલે મહારાજે સવારીનો બંદોબસ્ત કરતાં જણાવ્યું કેઃ—"દેખો, આપણુ હધળા એકત્ર હોં. અપણે અપણો બાકી રહેવો તો સધળો સૈન્ય દરવાજારા બહાર તૈયાર રાખણૌ, અર દરવાજાસું દરબારે આમ સુધીમેં થોડા થોડા જથ્થામેં લશ્કર રાખણૌ. હર એક ઉમરાવને અપણી લારમેં ચાર ચાર બહાદુર રાજપૂતોંનેં રખણા, અર "તોગાજી" રી લારમેં મોરા દશ સરદાર રહશી; ક્યું કી બાદશાહ હૈ, સો દગૌ રમવારો બિચાર કરૈ, તો અણુનેં માલુમ પડ જાય કિ રાજપૂતોંસું દગૌ યું કરનેં કિયૌ જાય હૈ?"

સઘળા ઉમરાવોએ મહારાજના અભિપ્રાયને અનુમોદન આપતાં જણાવ્યું કેઃ—"હુઝુરરો ફરમાવણો બરાબર હૈ. બાદશાહ, તાકડો મિલ જાય તો દગલબાજી કરવા ચુકે કોય નહીં."

આ પ્રમાણે મહારાજે લશ્કરને ગોઠવાઇ જવા આજ્ઞા કરી અને બાદશાહને સમાચાર કહેવડાવ્યા કેઃ "આપોનેં ઠીક લાગે ઇણ રીતસું આગ્રારો બંદોબસ્ત કરવાય દો. રાજપૂતોંરા સઘળા સરંજામસું "તોગોજી" ક્ષાત્રવટ દીખવવા આવૈં હૈં."

ચોબદારે નકીબ સાથે બાદશાહને સમાચાર કહેવડાવ્યા. એટલે બાદશાહે શહેરનો બંદોબસ્ત થઇ જવાની પુનઃ ખાત્રી કરી અને કહેવડાવ્યું કે "આણે દો, કુછ હરકત નહી."

નકીબે ચોબદારને વરદી આપી. મારતે ઘોડે ચોબદારે જઇને મહારાજને વરદી આપી અને મહારાજે સવારી કહાડવા હુકમ કર્યો.

મહારાજ તથા તોગાજી માટે બે હાથીઓ લાવી ઉભા રાખવામાં આવ્યા, એટલે મહારાજાએ હર્ષાશ્રુઓ સહિત પ્રથમ વીર "તોગાજી"ને તેમના હાથી ઉપર બેસાડયા. તોગાજીની પછાડી હિન્દુ રાજપૂતોની પ્રશંસા કરતાં કષ્ટમાં આવી પડેલા મીર ખાનઝાખાનને આગ્રહ સાથે બેસાડવામાં આવ્યા. પછી પોતે પોતાના હાથી ઉપર બેઠા. મહારાજ પણ હાથી ઉપર બેઠા, એટલે માવતોએ બન્ને હાથીઓને ઉઠાડયા. અને હાથીઓને ઉતારા બહાર કહાડવામાં આવ્યા. આ બે હાથીઓ બહાર આવ્યા, એટલે તમામ ઉમરાવો પણ એક પછી એક પોતાના હાથીઓ સાથે જોડાયા અને આજ તમામ હાથીઓનું જ જાણે સરઘસ કહાડવાનું હોય તેમ એક લાંબી હાથીઓની હાર દેખાવા લાગી. હાથીઓ બરાબર ગોઠવાયા, એટલે મહારાજાએ બન્ને બાજુ ચાર ચાર ઘોડેસ્વારોની લારબંધ ટુકડીઓને ગોઠવાઈ જવાની આજ્ઞા ફરમાવી. આ રીતે ઘોડાઓ પણ ગોઠવાયા, એટલે મહારાજાએ સવારીને વધવાની આજ્ઞા ફરમાવી. સૈન્યના "વીર તોગાજીરી જય," "મહારાજ ગજસિંહજીરી જય"ના અવાજ વચ્ચે સવારી આગરા તરફ ચાલી. આ વખતે વીર તોગાના મન ઉપર મરવાની દિલગીરી કે ચિંતા કંઈ જ દેખાતી નહોતી. પરન્તુ તેની મુખમુદ્રા ઉપરથી દેખાતું હતું કે તે એક મહાન્ આનંદ અનુભવે છે. જેમ જેમ સવારી આગળ વધતી ગઈ, અને જ્યાં જ્યાં રાજપૂત સૈન્યો ગોઠવાયાં હતાં ત્યાં ત્યાં સવારી આવતી, એટલે રાજપૂતો હર્ષઘેલા થઈ "વીર તોગાજીરી જય," "મહારાજ ગજસિંહજીરી જય"ના ઘોષ કરતા હતા.

સૈન્યનાં અને તોગાજીનાં દર્શન સારૂ સ્થળે સ્થળે એકત્ર થયલા લોકોના જય જયકારના ઘોષ વચ્ચે સવારી દરબારગૃહ પાસે આવી પહોંચી, એટલે હાથીઓને બેત કરવામાં આવ્યા. તમામ ઉમરાવો હાથીઓ ઉપરથી ઉતર્યા, રોજના દરબારમાં આવવાના રંગ કરતાં રાજપૂતોમાં આજે જુદા જ પ્રકારનો રંગ અને તેજ દેખાતાં હતાં. તમામ ઉમરાવો હાથીઓ ઉપરથી ઉતર્યા અને પોતાના અંગ-રક્ષકોને લઈ મહારાજ સમક્ષ હાજર થયા. એટલે મહારાજાએ પ્રથમ આગળ જ "તોગાજી"ને અને તેમની સાથે મીર ખાનઝાખાનને ચાલવા કહ્યું અને તેમની સાથે પોતાના દશ સરદારોને ચાલવા ફરમાવ્યું. તેમની પછવાડે અનુક્રમે સહુ સરદારોને પોતાની સાથે અંગરક્ષકો લઈ ચાલવા જણાવ્યું. તોગાજીના આગળ ચાર અંગરક્ષકો લઇ, હાથમાં સુવર્ણનો થાળ રાખી પોતે ચાલ્યા.

જે વખતે આ રાજપૂતો ભારે દબદબા સાથે દરબારમાં પેઠા તે વખતે દરબારમાં બેઠેલા મુસલમાનોના મનમાં આજે બાદશાહતની રક્ષા થવા સારૂ તેમ જ પોતાના પ્રાણુની રક્ષા સારૂ પણ દહેશત લાગી. રાજપૂતો દરબારમાં આવ્યા ત્યારે મુસલમાન ખાનો અને અન્ય અધિકારીઓથી તેમનું તેજ સહન થઈ શક્યું નહીં. તેમ તેઓ તેમના આસનો ઉપર બેસી પણ શક્યા નહીં, પણ રાજપૂતોનો દબદબો જોઈ તેઓ પોતાનાં આસનો ઉપર ઉભા થઇ ગયા, અને મહારાજ ગજ-સિંહજીને તથા વીર "તોગાજી"ને નમન કરવા લાગ્યા. વળી દરબારમાં આવતાં જ ઉમરાવોના રક્ષણુ સારૂ દરબારમાં આવેલા રાજપૂતોએ "વીર તોગાજીરી જય"નો ગગનમંડળને પણ વિદીર્ણ કરે તેવો અવાજ કર્યો. તે અવાજથી બાદશાહને રાજપૂતો દરબારમાં આવ્યાની ખબર પહોંચી ગઇ. છતાં નિયમાનુસાર નકીબે જઇ પાદશાહને વરદી આપી, એટલે પોતાના રક્ષણુ સારૂ સાથે કેટલાક રક્ષકો લઇ બાદશાહ દરબારમાં આવ્યા. બાદશાહના આવવાથી તમામ દરબારીઓ આસનથી ઉભા થયા અને બાદશાહના બેઠા પછી પુનઃ પોતપોતાનાં આસન પર બેઠા.

બાદશાહે આવતાં જ પોતાના આસને બેસીને વીર "તોગા"ના સામું જોવા માંડ્યું, પરન્તુ તેના મુખ ઉપરના તેજથી તે અંજાઇ ગયો. કારણુ "તોગાજી"નું કપાળ વિશાળ હતું; મુખ કમળના સમાન પ્રફુલ્લિત અને તેજસ્વી હતું; તેના શરીરના તમામ અવયવો ભરેલા હતા; તેના હાથ લાંબા અને દૃઢ બનેલા હતા; તેના મુખ ઉપર એક અનન્ય પ્રકારનું તેજ વિકસી રહેલું હતું. આવા ભવ્ય ચહેરાવાળા વીરને જોઈ બાદશાહ અંજાઈ જાય તેમાં નવાઈ જેવું શું ?

બાદશાહે સ્વભાવ મુજબ દગાબાજી કરવાનો સંકેત પ્રથમથી જ કરી રાખ્યો હતો. તેણે પોતાના એક મજબુત એક્કાને તોગો આવીને બેસે, એટલે તેનું મસ્તક ગુપ્ત રીતે કાપી નાંખવા સૂચના આપી હતી. "તોગોજી" પોતાના આસન ઉપર દૃઢતાથી બેસી રહ્યા હતા, તે વખતે ગુપ્ત રીતે બાદશાહનો એક્કો ફરતો ફરતો "તોગાજી"ની પછાડી આવવા લાગ્યો. "તોગાજી"ના રક્ષકો તો માત્ર બાદશાહનું નિરીક્ષણ કરવા રોકાયા હતા, એટલે તેમનું લક્ષ પછાડી શું થાય છે તે તરફ તો નહોતું જ. પરંતુ વીર "તોગાજી" જાતે બહુ ચપળ હોવાથી તેમને પોતાની પાછળ કંઇ ખડખડાટ થાય છે એમ લાગ્યું. તેમણે પાછળ જોયું તો બાદશાહનો એક્કો પોતાના તરફ આવતો જણાયો, એટલે ત્વરિત જ તેઓ આસનેથી ઉભા થયા. "તોગોજી" ઉઠયા એટલે મહારાજ ગજસિંહજી પણ હાથમાં સોનાનો થાળ લઈ પોતાના આસનેથી ઉઠીને તોગાજી પાસે આવ્યા. મહારાજ ઉઠયા એટલે તમામ ઉમરાવો પણ આસનેથી ઉભા થયા અને દગો જાણી ઉમરાવોએ અને રક્ષકોએ તલવારો ખેંચી. મહારાજાએ તેમને "સુબુર"નો હુકમ આપવાથી રાજપૂતો પોતપોતાનાં આસનોએ જ ખુલ્લાં હાથિયારથી ઉભા રહ્યા. મહારાજને પોતાના પાસે આવેલા જોયા, એટલે વીર "તોગાજી"એ ત્વરિત પોતાની તલવાર કહાડી અને પોતાના શિર ઉપર માંડી, એટલે મહારાજાએ સામો થાળ ધર્યો, તેમાં "તોગાજી"નું શિર ઉતર્યું. મહારાજાએ તેને બિરદાવી એક્કા તરફ ચલાવ્યો. એક્કો પણ પોતાની વીરતાના મદમાં તોગાના સામો આવ્યો. એટલે મહારાજાએ તેને બિરદાવી એક્કાને કાપવાનું કહ્યું અને તુરત જ તોગાના ધડે તેનો અમલ કર્યો અને પ્રચંડ એક્કો દરબાર વચ્ચે જ રોળાઇ ગયો.

પદ્ધરી છંદઃ—

તોગાજી આયા દરબાર માંહ, બૈઠેઉ રખ્યૌ આસન્ન જ્યાંહ,
પતશાહ એક પરપંચ કીન, નીજ એક્કાકો અસ સમઝ દીન. ૧

તુમ જાય તોગા કર કટ્ટુ શિર, મૈં બાતચિત મહું કરૂં સ્થિર,
પતશાહ કિન્હ કદક બાતચિત, તોગા! તું પાય તિહું લોક કિત. ૨

તવ માત તાતકો કોટી ધન્ય, તો સમક્ત કઠિન કો કરૈ અન્ય,
તિહિ સમૈ એકા ચટપટ ચલાય, તોગાકી તર્ફ ચલ્યો લુકાય. ૩

તોગા મનુપ પગવટ્ટ લેખિ, નિજ પીઠ તર્ફ એકાકિ દેખિ,
તિહિ સમૈ તજ્યૌ આસન્ન સૂર, ભૌ ક્રોધવંતજનું કાલ ક્રૂર. ૪

તુરંત તેગ કર માંહ ધાર, આયે કર થાલ ધાર,
વંદી મહારાજહિં બાર બાર, તિહિ થાલ માંહ દીન શિર ઉતાર. ૫

પ્રથમહિં એક્કાકો કિન દોય, મહારાજ કહ્યો દિશી વામ જોય,
જહઁ તુર્કનકો બૈઠો સમાજ, તિહિ દિશી ફિર્યો રાઠોડરાજ. ૬

મહારાજ સઁગ રહિકે બિરદાય, તોગાજુ તેગ કઠિન ચલાય,
ભગેઉ તુર્ક લખિ તોગા તેગ, સૈયદ પઠાન મોગલ્લ બેગ. ૭

છંદ નારાચ:—

ભગે તુરક્ક જે બચે નિરખ્ખ કાલ નિજકો,
પરૈજ્યુઁ તેગ ભાન હોત માનુ ઘાવ બિજ્જકો;
જુધાણનાથને કહ્યો "ન તુર્ક કોઉ હૈ અઠે,"
કબંધ બીરકો કબંધ ચલ્યો શહા હૈ જઠે. ૧

પ્રતચ્છ કાલ ભાલકેં હુરમ્મખાને 'સા'બસ્યો,
કબંધ તાહિકે પિછે હુરમ્મખાનમેં ધસ્યો;
લુકાય બૈઠ શાહ જા હુરમ્મકે શરણ્ય મૈં,
કબંધ ક્રોધવત ભૌ કૈસે કરૂં બરણ્યમેં. ૨

જનાનખાનમેં સુઠૌર ઠૌર ઘાવ ઘાલિયં,
બની સુઠૌર ઠૌરમેં કબંધ ધાક તાલિયં;
બિનવ્વિયં શહાનશાહને જુધાણનાથકો,
શરણ્ય થાયકું જિની બચાવહૂ સસાથકો. ૩

દોહા:–સુને બૈન જબ શાહકે, દયા હુઇ મહારાજ;
કહ બિરદાય કબંધકો, પલટ બન્તરહિં રાજ.

સુનિ બૈન નરનાહકે, પલટ્યૌ તુરત કબન્ધ;
સકલ તુર્ક લુકગે મનૌ, કરિકેં પ્રથમ પ્રબન્ધ.

છંદ નારાચ:–

બજાર માંહ ઠામ ઠામ છત્રિ વીર રાજ્જતં,
કબન્ધ ક્રોધવંત દેખિ બીર હાક બાજ્જિતં;
ફિર્યો બજાર સર્વ તુર્ક કોઉ નાં તૌગા મિલ્યો,
ક્ષુધિત કાલસો લિખી ફૂરમ્મ શેષહું હિસ્યૌ. ૧

બિમાન સાજ્જ સૂર સર્વ આયકેં સ્થિતં ભયે,
હુર સજ્જ સુમાલ પુષ્પ અંબરં નયે નયે;
સુધાક હાક તાકકી દિશા દહુંનમેં બજ્જી,
છુટી સમાધિ શિવકી અનંત કાલસોં સજ્જી. ૨

બિધિ પઠત્ત બેદકો બિસાર દીય આપનો,
સુરંપતિ સુશંક ધાર નિજ થીર થાપનો;
દિશાન દંતિ ભૂબભાર દંતજે શહી થકે,
અનંત કાલસોં ઉઠાય આજ સો ગયે થકે. ૩

સુગંદિ બિર્દ આયકે અનંત કાલકો પઢે,
કબંધ વીરકો અનંત ક્રોધ ત્યું નમો અઢે;
ડાકન્ન શાકિની મસાય ભીર આય આગરા,
શૃગાલ શ્વાન ગિદ્ધકો સમાજ જૂરિગો ત્વરા. ૪

અનંત કાલતેં મિલી ન વીર શિરમાલિકા,
કબંધ શિર લેનેકો સુઆઈ મુણ્ડ માલિકા.
લઇ સુસંગ ભૂત પ્રેત આઇગે ધુરજ્ટી,
સુદેખિકેં લુકાઈ કાલિ જાણુ ન જેં હોં ખટી; ૫

ચલે ચરં સુશિવકે સુલેન શિર વીરકો.
રાઠોર કાલસે ખરો ન દેખિ ધીર ધીરકો.
કરે પ્રપંચ સો અતિ ન વીર ધીરસેં ચલ,
રાઠોર નિજ ધ્યાનતેં કબંધ શિરનાં ટલે. ૬

વીર તોગાજીએ બાદશાહના એકાને માર્યો, એટલે મહારાજે પોતાની પાસેના શિરને ઉશ્કેરતાં કહ્યું કે: "રંગ મરદાં રંગ, ક્ષાત્રવટરા તેજનેં રંગ હૈ. અબ આપોરી ડાબી બાજુ પધારૌ, અઠૈ યવન બૈઠા હૈ."

મહારાજનું કહેવું સાંભળી તુરત જ વીર તોગાનું કબંધ તે તરફ ફર્યું. મહારાજે પણ તેની સાથે રહી બિરદાવવા માંડ્યું, અને મહારાજના બિરદાવવાથી કબંધ અધિક જોરથી પોતાની તલવાર ચલાવવા લાગ્યું. આવી રીતે ભયંકર રીતે ચાલતી તોગાની તલવાર જોઇ કોણ સૈયદ, કોણ પઠાણ, કોણ મોગલ અને કોણ બેગ; સહુ તુર્કો નાસવા લાગ્યા. જે મુસલમાનોએ વીર કબંધની તલવાર પડવાથી જાણે વિજળીનો ઘાવ પડતો હોય તેમ પ્રત્યક્ષ જોયું હતું, તેઓ પોતાનો કાળ નજરે જોઇ ભાગવા લાગ્યા.

સર્વ મુસલમાનો દરબાર છોડી નાસી ગયા એટલે "જોધાણનાથે" કબંધને કહ્યું કે:–"હે બાપ ! અબાર અઠૈ દરબારમેં કોઇ તુર્ક હૈ નહીં."

મહારાજના વચનો સાંભળી તોગા વીરનું કબંધ જ્યાં શાહ સિંહાસન ઉપર બેસી નિશ્ચિંતતાથી આ બધો તમાસો એક પ્રેક્ષકની માફક જોઇ રહ્યો હતો તે તરફ ધસ્યું. પોતાના ઉપર કબંધને ધસેલું જોવાથી પોતાના કાળના શાહને દર્શન થયાં અને તેથી તે નાસી હુરમખાનામાં પેઠો અને કબંધ પણ તેની જ વાંસે હુરમખાનામાં ધસ્યો. શાહે કોઇ સ્થળે પોતાનું રક્ષણ જોયું નહીં, ત્યારે તે જઇને હુરમના શરણમાં છૂપાઇ બેઠો; કારણ કે તે જાણતો હતો કે મારૂં રક્ષણ કરનાર હુરમ-સ્ત્રી ઉપર આ ક્ષત્રિ કબંધ ઘા કરશે નહીં, અને તેથી મારૂં તથા તેનું બન્નેનું રક્ષણ થશે.

હુરમના શરણે પાદશાહ છૂપાયો, ત્યારે તો કબંધ અતિશય ક્રોધવંત થયો જ. કવિ કહે છે, તે વખતનું તો તેનું વર્ણન હું શી રીતે કરૂં! કબંધે જનાનખાનામાં જઈ ઠામ ઠામ ઘાવ નાંખ્યા, અને સ્થળે સ્થળે આવી રીતે કબંધની ધાકની તાળી વાગી ગઇ. જ્યારે કબંધથી જનાનામાં છૂપાઇને પણ બચી શકવાની પાદશાહને ધાસ્તી લાગી ત્યારે તેણે જોધાણનાથને પ્રાર્થના કરવા માંડી અને કહ્યું કે: "હે મહારાજ! મેરેકો તેરે શરણ આયા સમઝકેં મેરે સાથકેં સંગ બચાઓ."

શાહનાં આવાં દયામણાં વચનો સાંભળ્યાં એટલે મહારાજના મનમાં પણ દયા થઈ આવી અને તેથી તેમણે કબંધને બિરદાવતાં કહ્યું કે, "ક્ષત્રિયોંરા તાજ! અબાર બજારમેં પધારો."

મહારાજનાં વચનો સાંભળી, કબંધ તુરત બઝાર તરફ ફર્યો. પરંતુ તેને કોઇ એક પણ મુસલમાન મળ્યો નહિં, અને જાણે પ્રથમથીજ સંતાવાને પ્રબંધ કરી તેઓ છૂપાઇ ગયા ન હોય! એમ ભાસ થવા લાગ્યો.

બજારમાં સ્થળે સ્થળે ક્ષત્રિવીરો શોભતા હતા. તેમણે કબંધને ક્રુધિત જોઇને બીરહાક કરી નાંખી. તોગાનું કબંધ સર્વ બજારમાં ફર્યું; પણ કોઇ સ્થળે તેને યવન નામ જણાયો નહીં.

જ્યારે તેને કોઈ સ્થળે યવન ન મળ્યો, એટલે તો તે અતિક્રુધિત થયો. તેને ક્રુધિત જોઇ કૂર્મ અને શેષ પણ ભાર સહન નહીં થઇ શકવાથી હલવા લાગ્યા. આ તોગાની બહાદુરી જોવા સારૂ આકાશમાં આવીને દેવો પણ સ્થિત થઈ ગયા. અપ્સરાઓ પોતાના પતિઓને પસંદ કરવા સારૂ સુંદર સુંદર પુષ્પોની માળાઓ લઇ આકાશમાં ઉભી રહી. કબંધની તાકીને મારવાની દશેદિશામાં હાક અને ધાક પડી ગઇ, જે સાંભળી ઘણા અનંત કાળથી લાગેલી શંકરની સમાધિ પણ છૂટી ગઇ; બ્રહ્મા પોતાનું વેદનું પઠન ચુકી ગયા, અને ઇન્દ્રરાજાને પણ વખતે કબંધ આવી પોતાનું રાજ્ય લઇ લેશે અને પોતાને સ્થિર રહેવા દેશે કે નહીં, તે સંબંધી શંકા થઇ! દિશાઓના હાથીઓ જે અનંત કાળથી પૃથ્વીનો ભાર ઉઠાવી રહ્યા હતા, તેઓ પણ આજે થાકી ગયા અને ભાર ઉઠાવી શક્યા નહીં.

વળી બંદીજનોએ આવી બહુ પેઢીઓ સુધીનાં બિર્દ કહી સંભળાવ્યાં, જે સાંભળીને કબંધને વિશેષ રીતે ક્રોધ ચઢયો. ડાકણો અને શાકણોએ પણ આવીને આગરા ઉપર ભીડ કરી દીધી. ત્વરિતજ શિયાળવાં, કૂતરાં અને ગીધોનાં ટોળાં પણ એકત્ર થઇ ગયાં. વળી કેટલાક કાળથી વીર પુરૂષોના મુણ્ડોની માળાઓ મળી નહોતી, તેથી માત્ર એકજ વીર–કબંધ–નું શિર પોતાની માળામાં દાખલ કરી સંતોષ માનવાના

ઇરાદાથી કાલિકા પણ આવી. પરંતુ આ સમયે મુણ્ડને લેવા સારૂ પોતાની સાથે ભૂતપ્રેતનો સારો સંગ લઈ શંકર પણ આવ્યા, અને તેથી કાલિકાએ જાણ્યું કે તે મુણ્ડ મેળવવામાં ફાવી શકાશે નહીં, તેથી તે છૂપાઈ ગઈ. શંકરે પણ પ્રત્યક્ષ રીતે લેવા જતાં વીર રાઠોડનું રુણ્ડ હાથમાં આવવા સંભવ ઓછો જાણી પોતાના ચરોને મોકલ્યા. તેઓ ચાલ્યા તો ખરા, પરન્તુ કાળના સમાન રાઠોડો તેની ચોકી કરવા ઉભા હતા તેથી તેઓ પણ ધીરજ ધારી શકયા નહીં. તેમણે પ્રપંચો પણ—રૂણ્ડ મેળવવા સારૂ—બહુએ કર્યા, પણ ધીર વીર રાઠોડો આગળ ચાલી શકયા નહીં. કારણ કે રાઠોડો કબંધના શિરના ધ્યાનમાંથી એક ઘડી પણ ટળતા નહીં, અર્થાત્ સખ્ત ચોકી રાખી હતી.

આવી રીતે દરબારમાં હુરમખાનામાં અને આખા બજારમાં તોગાએ હાહાકાર વરતાવ્યો. કોઈ પણ પરધર્મી તેના હાથ આવ્યો નહીં. આમ વીરરસમાં અને રક્તમાં રંગાયલો "તોગો" કોઇને માલુમ નહીં હોવાથી અજાણમાં જ જે ગલીમાં "ગળીઆરા"નાં ઘરો હતાં, તેવી એક ગલીમાં પેસી ગયો અને તેની પાછળ મહારાજ તથા અન્ય સરદારો અને રાઠોડો ખુલ્લી તલવારથી જોડાયા. "તોગા"-નો પગ, ચાલતાં ચાલતાં એક ગળીઆરાના ઘર આગળના ખાડામાં, જ્યાં "ગળી"નું પાણી ભરેલું હતું, તેમાં પડ્યો અને તે ગળીના પાણીનો સ્પર્શ* થવાથી તુરત જ તોગાજીનું ધડ શિથિલ થઇ એક બાજુ પલટાયું.

એક પળ પહેલાં જે તોગાના ધડથી મુસલમાનો ત્રાસી ગયા હતા, જેનાથી ખુદ બાદશાહને પણ પ્રત્યક્ષ કાળનું ભાન થયું હતું, અને આખા આગરા શહેરમાં જેના નામની ધાક પડી ગઇ હતી, તે જ તોગાનું ધડ ગળીના સ્પર્શથી શિથિલ થઇ ગયું.

"તોગા"નું ધડ એક બાજુ પલટાયું, એટલે મહારાજે તેને પોતાના અંગનો ટેકો આપી પડતાં અટકાવ્યું અને પછી પોતે તપાસ

* ક્ષત્રિયો "ગળી"ને ગાયના રૂધિરના જેટલી જ અસ્પર્શ્ય અને અપવિત્ર માને છે તેથી જ ગળીના સ્પર્શથી લડતા ક્ષત્રિયો ભૂશયન કરતા હતા, તેવા દાખલા પણ છે. વળી આવા જ કારણથી સિવિલ કે મીલિટરી રાજપૂત સિપાઈ-ઓને પ્રથમના વખતમાં ગળીના રંગવાળાં કપડાં પણ આપવામાં આવતાં ન હોતાં. કેટલાંક રાજસ્થાનોમાં હજી પણ તેમ છે. દિલગિરી સાથે જણાવવું પડે છે કે હવે તો તે જ ક્ષત્રિયોના વંશજો સિપાઇની નોકરીઓ સ્વીકારી હર્ષથી ગળીના રંગવાળાં કપડાં સ્વીકારે છે. આવી રીતે હરેક કારણથી ક્ષત્રિયો ક્ષાત્ર-વટ ગુમાવી બેઠા છે, તેને પુનઃ પ્રાપ્ત કરવા કંઈ જ પ્રયાસ કરતા નથી, તે તેમને માટે ખેદની વાત છે.

કરાવી કે આ મોહોલ્લો કોનો છે? અને આ પાણી શાનું છે? તપાસમાં જણાયું કે માત્ર અંજાણપણામાં ધડ "ગળીઆરા"ના મહોલ્લામાં આવ્યું છે અને જે પાણીમાં "તોગાજી"નો પગ પડ્યો છે તે પાણી પણ "ગળી"નું જ હતું. આ સમાચારથી સહુને "તોગાજી"નું ધડ "ગળી"ના સ્પર્શથી શિથિલ થયાની ખાત્રી થઈ. આમ થોડા જ વખતમાં ધડ શાન્ત થવાથી મહારાજને તો ચિંતા થઈ. પણ આ વખતે ધડનું શાન્ત થવું તે જ યોગ્ય હતું, કારણ કે આખા શહેરમાં કોઇ પણ મુસલમાન પોતાના ઘરના દરવાજાની બહાર ન હોતો. ગરીબમાં ગરીબ મુસલમાનથી છેક બાદશાહ જેવા પ્રબળ સુધીના તમામ પોતપોતાના મુકામોમાં છૂપાઇ બેઠા હતા. બહાર હોય તો પણ માત્ર બાદશાહની નિરર્થક હઠમાં નિરપરાધી મુસલમાનોનું આવા હઠના રણયજ્ઞમાં બલિદાન આપવું કે તેમને હેરાન કરવાને કોઈ રીતે યોગ્ય ન હોતું જ અને ક્ષત્રિયોનો ઉદ્દેશ પણ તેવા નિરપરાધીઓને હેરાનગતિમાં મૂકવાનો ન હોતો.

જ્યારે જ્યારે બાદશાહ તરફથી આવી રીતે હિન્દુઓને હેરાન કરવામાં આવતા હતા, ત્યારે ત્યારે સારા સારા ઉમરાવો પણ બાદશાહથી નારાજ રહેતા હતા. વળી મીર ખાનખાનાન જેવા સત્યવક્તા મુસલમાનો તો હિન્દુઓનો સત્ય પક્ષ સ્વીકારતાં બાદશાહની ઇતરાજીનો પણ ભોગ થઇ પડતા હતા. છતાં પણ તેઓ હિન્દુઓની સત્ય હકિકત નિડરતાથી બાદશાહને જાહેર કરતા હતા. તે સમયે હિન્દુ ઉમરાવો અને મુસલમાન ખાનો વચ્ચે સારો સંપ પણ હતો, એટલે નિરપરાધી મુસલમાનોને નકામા કાપી કપાવી નંખાવી, આ સંપમાં વિક્ષેપનું કારણ ઉપસ્થિત કરવા કારણ પણ નહોતું. તેથી આ વખતે તોગાજીના ધડની જે સ્થિતિ થઇ તે યોગ્ય જ થઇ હતી, એમ કહ્યા શિવાય આપણને ચાલતું નથી.

~~~~~~~~

## પ્રકરણ અગીઆરમું
## સતીની તૈયારી

દોહાઃ-ઢોલ બજન્તાં હે સખી! પતિ આયો સુદ્ધિ લેણ;
આંગાઁ ઢોલાઁ હૂં ચલી, પતિકો બદલો દેણ.

જ્યારે તોગાજીએ પોતાનું શિર ધડ ઉપરથી જૂદું પોતે પોતાની જાતે કર્યું, ત્યારે તે સમાચાર દરબારમાં રાઠોડો માર્ફત બહાર ઉભેલા રાઠોડ સૈન્યને મળ્યા, અને ફરતાં ફરતાં આ સમાચાર છેક "ભટીયાણીજી" સુધી પહોંચ્યા. "ભટીઆણીજી"ને પતિના મરાયાના સમાચાર માલુમ પડ્યા ત્યારે તેમને સત ચડ્યું અને તેમણે પોતાના માટે રથ લાવવા
~~~~~~~~

આજ્ઞા ફરમાવી. તેઓ રથારૂઢ થઇ પતિના શબને મેળવવા સારૂ આગ્રામાં ચાલ્યાં. રાઠોડો તરફથી સતીના સારૂ રસ્તા બતાવવાની અને કોઈ પણ પ્રકારે મુસલમાનો તરફથી તેમની ઇજ્જતને અપમાન થાય તેવું કંઇ કૃત્ય કરવામાં ન આવે તે સારૂ પૂરતા બંદોબસ્તને માટે કેટલાક રક્ષકો રાખવાની જોગવાઈ કરવામાં આવી.

ભટીઆણીજી રક્ષકો સાથે જે ગલીમાં વીર તોગાજીનું ધડ અને શિર હતું, ત્યાં આવી પહોંચ્યાં એટલે રાજપૂતોએ "સતી માતાજીરી જય" એવો ઘોર અવાજ કર્યો અને મહારાજને સતીના પધારવાની વરદી પહોંચાડવામાં આવી. મહારાજ તો શબને પોતાની છાતી સાથે રાખી, એક હાથમાં સોનાના થાળમાં વીર "તોગાજી"નું શિર અને બીજા હાથમાં ખુલી તલવાર લઈ ઉભા હતા.

ત્યાં સતી દેવી આવી પોહોંચ્યાં અને તેમણે મહારાજને વિનંતિ કરી કે: "મોરા પતિરો શિર મોંને દેવારી કૃપા વ્હે, મોરે મોરા પતિસું છેટો પડ જાય હૈ."

મહારાજાએ તુરત પોતાના હાથમાંનો થાળ સતીને આપ્યો, અને પછી ધડને જાતે ઉચકી રથમાં સતીની પાસે સુવાડવામાં આવ્યું. તમામ રાજપૂતોની સવારી સતી દેવીના પાછળ જોધપુરના ઉતારે જવા સારૂ નીકળી. લશ્કરનો બંદોબસ્ત, વાદ્યોના રવ, સતી દેવીના અને વીરવર તોગાજીના જય ઘોષ વચ્ચે આ મહાન્ રાજપૂત સરઘસ જોધપુરના ઉતારામાં આવી પહોંચ્યું. આ સમયે મીર ખાનઝાખાન પણ સાથે જ હતા.

મહારાજાએ શ્રી સૂર્ય ભગવાનનાં પુત્રી પતિતપાવિની જમુનાજીના કિનારા ઉપર સતી દેવીને સારૂ ચંદનની ચિતા તૈયાર કરવાની આજ્ઞા કરી. અંદર અબીલ, ગુલાલ, કેસર, કસ્તુરી વિગેરે સુગંધિ પદાર્થો ભરવા તથા અંદર પુષ્કળ ઘી રેડવાની આજ્ઞા કરી. બીજી તરફ સતી દેવીને સ્મશાને લઇ જવા સારૂ સવારી તૈયારી કરવાની પણ ગોઠવણુ કરાવી, અને તમામ ઉમરાવોને રોકી કસુંબા કરાવવાનો હુકમ ફરમાવ્યો.

આ વખતે મીર ખાનઝાખાન કે જેઓ છેક સુધી સાથે હતા, તેમણે પોતાના ઘર તરફ જવા સારૂ મહારાજ પાસે રજા માગી અને તેઓ પોતાના ઘેર ગયા.

અહિં મહારાજને સવારી તૈયાર થવાના તેમ જ ચિતા તૈયાર થવાના સમાચાર પહોંચાડવામાં આવ્યા. એટલે ઉમરાવો અને જોધપુરના સરદારો અને રાજપૂત સૈન્ય સાથે મહારાજાએ સતી દેવીની

સ્મશાન યાત્રાની સવારી ગોઠવી; આગળ પાછળ સરખા સરખા હાથીઓ રાખી વચ્ચે સતી દેવીનો રથ ગોઠવવામાં આવ્યો, જેની અંદર આપણી વાર્તાના મહાન્ નાયક વીરવર "તોગાજી"નું "ધડ" અને "શિર" પણ હતું. વળી સવારીમાં તમામ રાજપૂત સૈન્ય ચઢવાનું હોવાથી તેને પણ અગાડી પછાડી સરખા હિસ્સામાં વહેંચી નાંખવામાં આવ્યું. વચ્ચે વચ્ચે દરેક સૈન્યના પોતાના ડંકા અને રાજ્યચિહ્ન–નિશાન–પણ શોભી રહેલાં હતાં. સતી દેવીના રથની બન્ને બાજુ ચોકી સારૂ વીર રાજપૂતોને હાજર રાખવામાં આવ્યા હતા.

રથની અંદર સતી દેવી ખુશનુમા ચહેરામાં પ્રિય પતિનું ધ્યાન ધરી બેઠાં હતાં. તેમણે કપાળમાં કેસરની આડ કરી હતી, સેંથામાં સિંદુર પૂર્યું હતું, કમળ સમાન પ્રફુલ્લિત ઉજ્જ્વલ નેત્રોમાં કાજળ આંજ્યું હતું, શિરના કેશ છૂટા કરી તેને ઘીથી લથ્થબથ્થ કરી નાંખવામાં આવ્યા હતા. આવી રીતે સાક્ષાત્ જગદંબાના સમાન બની રથમાં બેઠેલાં ગંભીર મુદ્રામય સતી દેવી આવ્યાં. તરત જ રાજપૂતોએ તેમને હર્ષ અને શોકમય ચહેરાથી "સતી માતાજીકી જય"ના મહાન્ ઘોષથી વધાવ્યાં. નિયત કરવામાં આવેલા સ્થળ ઉપર સવારીમાં રથ ગોઠવાયો, એટલે મહારાજે સવારી આગળ ચલાવવા આજ્ઞા કરી.

જ્યારે તોગાજીનું "ધડ" શાન્ત થયાના, અને તેને લઇ જવામાં આવ્યાના અને રાજપૂતોએ શહેર ખાલી કરવાના સમાચાર મુસલમાનોને મળ્યા, ત્યારે તેઓ પોતાની ચોક્કસ ખાત્રી કરી ઘર બહાર નીકળવા લાગ્યા.

"ભટીઆણીજી" સતી થાય છે, એ સમાચાર જ્યારે ગામમાં માલુમ થયા ત્યારે હિન્દુ, મુસલમાન, યુવાન–વૃદ્ધ સ્ત્રી પુરૂષો નગર બહાર સતી દેવીનાં દર્શન કરવા સારૂ આવી પોહોંચ્યાં અને જોતજોતામાં તો રસ્તાની બન્ને બાજુએ પ્રેક્ષકવર્ગની ભારે ભીડ જામી ગઈ. રસ્તામાં જેમ જેમ પોતાના આગળ થઈ સતી દેવીનો રથ પસાર થતો હતો. તેમ તેમ "સતી માતાજીકી જય"ના પ્રેક્ષકો અને રાજપૂતો ગગનમંડળને ભેદીને, જાણે ઇન્દ્રને હવે દહેશત રહી નથી, એવી ખબર આપતા ન હોય !!! એવા ભારી અવાજો કરતા હતા.

લોકોના જયજયકારના ઘોષ, વાદ્યોના ઘોષ અને સવારીમાંના હાથી, ઘોડા, ઉંટ વિગેરે પશુઓના ઘોષ વચ્ચે કેટલાક સમય બાદ સવારી પવિત્ર યમુનાજીના કિનારા ઉપર, જ્યાં સતી દેવીના માટે ચિતા તૈયાર કરવામાં આવી હતી ત્યાં આવી પહોંચી.

સવારી ચિતા પાસે આવી, એટલે ચિતાને ફરતા પ્રથમ હાથીઓ, પાર બાદ ઘોડાઓ અને ત્યારબાદ ઉંટોની હારો મહારાજના ફરમાનથી કરવામાં આવી અને સૈન્યને બે બાજુ બે જથ્થામાં ઉભું રાખવામાં આવ્યું.

---

## પ્રકરણ બારમું

### સુરશદનો ખ્યાલ

**દોહા:**—અમૃત ભરે તન મન બચન, નિશ દિન પર ઉપકાર;
પરગુણ માનત મેરૂ સમ, બિરલે સન્ત સંસાર.

જોધપુરથી પાછા આવ્યા પછી આપણે મીર ખાનઝાખાનના ઘરની મુલાકાત હજુ સુધી લીધી નથી. માટે પ્રિય વાંચક! તમો પણ મારી સાથે આ બહાદુર અને સત્યવક્તા ખાન સાહેબને ત્યાં ચાલો, અને ત્યાંના કામકાજથી વાકેફ થઈ, પછી આપણે પુનઃ સતી દેવીના દર્શન કરવા આવીશું. સતી દેવીના કાર્યક્રમથી વાકેફ થવા તમને ઉત્સુકતા તો હશે જ, પણ આપણે ખાન સાહેબના ઘરની મુલાકાત લઇને આવીશું, ત્યાં સુધી એ કામ એટલેથી જ અટકાવીશું. તમારા તે ઉત્સાહભર્યા કાર્યમાં વિક્ષેપ આવવા સંભવ નથી, માટે ચાલો.

મીર ખાનઝાખાન રાજસ્થાનોમાં ફરી કુશળતાથી કેટલાક મહિના વીત્યા પછી જ્યારે ઘેર આવ્યા, ત્યારે તેમના ધર્મપત્નીને કેટલો બધો આનંદ થયો હશે, તેનું વર્ણન કરવાનું અમો મુલ્તવી રાખી; તે કાર્ય અમારા પ્રિય વાંચકોને જ ભળાવીએ છીએ, અને આશા રાખીએ છીએ કે, તેઓ પોતાના અનુભવ મુજબ આ બાઇના આનંદનું અનુમાન કરી શકશે.

આજે તો મીર સાહેબ આખો દિવસ સવારીના કાર્યક્રમમાં સામેલ હતા, એટલે અત્યારે જ માત્ર તેઓ પોતાના ઘર તરફ આવ્યા. તેમના આવવાના સમાચાર જાણી તેમના પ્રિય સૈદાણી (પોતે જાતના સૈયદ હતા તેથી) તેમને સામા લેવા સારૂ આવ્યાં. તેઓ પતિને લઇને પોતાને રહેવાના મુકામના ખાનગી ઓરડામાં આવ્યાં. આજના સમાચાર જાણવાની અતિ ઇન્તેજારી બતાવી પતિને પૂછવા લાગ્યાં કેઃ—"ખાવિંદ! આજ તો આપકા મુદ્દતકા રોજ થા, ઇસસેં આજ જો કુછ બના હો ઉસકા સબ સમાચાર મેરેકો કેહનેકી મહરબાની કરો."

મીર સાહેબે જવાબ આપતાં જણાવ્યું કેઃ—"અય પ્રિયા! આજકે સબ સમાચાર કહનેકો તો મૈં આયા હું. લેકિન મેરે બાસ્તે એક પવાલા કાવાકા મંગવાઓ. ફીર મૈં તુમકો સબ અહેવાલ કહુંગા."

સૈદાણીએ પતિના માટે કાવાનો એક પવાલો લાવવા લુંડીને આજ્ઞા કરી, પોતે પાછાં પતિના પાસે આવી બેઠાં; એટલે મીર સાહેબે આજના દિવસમાં બનેલી હકિકતના સમાચાર આપ્યા.

આ દરમ્યાન લુંડીએ પણ કાવો તૈયાર કરી નાંખ્યો અને સુંદર ચાંદીના પવાલામાં લાવી. બે પવાલાં સાથે પોતાના માલિક પાસે રજુ કર્યો, બન્ને ધણીધણીઆણીએ તેને યોગ્ય ન્યાય આપી પેલી લુંડીને લાવેલાં પાત્રો સાથે વિદાય કરી અને પછી મીર સાહેબ પોતાનાં સૈદાણી સાથે વાત કરવા લાગ્યા કેઃ—

"દેખો, તુમને સમાચાર તો આજકે રોજકે સમજ લીયે, લેકિન મેરેકો ખ્યાલ હુવા કિ જબ ઇસ તરહ એક રાજપૂત શ્યાદી કરકે ફીર તુરતહીં સિર્ફ મેરે બાસ્તે મરનેકો તયાર હુવા ઔર મરા ભી તૌ સહીં; ઔર ઉસકી ઔરત ભી અપને ખાવિંદકે સાથમેં જલતી હૈ. યે સબ સિર્ફ મેરેહીં બાસ્તે હુવા, ઔર રાજપૂતોંને અપની બીરતા બરાબર પાદશાહકો મેરે કહનેકી તરાં દીખા ભી દી. અબ જબ વો રાજપૂત અપને બાસ્તે મરા તૌ, અપને ફીર ઇસ સંસારમેં કયા સુખકે બાસ્તે ઐસે બાદશાહોંકે પાસ રહના ચાહિએ? ઇસસેં મેરા તૌ ઐસા બિચાર હૈ કિ મેં ભી ઉસ હિન્દુ વીરકે પાસ મેરી કબર ગડાકે ઇસ દુનિયાંકો છોડકેં સો જાઉ. તુમ મુઝે કયા સલાહ દેતી હૌ?"

સૈદાણીએ પ્રિય પતિના મત સાથે મળતા થતાં જણાવ્યું કેઃ— "ખાવિંદ! જબ આપ ઇસ દુનિયાંસેં જાતે હૌ, ફીર મેં ભી યહાં કયા બાસ્તે રહુંગી? મેરેકો આપકે ગયે બાદ ઇસ દુનિયાંસેં કયા લાભ ઉઠાના હૈ? ઔર જબ વો ભી ભટીઆણી અપને શૌહર સાથ જાતી હૈ, તૌ મૈં ભી મેરે શૌહરકે સાથ ચલુંગી. મહરબાની કરકે આપ ભી પધારેં ઔર મેરેકો સાથહી લે ચલો."

મીરે પત્નીના આવા હિમ્મતભર્યા અને પોતાની સાથે સંમત ઉદ્દારો સાંભળી તેને શાહબાશ! શાહબાશ!! નાં વચનોથી વધાવી લીધાં અને પોતે પોતાના માટે ઘોડો તથા સૈદાણી માટે એક રથ મંગાવવા આજ્ઞા ફરમાવી, અને એક નોકરને ચિતાથી કેટલાક દૂર પોતાની બન્ને કબરોના ખાડા તૈયાર કરવા મોકલ્યો.

મીરે પોતાના તથા પોતાનાં પત્ની સારૂ કબરના ખાડા ખોદવા નોકરને મોકલ્યા બાદ, જાણે પોતાને કંઇ યાદ આવ્યું હોય તેમ વિચાર-માં ને વિચારમાં સૈદાણીને પૂછવા લાગ્યા કેઃ—"જબ મૈં અંતરવેદ આંતમેં સુબા થા, ઇસ બખ્ત એક ફકીરકી નૌકરી ઉઠાઇ થી. ઇસસેં

ખુશ હો કરકે જાતી બખત વો મુરશદને મેરેકો કુછ અપને બાલ દીયે થે, ઔર કહા થા કિ, 'જબ તુમ કોઇ બડી આફતમેં આ પડો ઉસ બખ્ત ઉસ બાલકો જલાના; મૈં જહાં હોઉંગા વહાંસે તુમારે પાસ આઉંગા ઔર તુમકો આફતસેં છુડાઉંગા'; વો બાલ મૈંને અપની સન્દુકમેં એક ડબ્બીમેં રખ્ખકે રખ્ખે હૈં, સો તુમ જાઓ ઔર ઉસ ડબ્બીકો તો ઉઠા લાઓ."

સૈદાણી પણ હર્ષમાં આવી તે લેવા દોડયાં અને તુરત લાવી ડબ્બી પ્રિય પતિ સમક્ષ રજુ કરી. મીર સાહેબે તેને ઉઘાડી તપાસી જોઈ. અંદર બાલ હોવાની ખાત્રી કરતાં સૈદાણીને જણાવ્યું કેઃ-"અય બીબી! બાલ તો હૈ, લેકિન વો મુરશદકા કહના સચ્ચા હોગા યા અપની તારીફકે બાસ્તે ઉન્હુંને મુઝે દીયે હોંગે, ઉસ બારેમેં મેરા મન ખાત્રી નહીં દેતા હૈ. ફીર ઉસકા અમલ કરના યા નહીં ? તુમારા ક્યા બિચાર હૈ ?".

સૈદાણીએ પતિને તેવા મુરશદોના કહેવા ઉપર પૂર્ણ ભરોસો રાખવાનું જણાવતાં જણાવ્યું કેઃ-"અય ખાવિંદ! આપકે દિલમેં ઉસ મુરશદકે કહને પર ભરોસા ક્યોં નહીં હોના હૈ ? વો લોગ ખુદાકે વલી હૈ ઔર ઝૂઠ નહીં બોલતે હૈં. ઇસ બાસ્તે ઉસ મુરશદકા કહના સચ્ચા સમઝકે ઉસકા આપ અમલ કરો. અગર સચ્ચા હો ગયા તોભી અપની ઇજ્જત હોગી ઔર સચ્ચા ન હુઆ ઔર કુછ અપના કામ નહીં હુવા, તો અપન ઉસ સતી દેવીકે સાથમેં કબરમેં ગડેંગે તો ભી અપની ઇજ્જત હોગી. જબ અપનકો ગડના હૈ ઔર મરના ભી હૈ તો ફીર મૌતસેં બચનેકે બાસ્તે બન સકે ઇતને ઇલાજ ક્યોં નહિં કરતે ? અગર આપકે પાસ મૌતકા ઇલાજ હૈ, ફીર આપ ઉસકા નતીઝા નહીં દેખોગે તો લોગ આપકી નિંદા કરેંગે. ઇસ બાસ્તે ભી તો ઉસકા અમલ કરના ચાહિએ એસી મેરી અરજ હૈ, ફીર આપકા જૈસા બિચાર. મૈં તો આપકે સાથ કબરમેં ગડનેકો તયાર હું."

આવાં પવિત્ર પત્નીનાં વચનો સાંભળી મીર સાહેબ કહેવા લાગ્યા કેઃ-"જબ તુમ રથમેં આઓ. મૈં મેરે ઘોડેકે ઉપર જમનાજીકે કિનારે પર જાતા હું, ઔર મુરશદકે બાલકા નતીઝા દેખતા હું. ખુદા જો કરે સો સહી."

આમ કહી મીર સાહેબ સૈદાણીને પછાડી મૂકી પોતે ઘોડા ઉપર સ્વાર થઇ ઘોડાને ઉતાવળથી દોડાવતાં યમુનાજીના કિનારે જ્યાં ચિતા તૈયાર કરવામાં આવી હતી ત્યાં આવી પહોંચ્યા.

## પ્રકરણ તેરમું

### મુરશદ અને સતી ભટીયાણીજી

દોહા:—શશિ કુમુદનિ પ્રફુલિત કરત, કમલ વિકાસત ભાન;
બિનુ માંગે જલ દેત ઘન, ત્યૌંહી સન્ત સુજન. ૧
[1]તરવર, [2]સરવર, [3]સન્ત જન, ચૌથો બરસે[4] મેહ;
પરમારથકે કારણે, ચારૌં ધારૈં દેહ. ૨

મીર સાહેબે મોકલેલ માણસ પોતાની સાથે મજુરો લઇ મીર સાહેબના ફરમાવ્યા મુજબ ચિતા પાસે આવી પોહોંચ્યો, અને ચિતાથી થોડે દૂર બે કબરો તૈયાર કરવાની તજવીજ કરવા લાગ્યો. આ કૃત્ય જોઇ રાજપૂતો આશ્ચર્યમાં પડ્યા, અને વિચાર કરવા લાગ્યા કે, આ વળી ત્રીજું તાન શું છે? એટલામાં મહારાજની દૃષ્ટિ પણ તેમના ઉપર ગઇ અને તેમણે મજુરોને કામ કરતા અટકાવી, મીર સાહેબના નોકરને પોતાની પાસે બોલાવ્યો અને પૂછવા લાગ્યા કે:—"થેં કુંણ હો? અર યે કાંઇ કરૌ હૌ?"

પેલા નોકરે જવાબ આપતાં હાથ જોડીને જણાવ્યું કે:—"હજુર! મેં મીર ખાનઝાખાન સાહેબકા ગુલામ હું, ઔર મેરે માલિક અપની સૈદાણીકે સાથ ઇસ સતી દેવીકે સાથ હી જાના ચાહતે હૈં; ઇસસેં મેરેકો દો કબ્બરેં ગડવાનેકે લિયે ભેજા હૈ ઔર આપ પીછેસેં સૈદાણીકે સાથ આતે હૈં."

આ સાંભળી મહારાજ અને અન્ય રાજપૂતો મીર સાહેબના એક સાચા મુસલમાન તરિકે વખાણ કરવા લાગ્યા. મહારાજને મીર સાહેબને વગર કારણે જન્નતનશિન થતા જાણી બહુ ખેદ થવા લાગ્યો. તેમણે મીરના નોકરને કબર ગોડવાની મના કરી.

રાજપૂતો ચિતામાં મગ્ન થઇ મીર સાહેબની પ્રશંસા કરે છે, તે અરસામાં દોડતા ઘોડાથી મીર ખાનઝાખાન ત્યાં આવી પહોંચ્યા. આથી તો રાજપૂતોમાં ભારે ચિંતા ઉત્પન્ન થઈ, કારણ કે તેઓ મીર સાહેબના સહવાસમાં આવ્યા હતા, તે ઉપરથી તેમની ખાત્રી હતી કે મીર પોતાના નિશ્ચયથી કદાપિ પણ ફરવાના નથી અને જરૂર તે કબરમાં પોઢશે. મીર સાહેબ, મહારાજની પાસે આવ્યા એટલે મહારાજે તેમને કહ્યું કે:—"મીર સાહબ! યે આપકા નૌકર કયા કરતા હા? યે આપરો કાંઇ બિચાર હૈ? આપ ક્ષમા ફરમાવેં."

મીરે જણાવ્યું કે:—"હજુર મેરે બાસ્તે "તોગાજી" જૈસા બીર ઔર "ભટીયાણી" જૈસી સતી સ્વર્ગકો જાતે હૈં, ફીર મૈં યહાં કિસ

ઔર સુખમેં રહું? હજુર "તોગાજી" "ભટીયાણી"જી ઇત્યાદી કરકે તુરત સ્વર્ગકો જા રહે હૈં, ઔર મૈંને ઔર મેરી સૈદાણીને તો બહુત બખ્ત સંસારકા સુખ ભી લીયા હૈ. ઐસા મૌકા આ પડા હૈ, ઇસસેં હમારા નામ ભી તો વીર "તોગાજી" કે સાથ અમ્મર હોગા, ફીર આપ હમ લોગોંકો મત અટકાયત કરેં. ખૈર, ઇસકા બિચાર પીછે કરેંગે, લેકિન યે ભી તો સુનો જબ મૈં અંતર્વેદમેં સુબા થા, ઉસ બખત એક મુરશદ વહાં આયા થા. મૈંને ઉસકી બહોત નૌગરી કી થી. ઉસસેં ઉસને જાતે બખત મેરેકો યે બાલ દીયે થે ઔર કહા થા કિઃ–'જબ તુમ ભારી આફતમેં આ પડો તબ ઉસકો જલાના. મૈં જહાં હોઉંગા વહાંસેં આ જાઉંગા, ઔર તુમકો આફતસેં બચાઉંગા.' આપ ફરમાવેં કિ મૈં ઉસકા અમલ કરૂં?"

મહારાજે પણ તે ફકીરનું કહેવું સત્ય છે કે કેમ? તે જોવા સારૂ તથા સત્ય હોય તો તેવા સત્પુરૂષનાં દર્શન કરવા સારૂ, મીરને તેનો ઉપયોગ કરવા જણાવ્યું. મીર સાહેબે પણ તુરત એક આગનો કકડો લઇ પેલી ડબ્બીમાંથી થોડા વાળ લઇ તેના ઉપર નાંખ્યા. વાળ બળવાનો ધુમાડો થયો ત્યારે આકાશમાંથી એક દિવ્ય મૂર્તિ ઉતરી આવી. તે ઉતરનાર મૂર્તિ એક ફકીર હતો. તેના શિર ઉપર લાંબા અને કાળા ચળકાટ મારતા કેશ હતા. દાઢી અને મુંછ પણ તેના શિરના કેશના પ્રમાણમાં જ લાંબા હતા. તેની મુખમુદ્રા ઉપર ખુદાનું નૂર વરસી રહેલું હતું. તેનો વર્ણ ગૌર હતો અને બાલથી છેક પગની ઘૂંટી સુધી તેણે એક લીલા રેશમી વસ્ત્રની કફની પરિધાન કરી હતી. તેની બગલમાં ફકીરોની માફક એક ઝોળી હતી. એક હાથમાં મજબુત ચીપીઓ અને બીજા હાથમાં સુંદર તસબી ધારણ કરેલી હતી. મુખમાંથી ખુદાના નામનો પવિત્ર નામોચ્ચાર ચાલી રહ્યો હતો. તેનાં દર્શનથી જ સહુના અંતઃકરણમાં અલૌકિક પ્રકારનો પ્રેમ અને માન તેના તરફ થઇ આવ્યાં, અને જોનારાઓને એમ લાગ્યું કે, આ કોઇ ખુદાની મહાન્ શક્તિ ધરાવનાર ખુદાનો વલી છે, તેથી સહુએ તેને પ્રણામ કર્યાં.

આ આકાશમંડળમાંથી ઉતરી આવેલી વ્યક્તિએ મીર ખાનઝાનખાનને ઉદ્દેશીને કહ્યું કેઃ–"મીર! તુમને કિસ કામકે બાસ્તે ઇસ બખ્ત મેરેકો યાદ કિયા? જો કામ હોવે સો પેશ કરો." મીર ખાનઝાખાને મુરશદને પગે પડતાં બાદશાહની વાતચિતથી અત્યાર સુધીના તમામ પ્રસંગ વર્ણવ્યો અને વિશેષમાં કહ્યું કેઃ–"સિર્ફ મેરે બાસ્તે યે બીનગુન્હેગાર હિન્દુ જોડા મરતા હૈ. ઇનકા ઇસસેં કુછ લાભ યા લોભ નહીં હૈ, ઔર મૈં ભી ઉન્હુંકે સાથમેં મેરી ઔરતકે સાથ કબરમેં જાના

ચાહતા થા, લેકિન મુઝે આપકે બાલકી બાત યાદ હુઇ. ઇસસેં આપકો બુલાયે હૈં. ખુદાવિંદ! અગર મેરે ઉપર આપકી ક મહરબાની હો તો, ઇસ મરે હુવે રાજપૂત વીર "તોગાજી" કો આપ જીન્દા કરૌ કિ જીસસેં યે સતી દેવીકા, મેરા, ઔર મેરી ઔરતકા ભી જાન બચ જાયગા." આમ કહેતાં કહેતાં મીરની આંખમાંથી અશ્રુઓની ધારાઓ વહન કરવા લાગી.

પોતાના પગ પાસે મીર ખાનઝાખાન બેઠેલા છે, તેમના શિર ઉપર પોતાનો પરમ પવિત્ર કર ધારી, સિંહના સમાન ઘોર ગર્જના કરતાં તેમણે જણાવ્યું કેઃ-"મીર! જો સચ્ચે મુરશદ હોતે હૈં, વો ખુદાકો ઔર ઇન્સાનકો પહચાનતે હૈં, ઔર ઇન્સાનકો પહચાનકે પીરહી ઉસસેં બાતચિત કરતે હૈં. ઔર વો લોગ હરએક આદમીકે સાથ જીસ તરહ મૈંને તેરી સાથ બાતચિત કી, ઐસી બાતચિત કરતે નહીં હૈં. વો તો સિર્ફ તેરે જૈસા કોઇ નેક આદમી પહચાનતે હૈં, તભી તો ઐસી બાતચિત કરતે હૈં. હાં, વો બાત સચ્ચ હૈ કિ વો લોગ કૌન ગરિબ, કૌન ગજા, કૌન રાજા, કૌન રંક, કૌન હિન્દુ, કૌન મુસલમાન, કૌન ઔરત ઔર કૌન મરદ–સબકે સાથ અપને બેટાબેટીકે તરફ બાપ જીસ તરહ ચલતા ઔર રહમ રખતા હૈ, વૈસા હી ચલન ઔર રહમ રખતે હૈં. ઇનકો ન માન હૈ, ન અપમાન હૈ, ઇનકો ધનસેં કુછ માયા રહતી નહિ હૈ, દુનિયાસેં હરદમ અલાહિદે હી અર્થાત્ સંબંધ શિવાય જ રહતે હૈં. સિર્ફ ઇનકા ધન તો પરાયેકે ઉપર ઉપકાર કરનાહી હૈ, ઔર ઇનકો ખુદાકે શિવા ઔર કિશીકે સાથ કુછ નિસ્બત ભી તો નહીં હૈ. ઇનકા સભી કામ પાક પરવરદિગાર ખુદાતાલા હરબખ્ત પેશ કરતા હૈ. વો લોગ કિશી ભી આદમીકે ઉપર મહરબાની કરકે કુછ હુકમ ફરમાતે હૈં, ખુદા અપને વલીકા વો હુકમ પેશ કરતા ભી હૈ. ઔર મૈંને ભી ઉસ પાક પરવરદિગારકે હી આધારસેં તેરેકો મેરે બાલ તોડ કરકે દીયે થે; લેકિન મેરેકો નવાઇ માલુમ હોતી હૈ કિ તેરે જૈસે પાક મુસલમીનકો ભી મેરે ઉપર ભરોસા નહીં હુવા થા. લેકિન તેરી ઔરતકે કહનેસેં તું યહાં પર આયા હૈ. અબી ઐસા મત હોને પાવે ઇસસેં મૈંને યે સબ હાલ તેરેકો કહા હૈ. ચલ, અબ મૈં ઉસ રાઠોડ વીર "તોગા"કો જીન્દા કરતા હું."

આ મુરશદનાં આવાં જ્ઞાનમય વચનો સાંભળી સર્વ હિન્દુઓ વારંવાર તેમને માન આપવા લાગ્યા. જ્યારે તેઓ ચિતા તરફ ચાલ્યા એટલે ચિતામાં બેઠેલાં સતી દેવીએ તેમને હાથ જોડી પ્રાર્થના કરી અટકાવતાં કહ્યું કેઃ-"પાક મુરશદજી! મૈં મેરા પતિકું આપ મુસલમાન

હોવણેસેં આપરા હાથોંસું જીન્દા કરવાણુા નહીં ચાહતી હું. આપ મોરા ઉપર ઔર મોરા પતિરા ઉપર કૃપા કરનેં, ઇન્હોંકું જીન્દે મત કરૈં મૈં આપસું યે પ્રાર્થના કરૂં હું. આપ સ્વીકારનેં મોરી અરજ કબુલ કર લૌ."

મુરશદ મહાત્માએ "ભટીયાણીજી"ની પ્રશંસા કરતાં જણાવ્યું કેઃ—"બેટી! ખુદાકે વહાં હિન્દુ ઔર મુસલમાનોંકી ઇલાહિદા મજહબ નહીં રહતી હૈ. વહાં તૌ સબ એકહી હૈ; ઔર ખુદાકો પહચાનનેવાલે ઔર ખુદાકે કાનુન સમજનેવાલે ઇન્સાન ભી તૌ ઇસ બાતકો સમજતે હૈં, ફીર તું ખુદાકો સમજકેં તેરે ખાવિંદકે સાથ સતી હો કરકેં મરનેકો તયાર હુઇ હૈ, ઔર ખુદાકા નેક હુકમકો કયું નહીં સમજતી હૈ? બેટી! હિન્દુ ઔર મુસલમાનકો ઇલાહિદા સમજનેવાલે પાક પરવરદિગાર ખુદાતાલાકા બડા ગુન્હા કરતે હૈં, ઔર ખુદાકી ખૌફ ઉઠાતે હૈં. હર એક મુસલમાન તૌ અપને મનસેં હિન્દુ ઔર મુસલમાનોંકો એકહી સમઝતે હૈં. ઔર વો લોગ દોનુંહી ખુદાકે પાક બચ્ચે હોનેસેં બિરાદરહી હૈં. ફીર ઇનકો અલાહિદા સમઝનેવાલા ઇન્સાન પાક પરવરદિગારકા બડા ગુન્હેગાર ગીના જાતા હૈ, બેટી! તું ભી ઇસસેં, મેરેકો મુસલમીન ઔર તેરેકો ઔર તેરે મરે હુવે પતિકો હિન્દુ સમઝકે—અલાહિદા સમઝકેં ખુદાકા ખૌફ કયું ઉઠાતી હૈ? ઇસકાભી તો બિચાર કર."

મુરશદનાં હિન્દુ મુસલમાન તમામ એક જ પરમાત્માનાં બાળક છે, અને ભાઇઓ છે, એવાં ઉપદેશાત્મક વચનો સાંભળી ભટીઆણીજીએ તેમને જણાવ્યું કેઃ—"ખુદાવિંદ! મૈં આપકું ખુદ મેરે ખુદા અર પરમાત્મા સમઝતી હું. પરન્તુ હમારેમેં વીર પુરૂષરા લડાઇમેં મૌત હોના આનંદરી બાત સમઝી જાવૈ હૈ; ઇણુસેં ભી તૌ મૈં મોરા પતિકું જીન્દા કરવાણુરી બાત ચાહું કોય નહીં, તો આપ ઇણુ બાતસું મોરા પતિકું જીવતરો દાન દેવારી બાત કરૌ કોય નહીં."

મુરશદે પોતાને ખુદા માનનાર ભટીઆણીજીનો ભ્રમ દૂર કરતાં જણાવ્યું કેઃ—"બેટી! મૈં ભી તૌ તેરે જૈસા એક આદમી હું. મૈં ખુદા નહીં હું, ઔર મૈં ખુદા બનભી નહિં સકતા. હાં, ખુદાકા કુછ નૂર ખુદાકી મહરબાનીસેં ખુદાને મેરેકો દીયા હૈ વો બાત સચ્ચ હૈ. અર કોઇ સાયરને કહ્યૌ ભી હૈ કીઃ—

આદમકો ખુદા મત કહૌ, આદમ ખુદા નહિં;
લેકિન ખુદાકે નૂરસે, આદમ જુદા નહિં.

બેટી! ઇસસેં તું ભી મેરેકો ખુદા સમઝનેકી ભૂલમેં મત ભૂલ જા."

પુનઃ મુરશદે મીર ખાનઝાખાનને ઉદ્દેશીને કહેતાં જણાવ્યું કેઃ—"મીર! ઇસ બાઇકો અપને કામમેં મશગુલ સમઝકે મૈં ઉસકે પતિકો

જીલાનેકા ઉસકો આગ્રહ નહિં કર સકતા. ક્યુંકિ બાઇકા કહના સચ્ચ હૈ કિ, ઉસ બાઇકે પતિકા ઐસા મરના વો, વીર પુરૂષ હોનેસેં ઉસકે બાસ્તે આનંદકી બાત હૈ. ઔર ઇન દોનુંકે અલૌકિક આનંદકો મેં મેરી તરફસેં તોડ ડાલને નહિં માગતા. વો લોગકો ખુદા અપની પાસ આનંદમેં રકખૈ, ઐસી મેરી ઇનકો દુવા હૈ. બોલો તુમકો ઔર કુછ ઇન્તઝારી હૈ."

આમ કહી મુરશદ શાન્ત રહ્યા, એટલે મીર ખાનઝાખાને તેમને જણાવ્યું કેઃ—"ખુદાવિંદ! મેરેકો ઔર ઇન્તઝારી નહિ હૈ, સિર્ફ એક યહી ઇન્તઝારીથી જીસકા યે નતીઝા આપકે સામને હો રહા હૈ. મેરે બાસ્તે યે રાઠોડ તોગાજીને અપના જીવ દે કરકેં અપની બીરતા હમ સબકો દિખાદી હૈ. ઉસકો જીન્દા કરનેકી મેરેકો ઇન્તઝારી થી; લેકિન વો તૌ આપ આપકો "ભટીઆણીજી"ના કહતે હૈં. અબ મૈં આપકો કોઇ તકલિફ ઉઠાનેકા કહનેકી ઇન્તઝારી નહીં રખતા હું. અબ મેં ભી ઇન દોનુંકે સાથહી જાનેકી મેરી જોરૂકે સાથ ઇન્તઝારી રખતા હું. આપ ઇસ કામમેં મુઝે કયા હુકમ ફરમાતે હૈં, વો સુનનેકી ઇન્તઝારી હૈ; તૌ મહરબાની કરકે મેરે બાસ્તે જો રાસ્તા ઠીક હો આપ હુકમ ફરમાવૈં."

મુરશદે કહ્યું કેઃ—"મીર! તુમ યે હિન્દુ લોગોંકે ઇસ બાદશાહતમેં સચ્ચે મિત્ર હૌ. તુમકો ઇનકો છોડકેં જાનેકે બાસ્તે મેરી મના હૈ. તુમ ઇન હિન્દુઓંસેં મીલકેં યહાંપર રહૌ, ઔર હરદમ નેક બાર્તોસેં તુમારી નેક ઉમ્મર ગુજર કરૌ. સચ્ચે મુસલમીનકો ચાહિએકિ ઐસે બહાદર હિન્દુઓસેં મીલકે ચલૈં, ઔર હિંદુઓંકો અપને બિરાદરોસેં માનૈં; ઔર અપની મજહબકી માફિક ઇન હિન્દુઓંકી સાથ ચલૈં; ઔર હિન્દુઓંકો ભી ચાહિએ કિ મુસલમીનોંકો અપને બિરાદર સમજકે ઇનકે સાથ કારોબાર ચલાવૈં કિ જીસસેં ઇસ આલમમેં અપના સબ કામ પેશ કર શકૈં. ઇસ સતી બાઇને જીસ તરહ અપના કાર્ય કિયા હૈ, ઇસ તરહ સબ હિન્દુ—મુસલમીનોંકો ચાહિયે કિ સબ મિલ કરકે અપને જીગરસેં એક દુસરેકે કામમેં મદત દેના, ઔર કાર્યનિપુણ હોના. બાઇકે પતિને અપને કામમેં અપના જી દે દીયા હૈ, ઇસ માફિક સબી હિન્દુ—મુસલમીનોંકો અપના જો કામ કરના હૈ. જી કી ભી પરવા ન રકખૈં, લેકિન અપના સબી બલ મીલા કરકે કાર્યપરાયણ હોના ચાહિએ. દેખો, બીર "તોગાજી" તુમ સબકો યે સમજા ગયે હૈં કિ, મૈંને મેરે જીસેં મેરે બચન-પ્રતિજ્ઞાકો અતિ માનવાલા સમજકે મેરે બચનકે બાસ્તે મૈંને મેરા જી દે ડાલા હૈ, વૈસેહિ તુમ સબોંકો ભી ચાહિએ કિ તુમારે જીકી પરવા બગર તુમારા બચનકી પરવા રકખૌ. ઔર હરદમ જીસ ઉપાયસેં હિન્દુ

મુસલમીનામેં બિરાદરી બઢૈ ઐસા કામ કરો; અગર તુમ તુમારેમેં બિરાદરી બઢાવોગે ઔર એક સાથ મિલકે કામ કરોગે તો તુમારા સહાય જીતના ભારી કામ ભી પેશ કર શકોગે. ઔર ખુદા એસા તુમારા હર કામમેં તુમ હિન્દુમુસલમીનોંકો મદત દિયા કરેગા. ઇસને હર બખ્ત અપને પર ભરોસે રખનેવાલે અપને મુરિદોંકે કામ પેશ કિયે હૈં, ઓર પેશ કરતાહી રહતા હૈ. વૈસે તુમ ભી ખુદાકે મુરિદ બનકે ખુદાકે ઉપર ભરોસા રકખે કામ કરો; તુમારા ભી વો પાકપરવર દિગાર ભલા કરેગા. અબ તુમ ઇસ બાઇકે સાથ મરનેકા સાહસ મત ઉઠાઓ એસા મેરા ફરમાન હૈ. બસ અબ મેં ચલા જાતા હું."

આમ પોતાનો અભિપ્રાય હિન્દુમુસલમાનોને જણાવી, જેવી રીતે અને જે રસ્તાથી આવ્યા હતા તે રસ્તે અર્થાત્ આકાશમાર્ગે દેવદૂત ચાલ્યા ગયા. સર્વ હિન્દુઓ અને મુસલમાનો તો તેમને જોતા જ રહ્યા અને થોડા જ સમયમાં તેઓ અદ્દશ્ય થઈ ગયા.

મુરશિદ મહાત્મા અદ્દશ્ય થયા બાદ સતીએ ચિતા પ્રકટ કરવા જણાવ્યું. એટલે રાજપૂતો પુનઃ તે કાર્યમાં જોડાયા. મહારાજે સતીની પૂજા કરી, મોટા મોટા રાજાઓએ સતીની આખરી પ્રદક્ષિણા કરી લીધી અને અન્ય રાજપૂતોએ પણ પ્રણામ કર્યા.

તદનંતર મહારાજે સતીને પ્રાર્થના કરતાં જણાવ્યું કેઃ—"હે જગદંબે ! મેં અર વીર તોગાજીને ક્ષાત્રવટ રખ્યોડી હૈ. થારા અર થારા પતિસું હમ હધળા ક્ષત્રિય ઉજળા હુવા હૈં, જીણુ તરોંસું હમારા ઉપર કૃપા કરને હમારો કામ સુધાર દીયો, અર મીર ખાનઝાખાનરી બાત રખદી. અણુતરો અમોંને કાંઈ આજ્ઞા ફરમાયને મોંને કૃતકૃત્ય કર દો. થારી સાસુરા બાસ્તે મેં તોગાજીરી તરોંસું બંદોબસ્ત કરાય દેશોં; આ બાત થારા પતિને કહને મોંને કૃતકૃત્ય કરણો. મોંને અબ કાંય આજ્ઞા હૈ?"

મહારાજાએ પોતાનું કહેવું પૂર્ણ કર્યું એટલે સતી માતાજી તેમને કહેવા લાગ્યાં કેઃ—"મહારાજ ! આપ ક્ષત્રિયોંરા શિરમૌડ હો. આપોંરા પ્રતાપસું તો યે સબ કામ હુવો હૈ. આપ જો યા કામ કરવારો બિચાર નહીં કરતે તો યે કામ હોવારો કઠે હો ? સબ ક્ષત્રિ તો બાદશાહરા તેજમેં અંજા ગયા હા, પર આપોને કૃપા કરને ક્ષત્રિયોંરો નામ રખ્યો હૈ, જીણુસું મોરા આપોંને આશીર્વાદ હૈ કિ આપોંરો નામ યા પૃથ્વીપર અચળ રહશી અર આપરો વંશ જગમેં અમ્મર નામ કરશી."

મીર ખાનઝાખાનને ઉદ્દેશીને કહેતાં સતીએ જણાવ્યું કેઃ—"મીર સાહબ ! આપને ક્ષત્રિયોંરી સચ્ચી બાત બાદશાહસું કહને ક્ષત્રિયોંરા

નામ રખો હૈ, જીણસું ભગવાન એકલિંગજી આપરો ભલો કરશી. આપેરિ મોરી લારમેં પધારવાસું કાંય ઝાઝો હૈ? આપ અઠે રહશો તો હમારો ક્ષત્રિયોરો ભલો આપરા હાથસું વૈ શકશી, જીણસું અર મુરશદ મહાત્મારી આજ્ઞા હૈ ઇણસું, મોરો બિચાર મુરશદજીરા જૈડો હૈ; ઔર મું આપોનેં વિનંતિ કરનેં કહુ કિ જો હમારા ઉપર આપરો પ્રેમ વ્હૈ તો આપ અઠે રહ જાઓ."

સતીનું કહેવું સાંભળી અન્ય રાજપૂતોએ પણ મીર સાહેબને આગ્રહ કરી અટકાવ્યા, અને કબર ગાડનાર નોકર તથા મજુરોને પણ અટકાવ્યા. મીર પણ રાજપૂતોનો આગ્રહ અને મુરશદ તથા સતીનાં ફરમાનોથી વિરૂદ્ધ જતાં અટકયા. પોતાનાં સૈદાણી જેઓ પણ ત્યાં આવી પહોંચ્યાં હતાં તેમને મળી સતી દેવીનાં દર્શન કરીનેજ ઘેર જવા જણાવ્યું.

મહારાજે આ બધું કાર્ય આટોપ્યા પછી પુનઃ ચિતાની પ્રદક્ષિણા કરી, પ્રેક્ષકોના જયજયકાર વચ્ચે ચિતાને પ્રકટ કરી, અને આગ લાગવાથી—અંદર ઘી વિગેરે ચોવડા પદાર્થો ભરવામાં આવ્યાનું તો આપણે ઉપર જણાવી જ ગયા છીએ તેથી—તુરત ચિતા સળગી ઉઠી અને તેમાંથી નીકળતી અગ્નિની જ્વાળાઓ આકાશ સાથે વાર્તા કરવા લાગી. આગનો ધૂમાડો તથા રાજપૂતો તરફથી ચિતાના તરફ અબીલ ગુલાલ વિગેરે પદાર્થો ફેંકવામાં આવતા હતા તેના અંધકાર વચ્ચે થોડા જ સમયમાં સતીજી કયા રસ્તાથી સ્વર્ગમાં પધાર્યાં તે પાસે ઉભેલા પણ કોઇ રાજપૂતો જાણી શકયા નહીં. ચિતા બરાબર પ્રકટ થઇ એટલે તમામ સવારી શોકમય ચહેરાથી સતી દેવીની આખરની જય બોલાવી ચિતાને પ્રણામ કરી, વાદ્યોના ઘોરરવ વચ્ચે શહેર તરફ જવા સારૂ નીકળી.

રાજપૂતોએ આજની રાત્રિ શોકમય વ્યતીત કરી, અને તેઓ પુનઃ વખતો વખત વીર "તોગાજી"ની પ્રશંસા કરી કૃતકૃત્ય બનવા લાગ્યા.

---

## પ્રકરણ ચૌદમું

### ઉપસંહાર

દોહા:—[1]ધન [2]જોબન અરૂ [3]ઠાકરી, તા ઉપર [4]અવિવેક;
યહ ચારૂં ભેળા હુઓં, અનરથ કરૈ અનેક.
[1]ધ્રમ જાતાં, [2]ઘર પલટતાં, [3]ત્રિયા પડન્તાં તાવ;
એ તીનૂં દિન મરણરા, કહા રંક ! કહા રાવ !

**આ**પણે, આ વાર્તા જે સમયની છે તે સમયના તથા હાલના સમયના ક્ષત્રિયોની તુલના, જો કદાચ આ પ્રકરણમાં કરીશું, તો તેમાં કંઇ અયોગ્ય થતું નથી, એમ જ મનાશે.

જે સમયે બાદશાહે દરબારમાં ક્ષત્રિયોના સંબંધની વાર્તા શરૂ કરી તે વખતે તમામ ક્ષત્રિયો દરબારમાં હોવા છતાં, તેઓ કંઇ જ જવાબ આપી શક્યા નહીં; એવો સખ્ત બાદશાહનો પ્રભાવ તેમના ઉપર પડી ગયેલો હતો. અત્યારે પણ તેમની તે જ દશા તેઓ ભોગવતા આવે છે, તે જોઇ આપણે આશ્ચર્ય થવા સરખું છે. તે સમયને વિત્યાને ઘણો સમય થયો છે, છતાં ક્ષત્રિયો પોતાની સ્થિતિ સુધારવા કંઇ પણ તજવીજ કરી શક્યા નથી. તે તેમને માટે ખરેખર શોકપ્રદ છે. તેનું કારણ માત્ર તેમના મૌજશૌખ, અંદર અંદરના કલેશ અને પ્રમાદ જ છે. જો તેઓ એક બીજા પ્રત્યેનો કુસંપ ત્યાગે તો ભવિષ્યમાં તેમનાથી ભારતને ભારી લાભ થવા સંભવ છે. કારણ તેમના પાસે રાજ્યસત્તા છે, અને તેનો જો તેઓ સદુપયોગ કરી, નિદાન પોતાની પ્રજાના અને આખા દેશના હિતના ખાતર અનેક પ્રકારનાં કાર્યો કરી શકે છે. એવી રીતે તમામ દેશી રાજ્યની પ્રજાને સુખી કરવા ખાતર હિન્દુ રાજાઓ અને મુસલમાન નવાબો પોતાની સત્તાનો ઉપયોગ કરે, તો પોતાની અને સાથે પારકી પણ પ્રજા સુખી થઇ તેમના ઉપર આશીર્વાદોની વૃષ્ટિઓ કરશે. પરંતુ જો તેઓ પોતાની સત્તાનો સદુપયોગ ન કરતાં માત્ર મૌજશૌખ, અંદર અંદરની ઇર્ષ્યા અને પ્રમાદને ચાલુ રાખી, તેઓ રાજા છે અને તેથી તેમણે પ્રજાને સર્વ રીતનો સંતોષ આપવો એ તેમની ફરજ છે, તેને વિસરી જઇ માત્ર રૈયતનું સત્વ ખેંચવામાં અને અત્યારના સમયમાં, જેમ કોઇ કોઇ સ્થળે પ્રજાની આબરૂ અને જાનમાલનું રક્ષણ પણ કરવામાં આવતું નથી, તે મુજબ વર્તવામાં મશગુલ રહે તો, ઇશ્વરના કોપથી તેવાં રાજ્યોનો અસ્ત થતો પણ આપણે જોઇ શકીએ. રાજાને ઇશ્વરે મૌજશોખ કરવા સારૂ રાજ્ય સત્તા આપીજ નથી; માત્ર પ્રજાના હક્કોનું રક્ષણ કરવા સારૂ પ્રજાના જાનમાલ અને આબરૂનું રક્ષણ કરવા સારૂ તેમને એક રખવાળ તરીકે આ ભારી સત્તા આપવામાં આવી છે.*

---

* તે વાતને જો તેઓ ભૂલી જાય તો મહાન સદ્‌ગત બ્રહ્મભટ્ટ કવિ "જેઠ" રાવ ઉર્ફે "જેઠાલાલ"નાં નીચે જણાવેલાં વચનોનો કડવો અનુભવ તેવા રાજાઓને ચાખવો પડે.

કવિત:-

એરે રતનાકર સમસ્ત સરી ઠાકર વ્હે, ચાકરકી કહી નેક ચિતમેં ન લાવો ગે,
સાગર હો ઐસો જો કરોગે નદ નાગર વ્હે, "જેઠ" કવિ ગાગરતેં તુચ્છ પદ પાવોગે.
પાય ધન પૂર ના કરોગે દુઃખ દુર કાહો, વ્હૈ હૈ નાશ નૂર ધામ ધૂર પૂર વાવોગે,
હોયકેં ગ્રહસ્તનાં તજોગે ઉનમત્તતા તો, ઈશ્વર અગસ્ત કોપ અસ્ત હોય જાવોગે.

વળી જ્યારે બાદશાહ તરફથી ક્ષત્રિયોની વાર્તાની ચર્ચા શરૂ કરવામાં આવી અને તમામ રાજાઓ કંઇ જ ઉચ્ચાર કરી શકયા નહીં, તે વખતે બહાદુર મુસલમાન મીર ખાનઝાખાનને રાજપૂતોની સત્ય હકિકત નિડરતાથી બાદશાહ સમક્ષ રજુ કરી. અને જ્યારે બાદશાહે તે સત્ય કરી બતાવવાની તેમના ઉપર સખ્તાઇ કરી, ત્યારે પણ તેમણે નિડરતાથી તે સાબિત કરી આપવાનું જણાવી ઇશ્વર ઉપર આધાર રાખ્યો, અને સર્વેશ્વરે તેવા સત્ય વકતાને સત્યતાથી આફત આવતી જોઇ વીર "તોગાજી" જેવા બહાદુર ક્ષત્રિયની માર્ફત તેને આફતમાંથી બચાવ્યો હતો. આપણે અત્યારે પણ હિન્દુ પ્રજા અને હિન્દુ રાજાઓની સત્ય હકિકતને જાહેરમાં લાવનાર મુસલમાન નવ્વાબો, અધિકારીઓ અને પ્રજાની જરૂર છે. આપણે તેવા સત્ય વકતા, નિડરતાથી પોતાનો સત્ય અભિપ્રાય હરકામમાં રજુ કરી શકે તેવા અધિક મુસલમાનો આ ભારતભૂમિમાં સર્વેશ્વર ઉત્પન્ન કરે તેવી તેના તરફ માગણી કરતા રહેવું જોઇએ. જયારે મુસલમાન બાદશાહતોમાં મુસલમાન પ્રજાનું અતિશય જોર હતું, હિન્દુ રાજા પ્રજાની કંઇ જ હકિકત લક્ષે લેવાતી નહોતી તે વખતમાં પણ મીર ખાનઝાખાન જેવા બહાદુર મુસલમાન પોતાનો સાચો અભિપ્રાય બાદશાહને જણાવતાં લેશ માત્ર પણ શંકા નહોતા ધરતા. ત્યારે અત્યારે તો આપણે કેટલાક મુસલમાન એવા પણ જોઇએ છીએ કે જેઓ માત્ર પોતાના મોજશોખમાં મસ્ત રહી, સત્ય એ શું વસ્તુ છે, તેનું પણ જ્ઞાન ધરાવવા તકલિફ નથી લેતા, તેમણે પણ પ્રથમની હિન્દુ અને મુસલમાન પ્રજા વચ્ચેની ઇર્ષ્યાને વિસરી જઇ, હિન્દુઓ સાથે મળી દેશના હિતાર્થે કામ કરવાની જરૂર છે. તેઓએ એમ સમજવું પણ જોઇએ છે કે સમગ્ર દેશના હિત સાથે જ તેમનું હિત સમાયલું છે. હવે આ દેશમાં હિન્દુ મુસલમાનોનું હિત સાથે જ છે, તેઓ એકબીજાથી અલગ રહી, એકબીજાનું હિત કરી શકે તેમ પણ નથી.

જ્યારે તમામ ક્ષત્રિયો બાદશાહના દરબારમાં નીચાં મ્હોં કરી બેસી રહ્યા હતા, ત્યારે જેના મનમાં ક્ષાત્રવટ માટે અભિમાન હતું, જેઓ મીર ખાનઝાખાનને કઢંગી સ્થિતિમાં મૂકાયલો જોઇ, ક્ષાત્રવટ બતાવવાના જ વિચારમાં હતા, એવા જોધપુર—મારવાડ—ના મહારાજા ગજસિંહજીએ તુરત પોતાના ઉતારા ઉપર આવી, તમામ ક્ષત્રિય રાજાઓને સતેજ કરી, મીરને તેમનું કામ કરી બતાવે તેવો કોઇ બહાદુર

---

માટે તેઓએ ઉપરના કવિત્તમાં સદ્ગત કવિવર "જેષ્ટ"રાવની શિખામણને અવશ્ય ગ્રહિત કરવી, એજ તેમના માટે શોભાસ્પદ છે, અને તેમના ઉપરની બાદશાહી સત્તા પણ તેથી અવશ્ય તેમના ઉપર ખુશ જ થશે.

ક્ષત્રિય ન મળે તો છેવટ બાદશાહના સામા લડાઈ જાહેર કરીને પણ મીર ખાનઝાખાનને બચાવવા સારૂ તૈયાર કર્યા. આખરે જ્યારે મીર ખાનઝા તેમના દરબારમાં આવ્યા ત્યારે બીડુ ફેરવીને વીર "તોગાજી" જેવા બહાદુર ક્ષત્રિયને ક્ષાત્રવટ બતાવવા સારૂ તૈયાર કર્યા, અને તેમનું લગ્ન નહીં થયાનું જ્યારે તેમણે જાહેર કર્યું, ત્યારે પુનઃ બીજું બીડુ ફેરવી ભટ્ટી સરદારને પોતાની દીકરી વીર "તોગાજી"ને આપવા તૈયાર કર્યો. બન્ને પક્ષનાં લગ્ન ખર્ચ પોતે ઉઠાવી, "ભટીઆણી" સાથે વીર "તોગાજી"નાં પોતાના કુંવરનાં લગ્ન જે રીતે થાય તે રીતે કરાવી આપ્યાં, અને આખર સુધી આતુરતાથી આ કાર્યમાં ભાગ લીધો હતો. જો આ મીર ખાનઝાખાનનો બચાવ થઈ શક્યો હોય તો તે માત્ર મહારાજ ગજસિંહજીના શુભ પ્રયાસથી. આપણે અત્યારે ક્ષાત્રવટનું સત્ય નામ ધરાવનાર કેટલા ક્ષત્રિયો ભારતમાંથી મેળવી શકીએ તેમ છે? ખુદ જે વંશમાં મહારાજ ગજસિંહજી અને વીર "તોગાજી" જેવા બહાદુર રાઠોડો ઉત્પન્ન થયા હતા, તેજ રાઠોડ વંશમાંથી પણ અત્યારે આપણે તેમના જેવો એક પણ વીર મેળવવા ભાગ્યશાળી થઈ શકીએ તેમ છે?

વીર "તોગાજી" આપણા પૈકીની દરેક વ્યક્તિને એમ સૂચના કરે છે કે, તમો જે પાઠ ભજવતા હો—અર્થાત્ જે કોમમાં અથવા જે કાર્યમાં જોડાયા હો—તેને યોગ્ય પાઠ બરાબર તમારા પ્રાણુના સાટે ભજવો. તમો તમારા વચનને તમારા પ્રાણુના સાટે પાળો અને તમારી જાતને તથા તમારી કોમને દિપાવો. વીર "તોગાજી"એ બાદશાહના દરબારમાં પોતાના હાથે જ પોતાનું શિર મહારાજ પાસેના થાળમાં ઉતારી આપ્યું અને માત્ર ધડે મહારાજના ફરમાન મુજબ પોતાનું કાર્ય કરી, મીર ખાનઝાખાનની એક હકિકત સાબિત કરી બતાવી, બાદશાહનું મ્હોં મ્લાન કરી દીધું હતું, અને મીર ખાનઝાખાનને મરતાં બચાવ્યા હતા.

હવે મીર સાહેબની બીજી બાબત બાકી રહી, અને તે આપણાં પરમ પવિત્ર સતી દેવી "ભટીઆણીજી"એ પતિની વાંસે સતી થઈ પૂર્ણ કરી આપી. તેમની હિમ્મતને માટે આપણે કેટલા મગરૂર થઈએ કે, તેમણે પોતાના પિતાને સતી થવા સારૂ શરૂઆતમાં જ આશ્વાસન આપ્યું. વળી જ્યારે "તોગાજી" સાથેની પ્રથમ જ મુલાકાતમાં વીર "તોગાજી"ને પોતાના કાર્યનું ભાન કરાવી, વિષયભોગથી અટકાવ્યા. છેવટ જ્યારે સતી થવાની વખતે મુરશદ મહાત્માએ આવી તેમના પતિને બચાવવાનું કહ્યું, ત્યારે તેમણે ક્ષત્રિયોને માટે તો આવો પ્રસંગ માંગલિક છે, એમ દર્શાવી પતિને બચાવવા નાજ પાડી. આ રીતે આપણને તેઓ એમ સૂચના કરી ગયાં કે તમો જે કાર્યમાં જોડાઓ

તે કાર્ય તમારા જીવ સાટે પૂર્ણ કરો. વળી પોતાના પતિને બચાવવાની ના પાડીને એવી સુચના કરતાં ગયાં છે કે તમો **જીવવાની લાલચમાં ન સપડાતાં મરીને તમારૂં નામ અમ્મર કરો.**

મુરશદ મહાત્મા જેવા મહાત્માઓ પણ અત્યારે ક્યાં છે? અત્યારે તો "નારી મુઇ ગ્રહ સંપત્તિ નાસી, મુણ્ડ મુણ્ડાય ભયે સંન્યાસી," એવા જ સાધુસંન્યાસી અને ફકીરો દષ્ટિગોચર થાય છે. માત્ર પારકાં ધન અને પારકી સ્ત્રીઓમાં જ આસક્તિ રાખનાર ઘણા સંત પુરૂષો દેખાય છે; તેઓ ઇશ્વરથી પણ જાણે ડરતા નથી, અને પોતે જ ઇશ્વરરૂપ છે એવો ડોળ કરે છે. લોકોને ઠગવાનો ધંધો આદરી બેઠા છે; છતાં પણ બાનાને માન આપનાર ભારત પ્રજા તેમનાં ભગવાં, સફેદ અથવા લીલાં કપડાંથી જ તેમનું પોષણ કરે છે. તેઓ સાચા સાધુ છે કે નહીં, તેનો પણ યત્કિંચિત્ વિચાર કરતા નથી અને "સુપાત્રે દાન"એ સૂત્રને પણ લજવે છે. ભારત પ્રજાએ સમજવું જોઇએ કે શાસ્ત્રો માત્ર સાધુ પુરૂષોને જ દાન કરવાની આજ્ઞા કરે છે, નહિ કે વેષધારી વાદી અથવા એવાને પણ દાન કરવાનું જણાવે છે. છતાં પણ આપણે શાસ્ત્રને બાજુએ રાખી, શાસ્ત્રની આજ્ઞાને ન માનતાં તેવા વેષધારી વાદી અથવા વાઘરીઓને ખોટી રીતે દાન આપી, તેમની હિંસક વૃત્તિઓને પોષીએ છીએ. જો કે સાધુતાનાં લક્ષણવાળા સાધુઓને પોષવા તે ગૃહસ્થ તરીકે આપણી ફરજ છે. અને શાસ્ત્રો પણ તેવા સંત પુરૂષોને પોષવા સારૂ જ આપણને આજ્ઞા કરે છે કે, જેમની પાસેથી આપણને કંઇ ને કંઇ ઉપદેશ મળી શકે છે. આપણી આ વાર્તાના મુરશદની જેવા ખુદાના વલીઓ હાલ ક્યાં છે? તેમણે આપણને આપેલ ઉપદેશ અક્ષરશઃ સત્ય છે. તેમની આજ્ઞા મુજબ ચાલવામાં જ આપણું શ્રેય અને સુખ સમાયલું છે. તેવા નિઃસ્વાર્થી અને ઇશ્વરને ઓળખનાર પુરૂષો જ પોતાનું અને અન્ય વ્યક્તિનું ભલું પણ કરી શકે છે. બાકી વેષધારીઓ તો દુનિયાને બોજારૂપ છે. તેવા બોજાઓ ઉઠાવવાને માત્ર નિરર્થક હોવા સાથે, તેમની પાપી વૃત્તિઓ પોષવાથી આપણે પણ પાપના ભાગીદાર બનવું પડે છે.

આ તમામ હકિકત જાણવા અને સમજવાથી આપણને એવો બોધ મળે છે કે દરેક મનુષ્યે સત્ય વક્તા થવું, નિડરતાથી પોતાનું સત્ય કાર્ય કરવું અને તેવી રીતે કાર્ય કરતાં આપણા પ્રાણની પણ પરવા નહીં કરવી; ઉપરાંત પ્રાણને સાટે પણ વચન પાળવાની તથા સાચા સાધુઓ તરફ માન રાખી તેમનાં વચનો ઉપર ભરોસો રાખવાની સાથે દરેક રીતના ઉપાયોથી કાર્યદક્ષ બનવું.

હિન્દી રાજા-પ્રજા પોતપોતાની એક બીજા ઉપર ઠપકાઓ કરવાના પાપથી હવે તો સમજે તો મુક્ત થઇ શકવાનો સમય પણ આવી ગયો હશે કે આવશે, કારણ કે તે પાપોની શિક્ષામાં તેમને પછાત પડવાનું કંઇ જ બાકી રહ્યું હોય તેમ અમો હાલના અંગ્રેજી સરકારના સમયમાં માની શકતા નથી. છતાં પણ કદાચ તેવાં પાપોના ભારી બોજા થઇ ગયા હોય તો પણ હવે તો ધૈર્યથી પણ તેનો અંત આણી શકાય તેમ છે. તો પછી ના. સરકાર પાસેથી પોતાના હક્કો માગીને પણ પાપના બોજામાંથી મુક્ત થવાના ઉપાયો કેમ ન આદરવા? અમો ધારીએ છીએ કે દેશ તરફ શુભ લાગણીઓ ધરાવનાર દેશી રાજા, નવાબો અને પ્રજા-પછી ભલે તે હિન્દુ, મુસલમાન, પારસી, યાહુદી, ખ્રિસ્તી કે અન્ય વર્ગના દેશના હોય પણ-માત્ર જે દેશમાં તેઓ રહે છે, જે દેશમાં ઉછરે છે, જે દેશનું ઉત્પન્ન ખાય છે અથવા જે દેશના બાળક હોવાનો દાવો કરે છે તે દેશને તેમણે ઉદ્ધારવો જોઇએ છે; એક સાથે મળી એકસંપ અને એક જ નિશ્ચયથી કામ કરવું જોઇએ છે; જેથી દેશના સદ્દભાગ્યે સત્વર દેશનો ઉદ્ધાર થઇ શકે.

આ વાર્તાના વીર નાયક "તોગાજી" ના વંશનો તો તેમના સાથે જ અંત આવેલો હોવાથી આગળની હકિકત તેમના વંશની જાણવાની આપણને જરૂર નથી. તે વીર પુરૂષનાં પવિત્ર માજીને મહારાજ ગજસિંહજીએ અંત સમય સુધી પોતાના પુત્રના કરતાં પણ વિશેષ માન સાચવી સંતોષ્યાં હતાં, અને ક્ષત્રિયોની ઇજ્જત, ક્ષત્રિયોની વીરતા અને સાચું ક્ષાત્રવટ દર્શાવી, ક્ષત્રિયોનાં અને મીર ખાનઝાખાન જેવા નિડર મુસલમાનનાં મ્હોં ઉજ્જ્વળ કરી, બાદશાહનું મ્હોં પોતાની જીદ્દને લઇને મ્લાન કરનાર વીર "તોગાજી"નાં વીર માતુશ્રીનું માન મહારાજ ગજસિંહ જેવા એક સાચા રાઠોડ વીર અને ક્ષાત્રવટનું અભિમાન ધરાવનાર મહારાજ સાચવે તો તેમાં શું નવાઇ કહેવાય? તે તેમની ફરજ જ હતી અને તે પોતે બરાબર સાચવી.

મહારાજ ગજસિંહજીને અમરસિંહજી અને જસવંતસિંહજી નામના પુત્રો હતા. તેઓ બન્ને બાદશાહતના સ્તંભ હોઇ, વીર પિતાના સમાન ક્ષાત્રવટને સમજનાર હતા. (જૂઓ "અમરેશરી કટારી"ની વાર્તા)

જ્યારે મહારાજ ગજસિંહજી આ દુનિયા છોડી સ્વર્ગયાત્રાએ પધાર્યા ત્યારે મોટા કુંવર અમરસિંહજી તો નાગોરના રાજા બની ચૂક્યા હતા. તેમને દેશવટાની શિક્ષા કરી ગાદીનો હક્ક પણ નષ્ટ કર્યો હતો, તેથી તેઓ તો જોધપુરમાં આવતા જ નહોતા અને જોધપુરનું રાજ્ય મેળવવા પોતાના પિતાની આજ્ઞા વિરૂદ્ધ તેમની ઇચ્છા જ નહોતી.

એટલે જોધપુરની ગાદી ઉપર મહારાજ ગજસિંહજી પછી તેના બીજા પુત્ર મહારાજ [1]જસવંતસિંહજી આવ્યા. તેઓ ખરા વીર, યુદ્ધ કુશળ અને ક્ષાત્રવટનું અભિમાન ધરાવનાર હતા. બાદશાહને તેમણે કાબુલ વિગેરે કેટલાક દેશ જિતી આપી બાદશાહતની હદ વધારી દીધી હતી. છતાં પણ દગાકુશળ બાદશાહ ઔરંગજેબે તેમના પુત્રોને દગલબાજીથી મારી નાંખ્યા હતા, અને તે દુઃખે મહારાજ જસવંતસિંહજી પણ કાબુલમાં મરણને શરણ થયા હતા.

આટલેથી પણ બાદશાહને સંતોષ થયો નહીં. તેણે જસવંતસિંહજીનાં શિશોદણ રાણીને ગર્ભ હોવાથી તેનો પણ નાશ કરી, મારવાડની ગાદી ખાલસા કરી બાદશાહત સાથે મેળવી દેવાની દુષ્ટ વાઞ્છના થઇ આવી. પરંતુ વીર રાઠોડોએ જેવી રીતે બાદશાહ દગલબાજ છે તેવી જ રીતે બલ્કે તેથી પણ વધીને દગલબાજો સાથે દગલબાજીથી વર્તવામાં તેઓ કુશળ છે, એનો બાદશાહને પરિચય કરાવ્યો હતો. પોતાના બાળરાજા મહારાજ અજિતસિંહજીને એક મુસલમાન મદારીના કરંડીઆમાં છૂપાવી નિર્ભય સ્થળે પોતાના અનેક વીર–રાઠોડોના પ્રાણ સમર્પણ કરીને પણ–પહોંચાડયા હતા. બાદશાહે પણ હવે જોધપુર તરફથી કંઇ જ અડચણ આવવાની નથી, એમ માની મારવાડનું રાજ્ય ખાલસા કરી બાદશાહત સાથે મેળવી દીધું હતું. પરંતુ રાઠોડ વીર દુર્ગાદાસે પોતાનું સર્વસ્વ ગુમાવીને પણ મારવાડનો પુનઃ ઉદ્ધાર કરી મારવાડને સ્વતંત્ર જાહેર કરી હતી. મારવાડ અત્યારે હાલ પણ મહારાજ ગજસિંહજીના વંશજોના હવાલામાં છે અને તે દીર્ઘ કાળ સુધી તેમની તેમ તેમના હવાલામાં જ રહેશે.

આપણે આ સ્થળે તે જોધપુરની ગાદી ઉપર મહારાજા ગજસિંહજી, મહારાજા અમરસિંહજી, જસવંતસિંહજી અને રાઠોડ વીર દુર્ગાદાસ અને તોગાજી જેવા રાજાઓ અને સરદાર પટાવતો ઉત્પન્ન કરી આપણી ભારત ભૂમિની ગયેલ વીરતા પુનઃ દર્શાવે એવી સર્વેશ્વર પ્રત્યે માગણી કરી આપણી આ વાર્તા અહીં પૂર્ણ કરીએ. इति शुभम्.



1 તમણે "ભાષાભૂષણ" નામનો અલંકાર ગ્રન્થ હિન્દીમાં બનાવ્યો છે. તેઓ એક સારા કવિ હતા.

# રાયસિંહજીની હથેલી

## પ્રકરણ ૧ લું

### ઝાલાવંશકીર્તિકથા–મૂળ પુરૂષ કેસરદેવ

દોહા:–કટારી અમરેશરી, તોગારી તલવાર;
હથ્થલરાયાં સંધરી, દિલ્હીશ દરબાર.*

આ વાર્તાના નાયક હાલના ધ્રાંગધ્રા નામના કાઠીઆવાડમાં આવેલા પ્રસિદ્ધ રાજ્યના રાજ્યકર્તાઓના પૂર્વજ હોવાથી ધ્રાંગધ્રા રાજ્યની કંઇક ઐતિહાસિક હકિકત આ વાર્તામાં આપવામાં આવશે, તો વાચકો તેને અસ્થાને નહીં જ માને, એમ સમજી તે રાજ્યની ટૂંક ઐતિહાસિક હકિકત પણ આ વાર્તામાં આપી છે.

### (૧) કેસરદેવનાં પરાક્રમો

હિન્દુસ્થાનની પશ્ચિમ બાજુએ આવેલા કાઠીઆવાડ નામના દ્વીપકલ્પમાં ધ્રાંગધ્રા નામનું પહેલા નંબરનું એક રાજ્ય છે. તેના રાજ્યકર્તાઓ "રાજસાહેબ"ના નામથી ઓળખાય છે. તેઓ પોતાને માર્કંડ

* આ દોહરામાં ત્રણ વાર્તાઓનો સમાવેશ થાય છે, તે એવી રીતે કે અમરસિંહજીની કટારી, અને તોગાજીની તલવાર તેમજ રાયસિંહજી ઝાલાની હથેલી અર્થાત્ આ ત્રણ સરદારોએ અનુક્રમે કટારીથી, તલવારથી અને હથેલીથી બાદશાહને પોતાની વીરતા બતાવી ક્ષત્રિયોની છેડ નહીં કરવાની શિખામણ આપી હતી.

ઋષિના વંશમાંથી ઉત્પન્ન થયલા મકવાણમાંથી જૂદા પડેલા ઝાલા જાતના રાજપૂત તરિકે ઓળખાવે છે.

ઝાલાના મૂળ પુરુષ હરપાળનો બાપ કેસરદેવ મકવાણો નાનપણ-થી જ હિમ્મતવાળો, ટેકીલો, શૂરવીર અને મોટાં જોખમ ખેડનારો હતો. તે ભયને ભય ખાતર સામો બોલાવતો, અને તેમાંજ પોતાનું જીવન વ્યતીત કરતો હતો. શૂરવીર હોવાની સાથે તે ઉદાર પણ તેવો જ હતો. આ સર્વ સદ્‌ગુણો અને સાહસ ખેડવાની વૃત્તિ જ તેના નાશનું કારણ થઈ પડી હતી.

## બાપની પ્રતિજ્ઞા પાળી

કેસરદેવનો બાપ વિહિયાસ ઇ. સ. ૧૦૨૫ની આસપાસ સિન્ધમાં આવેલા નગર પારકરની પાસે કીતગઢમાં રાજ કરતો હતો. તેને સામૈયા-ના હમીર સુમરા બીજા સાથે વેર હતું. પણ તે આખી જીંદગી કંઈ કરી શક્યો નહિ, ત્યારે મરતી વખતે પોતાના બાર વરસના પુત્ર કેસરદેવને પ્રતિજ્ઞા લેવડાવી કે "તમારા તેરમાને દહાડે હમીરના ઘોડામાંથી સવાસો દૂધ મલીઆ વછેરાને દાનમાં આપું અને તમારો જીવ સદ્‌ગતિએ પહોંચાડું." કેસરે તે પ્રતિજ્ઞા પોતાના પિતાની ખાતર લીધી, અને સગાં-વાહલાંએ મદદ કરવાની ના પાડી તેથી બાપના મરણ પછી ૧૦મે દહાડે તે એકલો જ હમીરના સવાસો વછેરા લેવા માણકી ઘોડી ઉપર સ્વાર થઈ નીકળી પડ્યો. એકલો અને અજાણ્યો હોવાથી તે બીજે દિવસે સવારમાં સામૈયે પહોંચી ગયો, અને રૂઆબમાં ને રૂઆબમાં અશ્વશાળામાં પેસી જઈ, જાણે પોતાની જ અશ્વશાળા હોય નહિ તેમ એક બે ઘોડીઓના બંધ કાપી નાંખી, વછેરાઓના તબેલાનો દરવાજો ઉઘાડી, ઘોડીઓને પોતાની સાથે લઇને તે પોતે પોતાની પાણીદાર ઘોડી ઉપર ચાલી નીકળ્યો; એટલે તેની પાછળ ઘોડીનું દૂધ પીવાને ઉત્સુક વછેરાઓ પણ દોડવા લાગ્યા. તેણે નાસતાં નાસતાં પોતે કોણ છે તેની ઓળખ અશ્વરક્ષકોને આપી. પણ કોઇ તજવિજ કરે ને તેની પાછળ પડે તે પહેલાં તો તે ગામ બહાર નીકળી ગયો અને થોડા વખતમાં પોતાને ગામ આવી પહોંચ્યો. હમીર સુમરે આ વાત જાણી ખરી, અને માણસો તેની પાછળ દોડાવ્યા, પણ તે ઘણે દૂર ચાલ્યો ગયો હોવાથી અને વચ્ચે મોટું રણ હોવાથી હમીર કંઇ કરી શકયા નહિ. કેસરે વછેરાઓ લાવી તેનું દાન ભાટચારણોને તેરમાને દિવસે આપ્યું અને પોતાના પિતાના જીવાત્માને સંતોષ્યો. કેસરની શૂરવીરતાથી તેના લોકોમાં સારી પ્રતિષ્ઠા જામી. તે આશા રાખતો હતો કે હમીર સુમરો લડવા આવશે, પણ હમીરે તેને કંઈ કર્યું નહિ, એટલે તેને બીજી વાર રંજાડવાનું તેનું મન થયું.

## સાંઢણીઓ ભગાડી

કેસરદેવ એક વખતે થોડા સેવકો લઇને હમીરના સામૈયા નગર તરફ ગયો. ત્યાં રસ્તામાં એણે હમીરની ૭૦૦ સાંઢણીઓ ચરતી જોઇ, એટલે તે હાંકી જવાનો વિચાર કીધો અને એક આબાદ યુક્તિ રચી. તેણે વગડામાં એક રબારીના બકરાંના ટોળામાંથી એક બકરૂં પકડી આણી તેનો વધ કરી, તેના લોહીમાં એક મોટું કપડું તરબોળ કરી, એક મોટી લાકડીને છેડે નીતરતું લટકાવી, તે લોચાને લઇને એક ઘોડેસ્વારને તે દંડુકો આપ્યો; અને જ્યાં સાંઢણીઓ ચરતી હતી ત્યાં તેઓના નાકમાં લોહીની ગંધ આવે તેવી રીતે તેઓને ચમકાવી. લોહીની વાસથી સાંઢણીઓ ચમકી, એટલે તે લોચો ઉંચો રાખ્યો અને ઘોડેસ્વારે પોતાના ઘોડાને દપટાવ્યો, એટલે બધી સાંઢણીઓ મુખ્ય સાંઢણી પાછળ લોચા તરફ ઉંચી ગરદન કરી તેની પાછળ ને પાછળ દોડવા લાગી. બીજી બાજુએ કેસરે સાંઢણીઓના રખવાળોને સાંઢણીઓ વાળતા અટકાવ્યા અને પોતાના માણસોની મદદથી ધણી સાંઢણીઓ કંથકોટ લઇ ગયો. હમીર સુમરાએ આ હકીકત જાણી સંતાપ કર્યો, પણ તેણે કશાં પગલાં કેસર સામે લીધાં નહિ.

## સુમરીઓનું હરણ

આ બનાવ બન્યા પછી જ્યારે હમીરે કશું કર્યું નહિ ત્યારે તેને નમાલો સમજી કેસરે તેથી પણ વિશેષ જોખમ ખેડવાની હિમ્મત બીડી. બે વખતના બહારવટામાંથી તો જનાવરો—વછેરા અને સાંઢણી લઇ આવ્યો હતો તો ત્રીજી વારની લૂટમાં તેથી વિશેષ અદ્ભુત પરાક્રમ કરવાની તેની ઇચ્છા હતી. તેથી ત્રીજી વખત હમીરને લૂટવા માટે થોડા વિશેષ ઘોડેસ્વારો લઇને તે નીકળ્યો; અને વિજયા દશમીને દહાડે તે સામૈયાની પાસે ઉપવનમાં જઇ પુગ્યો. ત્યાં આગળ હમીરના જનાનખાનાની અને બીજી કેટલીક સ્ત્રીઓ ફરવા માટે અને શમી વૃક્ષના પૂજન-દર્શન માટે આવી હતી. તેઓ રથમાં રાજમહેલ જવા માટે બેઠી કે તેઓની સાથેના અંગરક્ષકોને અને રથ હાંકનારાઓને એકદમ છાપો મારી કેદ કરી, કેસરે પોતાના માણસોને રથપર ચઢી, રથ કીર્તિગઢ હાંકી જવાનું ફરમાવ્યું. આ પ્રમાણે કરાવી, કેસર બીજી કુમક આવે તે પહેલાં તો ઘણો દૂર નીકળી ગયો. હમીરે આ વાત જાણીને પોતાના એક કારભારીને કેસરદેવ પાસે કીર્તિગઢ મોકલ્યો, અને સ્ત્રીઓ પાછી આપવા જણાવ્યું; પણ કેસરે તે આપવા ના પાડી. તેણે પોતાનાં સગાંવાહલાંઓમાં એ સ્ત્રીઓ વહેંચી દીધી. કેસરને આ સ્ત્રીહરણના પાપનું છેવટે પોતાના વિનાશથી પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું. અતિ થાય તે થોડા માટે.

### કીર્તિગઢનો નાશ

સામૈયાના હમીરને હવે લાગ્યું કે હવે વેર લીધા વગર છૂટકો નથી. તેણે અત્યાર સુધી કેસરદેવને જતો કર્યો તે માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. કીર્તિગઢનું નગર ખારાપાટમાં આવેલું હોવાથી જો તેને ઘેરા ઘાલવામાં આવે તો લશ્કરને ખોરાકની તંગી પડે, તેથી હમીરે લશ્કર માટે મોટો સરંજામ અને અનાજપાણી એકઠાં કર્યાં, અને મોટું લશ્કર લઈ કીર્તિગઢ ઉપર ચઢાઈ કરી તેને ઘેરો ઘાલ્યો. રસ્તામાં કેસરના લીલા ઘઉંના ખેતરોનો ઉપયોગ પોતાના લશ્કર માટે તેણે કરી લીધો. ઉદ્ધત કેસરદેવે પોતાના અને પોતાના ભાયાતોનાં બાહુબળ ઉપર મુસ્તાક રહી બાયલો હમીર તે શું કરવાનો છે, એવા વિચારે કંઇ લડવાની તૈયારી કરી નહીં તેમ ગઢમાં અનાજપાણી ભરી રાખવાની ખટપટ પણ કરી નહિ; અને હમીર ચઢી આવ્યો ત્યાં સુધી તેને એની ખબરે પડી નહિ. હમીરે કીર્તિગઢ ઉપર ઘેરો ઘાલ્યો. પણ કેસર અને તેના ભાયાતો ઘણી વાર તેની સામે કીલ્લા બહાર લડ્યા. આ લડાઇમાં કેસરના ઘણા ભાયાતો, રજપૂતો, અને કુંવરો માર્યા ગયા અને છેવટે કેસરીયાં કર્યાં. પણ હમીરનું લશ્કર મોટું હોવાથી કેસરદેવ પણ લડતાં લડતાં રણક્ષેત્રમાં પડ્યો. તેના મરણ પછી તેની રાણીઓ અને સુમરીઓ ઝમોર કરી સતી થઇ. માત્ર એક હરપાળ નામે કુંવર નાસી છૂટ્યો. હમીરે કેસરના મરણ બાદ કીર્તિગઢ લૂટ્યો, અને તોડી પાડ્યો, અને ખેદાનમેદાન કરી નાંખ્યો.

નાસી છૂટેલો કુંવર હરપાળ રખડતો રખડતો થોડે વરસે અણહિલવાડ પાટણના મહારાજા કર્ણદેવ—સિદ્ધરાજના પિતા—સોલંકીને શરણે ગયો.* અને એનાથી જ ઝાલા વંશ અને રાણાઓની ઉત્પત્તિ થઇ છે.

---

* કરણઘેલો—એ નામની એક વાર્તા સ્વ. નંદશંકર તુલજાશંકર માસ્તરે લખી છે. તેમાં આ હરપાળને ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાનો સમકાલીન ગણીને તેનાં પરાક્રમોનો ઇતિહાસ આપેલો છે. પણ તે કેવળ અસત્ય છે. કારણ કે ઝાલા રાજપૂતોનો ઇતિહાસ કરણ વાઘેલા પૂર્વે પણ મળે છે. પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજ ચૌહાણના સમયમાં ઝાલા રાજપૂતોનું વર્ણન આવે છે, અને પૃથ્વીરાજ ચૌહાણ કરણ વાઘેલા પૂર્વે થઈ ગયો, એ ચોક્કસ છે. વળી કેસરદેવને મારનાર હમીર સુમરાને સિન્ધના સમા જામ હાલાજીનાં કુંવર હિંગોળજી અને હોથીજીએ ઇ. સ. ૧૧૪૭ માં માર્યો છે, એમ રાસમાળા અને સિન્ધના ઇતિહાસ ઉપરથી જણાય છે. આ હકીકત ઉપરથી જણાશે કે હરપાળદેવનો આશ્રયદાતા, કહેવામાં આવ્યું છે તેમ, ગુજરાતનો છેલ્લો રાજા કરણ વાઘેલો નહિ, પણ સિદ્ધરાજના પિતા કર્ણદેવ સોલંકી જ હોવો જોઇએ. કર્ણદેવ સોલંકી ઈ. સ. ૧૦૭૨ થી

તેનો ટુંકમાં ઇતિહાસ હરપાળ દેવની વાતમાં આપેલો છે. વળી એમ પણ કહેવાય છે કે કેસરદેવના હરપાળ ઉપરાંત વિજયપાળ અને શાન્તિસિંહ નામના બીજા બે કુંવરો પણ બચી જવા પામ્યા હતા. તેઓ પણ હરપાળ સાથે ગુજરાતમાં આવ્યા હતા. તેમાં વિજયપાળના વંશજો મહિકાંઠાના ઇલોર ગામમાં આજે પણ વિદ્યમાન છે, અને શાન્તિસિંહના વંશજો કટોસણ આદિના મકવાણા તાલુકદારો કહેવાય છે.

---

## પ્રકરણ ૨ જું

## ઝાલાવંશસ્થાપક હરપાળની વીરતા

ગામ મરાલી તણે, બિરદ રાવળ બોલાવ્યો;
ગંગ થકી ઔદિચ્ચ, તેણે મંગળ વરતાવ્યો.
પોહો પાટણ પરણિયો, જગત કો નાત ન જાણી;
હુવા દેવ હરપાળ, શક્તિ રીઝી થઈ રાણી.
સંસાર વાત રાખી સહી, અમરવેલ ઉત્પન્ન કરી;
સોઢો, માંગો, ને શેખરો, બાઈ ઉમાદે દીકરી. (પ્રાચીન)

હરપાળે પિતાના મરણ પછી કેટલોક સમય પરાશ્રયમાં જ વ્યતીત કર્યો, પરન્તુ પાછળથી તેના નસીબે તેને યારી આપી. પાટણના સોલંકી રાજા કરણની રાણી ફૂલાદેવીને બાબરા નામનો ભૂત વળગ્યો હતો. તેને હરપાળ દેવે મારી કઢાવ્યો અને ત્યારથી તેના ઉપર ગુજરાતના રાજા કરણની કૃપા થઇ આવી. આ ઉપરાંત રાજા કરણની રાણીએ તેને પોતાનો ભાઈ કહી બોલાવ્યો હતો.

હરપાળે બાબરા ભૂત સાથે લડાઇ કરી તેને હરાવ્યો તે વખતે તેની પાસેથી એવું વચન લઇ તેને છોડવામાં આવ્યો હતો કે "જ્યારે મારે કામ પડે અને હું તને યાદ કરૂં ત્યારે તારે આવવું અને હું જે કામ બતાવું તે તારે કરવું."

બાબરા ભૂત સાથે લડાઈ કરી નિવૃત્ત થયા પછી હરપાળને બહુ જ ભૂખ લાગી, તેથી પોતાની સાથે બે બકરાં લઇ તે સ્મશાનભૂમિ ઉપર ગયો. એક બળતા શબના અગ્નિથી આ બકરાંને શેકી ખાવાનો વિચાર કરતો હતો તે સમયે સ્મશાનમાં વસતિ ભૈરવી નામની દેવીએ તેની માગણી કરી હાથ લંબાવ્યો, તેથી હરપાળે તે બન્ને બકરાં તેને આપ્યાં. દેવી બન્ને બકરાં ખાઇ ગઇ છતાં ભૂખી રહી. એટલે તેણે

---

૧૦૯૪માં રાજ કરી ગયો છે. કેસરદેવ, હમીર સુમરો, જામ હાલાજી, અને હરપાળ એ જ સમયમાં થઈ ગયા એ ચોક્કસ જણાય છે; તેથી કરણ ઘેલાની વાર્તામાં આપેલી હરપાળની વાત એ ઐતિહાસિક વિરોધ છે.

## કીર્તિગઢનો નાશ

સામૈયાના હમીરને હવે લાગ્યું કે હવે વેર લીધા વગર છૂટકો નથી. તેણે અત્યાર સુધી કેસરદેવને જતો કર્યો તે માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. કીર્તિગઢનું નગર ખારાપાટમાં આવેલું હોવાથી જો તેને ઘેરો ઘાલવામાં આવે તો લશ્કરને ખોરાકની તંગી પડે, તેથી હમીરે લશ્કર માટે મોટો સરંજામ અને અનાજપાણી એકઠાં કર્યાં, અને મોટું લશ્કર લઈ કીર્તિગઢ ઉપર ચઢાઈ કરી તેને ઘેરો ઘાલ્યો. રસ્તામાં કેસરના લીલા ઘઉંના ખેતરોનો ઉપયોગ પોતાના લશ્કર માટે તેણે કરી લીધો. ઉદ્ધત કેસરદેવે પોતાના અને પોતાના ભાયાતોનાં બાહુબળ ઉપર મુસ્તાક રહી બાયલો હમીર તે શું કરવાનો છે, એવા વિચારે કંઇ લડવાની તૈયારી કરી નહીં તેમ ગઢમાં અનાજપાણી ભરી રાખવાની ખટપટ પણ કરી નહિ; અને હમીર ચઢી આવ્યો ત્યાં સુધી તેને એની ખબરે પડી નહિ. હમીરે કીર્તિગઢ ઉપર ઘેરો ઘાલ્યો. પણ કેસર અને તેના ભાયાતો ઘણી વાર તેની સામે કીલ્લા બહાર લડ્યા. આ લડાઇમાં કેસરના ઘણા ભાયાતો, રજપૂતો, અને કુંવરો માર્યા ગયા અને છેવટે કેસરીયાં કર્યાં. પણ હમીરનું લશ્કર મોટું હોવાથી કેસરદેવ પણ લડતાં લડતાં રણક્ષેત્રમાં પડ્યો. તેના મરણ પછી તેની રાણીઓ અને સુમરીઓ ઝમોર કરી સતી થઇ. માત્ર એક હરપાળ નામે કુંવર નાસી છૂટ્યો. હમીરે કેસરના મરણ બાદ કીર્તિગઢ લૂટ્યો, અને તોડી પાડ્યો, અને ખેદાનમેદાન કરી નાંખ્યો.

નાસી છૂટેલો કુંવર હરપાળ રખડતો રખડતો થોડે વરસે અણહિલવાડ પાટણના મહારાજા કર્ણદેવ—સિદ્ધરાજના પિતા—સોલંકીને શરણે ગયો.* અને એનાથી જ ઝાલા વંશ અને રાણાઓની ઉત્પત્તિ થઇ છે.

---

* કરણઘેલો—એ નામની એક વાર્તા સ્વ. નંદશંકર તુલજાશંકર માસ્તરે લખી છે. તેમાં આ હરપાળને ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાનો સમકાલીન ગણીને તેનાં પરાક્રમોનો ઇતિહાસ આપેલો છે. પણ તે કેવળ અસત્ય છે. કારણ કે ઝાલા રાજપૂતોનો ઇતિહાસ કરણ વાઘેલા પૂર્વે પણ મળે છે. પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજ ચૌહાણના સમયમાં ઝાલા રાજપૂતોનું વર્ણન આવે છે, અને પૃથ્વીરાજ ચૌહાણ કરણ વાઘેલા પૂર્વે થઈ ગયો, એ ચોક્કસ છે. વળી કેસરદેવને મારનાર હમીર સુમરાને સિન્ધના સમા જામ હાલાજીનાં કુંવર હિંગોળજી અને હોથીજીએ ઇ. સ. ૧૧૪૭ માં માર્યો છે, એમ રાસમાળા અને સિન્ધના ઇતિહાસ ઉપરથી જણાય છે. આ હકીકત ઉપરથી જણાશે કે હરપાળદેવનો આશ્રયદાતા, કહેવામાં આવ્યું છે તેમ, ગુજરાતનો છેલ્લો રાજા કરણ વાઘેલો નહિ, પણ સિદ્ધરાજના પિતા કર્ણદેવ સોલંકી જ હોવો જોઇએ. કર્ણદેવ સોલંકી ઈ. સ. ૧૦૭૨ થી

તેનો ટુંકમાં ઇતિહાસ હરપાળ દેવની વાતમાં આપેલો છે. વળી એમ પણ કહેવાય છે કે કેસરદેવના હરપાળ ઉપરાંત વિજયપાળ અને શાન્તિસિંહ નામના બીજા બે કુંવરો પણ બચી જવા પામ્યા હતા. તેઓ પણ હરપાળ સાથે ગુજરાતમાં આવ્યા હતા. તેમાં વિજયપાળના વંશજો મહિકાંઠાના ઘલોર ગામમાં આજે પણ વિદ્યમાન છે, અને શાન્તિસિંહના વંશજો કટોસણ આદિના મકવાણા તાલુકદારો કહેવાય છે.

---

## પ્રકરણ ૨ જું

### ઝાલાવંશસ્થાપક હરપાળની વીરતા

ગામ મશાલી તણે, બિરદ રાવળ બોલાવ્યો;
અંગ થકી ઔદિચ્ય, તેણે મંગળ વરતાવ્યો.
પોહો પાટણ પરણિયો, જગત કો નાત ન જાણી;
હુવા દેવ હરપાળ, શક્તિ રીઝી થઈ રાણી.
સંસાર વાત રાખી સહી, અમરવેલ ઉત્પન્ન કરી;
સોઢા, માંગો, ને શેખરો, બાઈ ઉમાદે દીકરી. (પ્રાચીન)

હરપાળે પિતાના મરણ પછી કેટલોક સમય પરાશ્રયમાં જ વ્યતીત કર્યો, પરન્તુ પાછળથી તેના નસીબે તેને યારી આપી. પાટણના સોલંકી રાજા કરણની રાણી ફૂલાદેવીને બાબરા નામનો ભૂત વળગ્યો હતો. તેને હરપાળ દેવે મારી કઢાવ્યો અને ત્યારથી તેના ઉપર ગુજરાતના રાજા કરણની કૃપા થઇ આવી. આ ઉપરાંત રાજા કરણની રાણીએ તેને પોતાનો ભાઈ કહી બોલાવ્યો હતો.

હરપાળે બાબરા ભૂત સાથે લડાઇ કરી તેને હરાવ્યો તે વખતે તેની પાસેથી એવું વચન લઇ તેને છોડવામાં આવ્યો હતો કે "જ્યારે મારે કામ પડે અને હું તને યાદ કરૂં ત્યારે તારે આવવું અને હું જે કામ બતાવું તે તારે કરવું."

બાબરા ભૂત સાથે લડાઈ કરી નિવૃત્ત થયા પછી હરપાળને બહુ જ ભૂખ લાગી, તેથી પોતાની સાથે બે બકરાં લઇ તે સ્મશાનભૂમિ ઉપર ગયો. એક બળતા શબના અગ્નિથી આ બકરાંને શેકી ખાવાનો વિચાર કરતો હતો તે સમયે સ્મશાનમાં વસતિ ભૈરવી નામની દેવીએ તેની માગણી કરી હાથ લંબાવ્યો, તેથી હરપાળે તે બન્ને બકરાં તેને આપ્યાં. દેવી બન્ને બકરાં ખાઇ ગઇ છતાં ભૂખી રહી. એટલે તેણે

---

૧૦૯૪ માં રાજ કરી ગયો છે. કેસરદેવ, હમીર સુમરો, જામ હાલાજી, અને હરપાળ એ જ સમયમાં થઈ ગયા એ ચોક્કસ જણાય છે; તેથી કરણ ઘેલાની વાર્તામાં આપેલી હરપાળની વાત એ ઐતિહાસિક વિરોધ છે.

ફરીને હાથ લંબાવી માગણી કરી. પરન્તુ આ વખતે હરપાળ પાસે બીજું કંઇ આપવાનું સાધન નહોતું, તેથી પોતાની જાંઘ કાપી માંસ આપ્યું. દેવી તેના ઉપર બહુ જ પ્રસન્ન થઈ અને વરદાન માગવા કહ્યું. હરપાળે તે દેવીને પોતાને ઘેર આવવા માગણી કરી, જે સ્વીકારી દેવી હરપાળની સ્ત્રી બની, તેના ઘરમાં રહેવા લાગી, પણ પરણી નહોતી. તેણીએ હરપાળની શક્તિ જોઇને પરણવાનું વચન આપ્યું હતું.

જે રાત્રે હરપાળે બાબરા ભૂતને હરાવ્યો તેના બીજા દિવસે સવારમાં રાજા કરણે દરબાર ભરી તેની બહુ જ પ્રશંસા કરી, અને તેને કંઇક માગવા કહ્યું. તે ઉપરથી હરપાળે માગ્યું કે: "આજની રાત્રિમાં હું જેટલાં ગામે તોરણ બાંધું તેટલાં ગામ મને આપો."

રાજાએ હા કહી અને હરપાળે બાબરા ભૂત અને ભૈરવી દેવીની મદદથી રાત્રિમાં ૨૩૦૦ ગામોએ તોરણ બાંધ્યાં. છેલ્લું ગામ જ્યાં દિવસ ઉગવાના સમયે તોરણ બાંધ્યું તે ગામ દીઘડીયું કહેવાયું, અને મશાલી ગામમાં હરપાળ રાજા શક્તિદેવી સાથે રાવળ ઔદિચ્ય બ્રાહ્મણોને હસ્તકે પરણ્યો હતો. શક્તિદેવી હરપાળના પરાક્રમોથી મુગ્ધ થઇ હતી, અને વચન આપ્યા પ્રમાણે પરણી હતી.

સવારે સાંઢણી સ્વારો માર્ફત આ બાબતની તપાસ રાજા કરણદેવે કરાવી તો માલુમ પડયું કે ત્રેવીસસો ગામોને તોરણો બંધાયાં છે, તેથી તોરણ બંધાયલાં ત્રેવીસસો ગામે હરપાળને પ્રાપ્ત થયાં. પ્રથમ તોરણ બંધાયલા પાટડી નગરમાં તે પોતાની ગાદી કરી રાજ્ય કરવા લાગ્યો. હરપાળે ૨૩૦૦ ગામે તોરણ બાંધ્યા પછી કરણરાજની રાણી ફુલાંદેવી તેની પાસે બહેન થઇને ભાઈ પાસે વીર પસલી લેવા ગયેલી, તેમાં તેણે ૫૦૦ ગામો ભેટ તરીકે પાછા આપ્યા, એટલે હરપાળ ૧૮૦૦ ગામનો રાજા થયો હતો.

તું સુણિયો સામંત, દૈત્ય સબ ભાગ્યા ડોટ,
તું સુણિયો સામંત, ચડપડે લીધા ચોટ;
તું સુણિયો સામંત, શક્તિ રાખી કરી રાણી,
તું સુણિયો સામંત, અઢારસેં ઘર ઘર આણી;
હરપાળ વડો જમરા હથો, દિન દિન અધિકો દાખિયે,
તુંઆરો તોલ કેસર તણો, ઈલા સામંત ન ચાખિયે.

એક દિવસે રાજનો હાથી તોફાન કરી છૂટી ગયો હતો. આ વખતે હાથીના રસ્તામાં પોતાના બે રાજકુંવરો રમતા હતા, તેને ભૈરવી દેવીએ બારીમાંથી હાથ લંબાવી ઝાલી એક બાજુ મૂકયા. તેની સાથે એક ચારણનો છોકરો રમતો હતો, તેને માથે ટપરી મારી

બાજુ ખસેડી લીધો અને ગાંડા હાથીથી બચાવી લીધો, તેથી આ ચારણ અને તેના વંશજો ટાપરિયા ચારણ કહેવાય છે. ત્યારથી હરપાળના વંશજો ઝાલા તરિકે ઓળખાવવા લાગ્યા અને મકવાણામાંથી જૂદા (ત્યારથી) પડ્યા.

પાટડીએ પોહોપાટ, મહેલ કીધો મકવાણે,
રાણી ગોખ રહંત, ગતિકો શક્તિ ન જાણે;
રાય તણા ગજરાજ, મેહ છૂટ્યા મદમંતા,
દૂર પંથ દેખિયા, રાજવી કુંવર રમંતા;
સોઢો, માંગો ને શેખરો, લાંબે કર ઝાલી લિયા,
ઓ આપે શક્તિ આપણી, કુંવર સાખ ઝાલો કિયા. (પ્રાચીન)

ધ્રાંગધ્રા રાજ્યના હળવદ ગામમાં ખાખરા ભૂતનું સ્મારક છે, અને તે જગ્યા પીઠડને નામે પ્રખ્યાત છે. હળવદના દરબારમાં શક્તિદેવીનું મંદિર બંધાવેલું છે. આ બન્ને સ્થળોએ આજે પણ ઝાલાનાં પરણેલ વહુવરો દર્શન કરવા જાય છે.

ભાટચારણો લખે છે કે હરપાળના વંશની નવ શાખાઓ થઈ, તેમાં ઝાલા શાખા શ્રેષ્ઠ ગણાય છે.

મકવાણા રાણીંગ, બહો બાબલ બરદાળા,
લજ્જાવંત લૂણંગ, ભલા બલો અંગભાઇ;
ખતરવટ રાખણ ખાંટ, જકે પારાકર જાણું,
વિઠોડ ને હાપેવ, જકે ઝલરાણ વખાણું;
નવ શાખાઓ નવ ખંડમાં, મકવાણો દશમો મણિ,
એટલી શાખ ઉજળતલ, તિલક શાખ ઝાલા તણી.

હરપાળે રાજધાની પાટડીમાં સ્થાપી હતી. શક્તિ દેવીના મરણ પછી તે થરપારકરના સોઢા રાજપૂતની કુંવરી રાજકુંવરબા સાથે પરણ્યો હતો અને તેથી તેને નવ કુંવરો થયા હતા, અને શક્તિના ત્રણ મળીને ૧૨ કુંવરો હતા. હરપાળ ઇ. સ. ૧૦૯૦ થી ૧૧૩૦ એટલે ૪૦ વરસ રાજ્ય કરીને મરણ પામ્યો.

---

## પ્રકરણ ૩ જું

### હરપાળના વંશજો—કુવાનો કેર અને હળવદ

ઈ. સ. ૧૧૩૦ ની સાલમાં રાજા હરપાળજી ગુજરી જવાથી તેમના પુત્ર સોઢાજી પાટડીના ગાદીપતિ થયા, અને તે ૧૧૬૦ માં ગુજરી ગયા. તેમની પછી કેટલીક પેઢીએ ઇ. સ. ૧૩૦૫ માં સાંતળજી પાટડીની ગાદી ઉપર આવ્યા અને તેમણે સાંતળપુર નામનું ગામ વસાવ્યું.

ત્યારબાદ ઈ. સ. ૧૩૪૦ માં ઉદયસિંહજી ગાદી ઉપર આવ્યા અને તે ઈ. સ. ૧૩૫૨ માં મરણ પામ્યા. તેમને પૃથીરાજજી અને વેંગડજી એ નામના બે કુંવરો હતા. તેમાં વડા કુંવર પૃથીરાજજીએ ગાદી ઉપરનો પોતાનો હક્ક ઉઠાવી લેવાથી વેંગડજી ગાદીએ આવ્યા. તેમણે હળવદ પાસે વેંગડવાવ નામનું ગામ પોતાના નામ ઉપર વસાવ્યું હતું. વેંગડજી ઇ. સ. ૧૩૬૮માં મરણ પામ્યા. તેમના પછી રામસિંહજી ગાદીએ આવ્યા. તેમણે ધ્રાંગધ્રા પાસે રામપુરા નામનું ગામ વસાવ્યું.

રામસિંહજી પછી કેટલાક રાજાઓ ગાદી ઉપર આવી ગયા બાદ ઇ.સ. ૧૩૯૪ છત્રસાલજી ગાદીએ આવ્યા. તેઓ પરાક્રમી હતા, અને તેમણે ત્રણ વખત અમદાવાદના બાદશાહ મહંમદશાહ સામે બંડ ઉઠાવ્યું હતું, પરન્તુ તેમાં તેઓ ફાવી શકયા ન હોતા. તેમણે પાટડીથી ગાદી બદલીને "માંડળ" કરી હતી. તેઓ ઈ. સ. ૧૪૨૦ માં મરણ પામ્યા હતા.

### શૂરવીર વાઘોજી—કુવાનો કહેર

તેમના પછી તેમના કુંવર જેતસિંહજી ગાદી ઉપર આવ્યા અને તેમણે ગાદી "કુવા"*માં કરી હતી. તેઓ ઈ. સ. ૧૪૪૧ માં મરણ પામ્યા. એમના પછી કેટલાક રાજાઓ થયા. બાદ ઇ. સ. ૧૪૬૯ માં વાઘોજી રાજા થયા. ઇ. સ. ૧૫૧૩ માં મુજફરશાહ નામ ધારણ કરી ગુજરાતનો પાદશાહ થનાર ખલીફખાન સામે તેમણે બંડ ઉઠાવ્યું હતું અને તેને સૈયદપુરા આગળ હરાવ્યો હતો. આ વખતે ખલીફખાન સૌરાષ્ટ્રનો સૂબો હતો—આથી ગુજરાતના પાદશાહ મહંમદશાહે ભારી સૈન્ય લઇ ચઢાઇ કરી અને "કુવા"ને ઘેરો ઘાલ્યો. છેવટે ખોરાક ખૂટી પડવાથી તેમણે કિલ્લા બહાર નિકળી હલ્લો કરવાનો વિચાર કર્યો, અને જતી વખતે પોતાની રાણીઓને જણાવ્યું કે; "મારો વાવટો

---

* આ "કુવા" પ્રથમ "કંકાવટી"ના નામથી ઓળખાતું હતું, પણ વાઘોજીની રાણીઓ કુવામાં પડી તેથી તે નગરનું નામ "કુવા" પડ્યું, અને કુના તરિકે ઓળખાવા લાગ્યું.

નીચે પડે તો હું મરાયો એમ સમજી તમો ઝોહર કરજો." આવી રીતનો બંદોબસ્ત કરી તેઓ લડવા ચાલ્યા અને મુસલમાનોની સાથે તેઓ ભયંકર રીતે લડવા લાગ્યા. આ લડાઇમાં સતત લડવાથી વાવટાવાળો થાકી ગયો અને તેણે વાવટો નીચે મૂક્યો. આ સમયે રાજા તો લડી રહ્યો હતો એટલે તેને તેનું કંઈ ભાન રહ્યું નહીં, અને રાણીઓને તો વાવટો નીચે પડ્યો જણાયો, તેથી રાજા મરી ગયો એમ લાગ્યું. તેથી તેમણે "ઝોહર" કર્યું. અર્થાત્ રાણીઓ "કુવા"માં પડી મરણ પામી. વાવટાવાળાની ભૂલ જણાતાં વાઘોજી ચાલતી લડાઇએ શહેરમાં પાછા આવ્યા ત્યારે રાણીઓને મરણ પામેલી હોવાનું જાણ્યું. આમ થતાં પોતે નિરાશ થયા અને વૈરાગ્ય આવ્યો પણ રણાંગણમાં લડતાં જ મરવાનો નિશ્ચય કરી, એકદમ મુસલમાનો ઉપર તૂટી પડ્યા અને ઘણાનો ઘાણ કહાડી નાંખ્યો. પરન્તુ બાદશાહી પ્રબળ સૈન્ય આગળ તેમનું શું ચાલી શકે? છેવટે તેઓ પણ પોતાનાં ઘણાં માણસો સાથે સમરશાયી થયા અને "કુવા" મુસલમાનોના હાથ ગયું.

મુસલમાનોના હાથે વાઘોજી મરાયાના સમાચાર જાણી, કાલરીના સોલંકીની કુંવરી કુંવરબા સાહેબ સતી થઇ, કાલરીમાં મરણ પામ્યાં. તેમનાં વાઘોજી સાથે લગ્ન થયાં ન હોતાં, પરન્તુ માત્ર વિવાહ જ થયો હતો. (ઇ. સ. ૧૪૮૬).

"કુવા"માંથી ઝાલાઓની ગાદી ગઈ; એટલું જ નહીં પણ આ લડાઇમાં ઝાલાઓનો ભારે નાશ થયો હતો. આ લડાઇમાં થયલા નાશના સ્મરણ તરિકે અત્યારે પણ તેમનામાં 'કુવાનો કહેર' એ કહેવત પ્રચલિત છે. વાઘોજીને બાર કુંવરો હતા. તેમાંના પહેલા છ પોતાની સાથે લડાઇમાં કામ આવ્યા હતા અને સાતમા વિરમદેવજી "શમી"ના મુસલમાન થાણદાર સાથેની લડાઇમાં મરાયા હતા. અને બાકીના કુંવરો પાદશાહના ડરના કારણે જંગલમાં રખડતા ફરતા હતા.

## હળવદની સ્થાપના

તેમાંથી આઠમા કુંવર રાજોધરજી શિકારે ગયા હતા. તે વખતે એક સસલું જંગલમાંથી આવી તેમના ઘોડાના સામું થયું, તેથી તેમણે તે જગાને પ્રતાપી માની ઇ. સ. ૧૪૮૮માં તે જગાએ હળવદ નામનું નગર વસાવ્યું, અને ત્યાં પોતાની રાજધાની જમાવી, રાજ કરવા લાગ્યા. આ રાજોધરજી ઇ. સ. ૧૫૦૦માં મરણ પામ્યા.

## માનસિંહજી

રાજોધરજી પછી તેમના કુંવર રાણોજી ગાદીએ બેઠા. તેમણે "રાણપુર" ગામની વસાયત કરી. તે ઈ. સ. ૧૫૨૩ માં મરણ પામ્યા. રાણાજીને દશાડાના મલેખ બખતે મારી નાખ્યા હતા, તેથી રાણાજીના કુંવર માનસિંહજીએ ગાદી ઉપર આવ્યા બાદ બાપનું વેર લેવા સારૂ દશાડા ઉપર ચઢાઈ કરી અને બખતના બેટાને માર્યો. આ વખતે ગુજરાતની ગાદીએ બહાદુરશાહ પાદશાહ હતો. તેણે ખાનખાનાને માનસિંહજી ઉપર મોકલ્યો. તેણે તેમને હળવદમાંથી હાંકી કહાડ્યા તેથી તેઓ કચ્છના રાવ ખેંગારજીના આશ્રયે રહ્યા. બાદશાહે હળવદ, માંડળ અને વીરમગામ ખાલસા કર્યાં, તેથી માનસિંહજીએ ભુજની નજીકમાં બીજું "કુવા" નામે ગામ વસાવ્યું.

માનસિંહજી તથા તેમના બીજા બે ભાઈઓ પાદશાહ સામે બહારવટું કરવા લાગ્યા અને છેક વીરમગામ સુધીનો મુલક ઉજ્જડ કર્યો. આ બહારવટામાં તેમના ઉપર ઘણાં સંકટ આવ્યાં, છતાં તેઓ આશ્ચર્યકારક રીતે તેમાંથી બચ્યા હતા. આ સંબંધની ઘણી દંતકથાઓ ચાલે છે. માનસિંહજીને નાસી છૂટવામાં એક વખતે ચરાડીના ઢેડોએ મદદ કરી હતી તેથી તેની યાદ રાખવા તે જ ગામને "ઢેડાની ચરાડી" કહેવામાં આવે છે. માનસિંહજીની ઓરમાન માની બેહેનને પાદશાહ સાથે પરણાવવામાં આવી હતી. તેણે માનસિંહજીને કહેવડાવ્યું કે જો તમો પાદશાહને શરણે આવશો તો તમારૂં રાજ્ય તમને પાછું અપાવીશ. પરન્તુ તેઓ શરણે થયા નહોતા. છેવટે જ્યારે તેમને એમ લાગ્યું કે પાદશાહ સાથે લડવામાં પોતાનું રાજ્ય કોઈ રીતે પાછું મેળવી શકાય તેમ નથી, ત્યારે તેઓ પાદશાહના તાબે થવાના વિચાર ઉપર આવ્યા. અને જ્યારે પાદશાહ સૌરાષ્ટ્ર દેશમાં આવેલા "દીવ" બંદર તરફ જતો હતો ત્યારે હથીઆરો સજી પાદશાહની છાવણીમાં થઈ તેના તંબુમાં પહોંચી ગયા.

પાદશાહે જ્યારે તેમને જોયા ત્યારે પૂછ્યું કેઃ 'તું કોણ છે.'

ત્યારે તેમણે જવાબ આપ્યો કેઃ 'હું ઝાલાવાડનો રાજા છું અને આપના પાસે મારૂં રાજ્ય પાછું મેળવવા આવ્યો છું.' એમ કહી પોતે તાબે થયો છે, એમ બતાવવા સારૂ પોતાનાં હથીઆરો પાદશાહ સમક્ષ મૂકી દીધાં. આથી દયાળુ પાદશાહને દયા થઈ આવી. તેણે કેટલોક સમય માનસિંહજીને આદરથી પોતાની પાસે રાખ્યા અને પછી માંડળ અને વીરમગામ ખાલસા કરી હળવદનું રાજ્ય તેને સોંપ્યું. તેઓ ઇ. સ. ૧૫૬૪ માં મરણ પામ્યા.

## પ્રકરણ ૪ થું

### રાજા રાયસિંહ

છપ્પય: એહ બિરદ રજપૂત, પ્રથમ મુખ ઝૂઠ ન બોલે;
એહ બિરદ રજપૂત, પરત્રિય કાછ ન ખોલે:
એહ બિરદ રજપૂત, આય બાંટે કર જોરે;
એહ બિરદ રજપૂત, એક લાખાં બિચ ઓરે:
જમરાણ પાયઁ પાછા ધરે, દેખિ મતો અવધૂતરો;
કરવાર હાથ દીધી કરદ, એહ બિરદ રજપૂતરો. (પ્રાચીન)

**આ** માનસિંહજી પછી આપણી આ વાર્તાના નાયક રાજા રાયસિંહજી ગાદીએ બેઠા. આ રાયસિંહજીમાં ક્ષત્રિયોચિત તમામ લક્ષણો હતાં. તેઓ પરાક્રમી, સાહસિક અને પ્રબળ વીર હતા. તેઓ જેટલા વીરતામાં ઉગ્ર હતા તેટલા જ દાનેશ્વરી પણ હતા, તેથી તેમના દરબારમાં હર વખત વિદ્વાન્ કવિ, પંડિતોની સભાઓ થતી હતી, અને બહુ દૂરથી તેમની કીર્તિ સાંભળી, કવિઓ આવતા હતા. વળી આ રાયસિંહજી સામે દુશ્મનાવટ કરવાથી કાળને આમંત્રણ કરવા સરખું થતું હતું, એમ સહુ કોઇનું માનવું હતું અને તેથી તેમના સામા થવાની કોઈ પણ હિન્દુ-મુસલમાન હિમ્મત કરી શકતા નહોતા.

### મામા-ભાણેજ

આ રાયસિંહજી એક વખત પોતાના મામા, ધ્રોળવાળા જસાજીને મળવા ગયા હતા. એક દિવસ મામા સાથે રાયસિંહજી ચોપટ રમતા હતા તેવામાં ડંકાનો અવાજ સંભળાયો. તેથી જસોજી બોલ્યા કે: "ધ્રોળના પાદર ડંકો કરનાર કોણ હિમ્મત બહાદુર છે?" એમ કહી પોતાના માણસોને તપાસ કરવા સારૂ મોકલ્યા.

તેઓ પાદર જઇ તપાસ કરી આવ્યા અને જસાજીને જણાવ્યું કે "મકનભારથી નામના ગોસાંઇની જમાત જાય છે, તે જમાતનો ડંકો થાય છે અને તેઓ હીંગળાજ માતાએ જમાત લઇને જાય છે." અતિતનો ડંકો થતો જાણી જસાજી શાંત થયા.

આથી રાજરાયસિંહજીએ પૂછ્યું કે "મામા! આ ડંકો ગોસાંઇનો થાય છે તેના બદલે કોઇ રાજાનો થતો હત તો તમો શું કરત?"

આથી જસાજીએ હિમ્મતથી જવાબ આપ્યો કે: "ભાઈ! રાજાનો ડંકો થતો હત તો તેનો અત્યારે તમારા દેખતાં જ નાશ કરવામાં આવત. હું ક્ષત્રિય છું અને મારા નગરની પાદર અન્ય રાજા કે નવાબનો ડંકો થાય તે જાણી શું હું બેસી રહેત? બિલકુલ નહી, ક્ષત્રિયોથી પોતાના

બળનો અને સાહસનો પરિચય કરાવવો જ જોઇએ. ક્ષત્રિયોએ માત્ર રાજભુવનોમાં પડ્યાં પડ્યાં અનેક પ્રકારના વૈભવો ભોગવવાના નથી, તેમ બળવાન શત્રુ જોઈ ડરવાનું પણ નથી. માણુસને એક દિવસ મૃત્યુ તો છે જ, તો પછી મરવાથી શા સારૂ ડરવું જોઇએ? જો ક્ષત્રિયો મરવાથી ડરે તો પછી તેમનામાં અને વાણીઆના દીકરામાં શો તફાવત માની શકાય? ક્ષત્રિયોએ તો હમ્મેશાં હિમ્મત રાખી કાળ સાથે પણ લડવા તૈયાર રહેવું જોઇએ. ક્ષત્રિયવંશમાં જન્મ થયો તો પછી ઘરમાં મોજશોખ માણુતા પડયું રહેવું તે તો તેવા ક્ષત્રિયોને માટે લાંચ્છનપ્રદ છે.

ભાઇ રાજપૂત કોને કહી શકાય કે જે જૂઠ્ઠ શબ્દતો કોઇ પ્રસંગે બોલે જ નહીં, અને વળી પરસ્ત્રીગમનનું તો જેને સ્વપ્ન પણ ન હોય. વળી વિદ્વાન્ કવિ પંડિતો આવે તેમનો યોગ્ય સત્કાર કરવો. તે પણ એવી રીતે કે ધન આપતાં પણ હાથ જોડી તેમનાથી બહુ જ નમ્રતા રાખે.*

"વળી રાજપૂતોએ અને શત્રુઓમાં પોતે એકલા હોવાની દહેશત નહીં રાખતાં વચ્ચે પડી વીરતા બતાવવી જોઇએ; તે એવી રીતે કે લડતાં લડતાં વીર પુરૂષ પોતાપણું પણ ભૂલી જાય અને જેમ કૃષિકાર ખડને કાપે છે તેમ દુશ્મનોને કાપવા લાગે; જે જોઈ યમરાજા પણ આ અવધૂત વીરથી લડતાં પગ પાછા ધરે. જ્યારે ક્ષત્રિયોને પર-

* કારણ કે કવિઓની જો કૃપા હોય છે તો તેઓ દેશાંતરોમાં કીર્તિને પ્રસરાવે છે અને જો તેમની અવકૃપા થાય છે તો તેઓ દુર્ગુણોને વર્ણવી અપકીર્તિ કરે છે. માટે જ મહારાણા રાજસિંહજીએ પણ કહ્યું છે કેઃ-

છપ્પયઃ-

કહાં રામ, કહાં લખમણ, નામ રહીયાં રામાયણ;<br>
કહાં કૃષ્ણ બળદેવ, પ્રકટ ભાગૌત પારાયણ.<br>
વાલ્મીક, શુક, વ્યાસ, કથા કવિતાન કરંતા;<br>
કુણુ સ્વરૂપ સેવતા, ધ્યાન મન કવણ ધરંતા.<br>
જગ અવર નામ ચાહૌ જકાં, સુણૌ રાજીવણ અકળરાં;<br>
"રાજસી" કહૈ જગરાણુરો, પૂજો પૉય કવેશરા.

વળી પણ કોઈ કવિએ કહ્યું છે કેઃ

[illegible] છેડે વડ હાણુ;<br>
[illegible] તરણુ સમાન."

માટે ક[illegible] ના માટે ખાસ જરૂરીયાત છે.

આત્માએ હાથમાં તલવાર આપી છે ત્યારે ઉત્તમ બિરદો તેમનાં હોવાં જોઇએ. અર્થાત્ ક્ષત્રિયોએ તેવી રીતે જ વર્તવું જોઇએ.*

"ભાઈ! ક્ષત્રિયો માટે વિદ્વાનોએ આટલું આટલું કહ્યા છતાં શુદ્ધ ક્ષત્રિય ઘરમાં પડી રહે તે બને જ શી રીતે? જુઓ. કોઈ ક્ષત્રિયે યુદ્ધે જતાં પત્નીને-તેણે રોકવાના ઉપાયો કરવાથી કહ્યું છે કેઃ—

છપ્પયઃ—

શુદ્ધ ક્ષત્રિ જે હોય, કાળથી કદિ ડરે નહીં;
શુદ્ધ ક્ષત્રિ જે હોય, પ્રિયા, રણમાં લડતાં સહી.
શુદ્ધ ક્ષત્રિ જે હોય, પ્રિયા, પાછો ન મૂકે પગ;
શુદ્ધ ક્ષત્રિ જે હોય, દિપાવે જનુનીને જગ,
વળી શુદ્ધ ક્ષત્રિ જે હોય તે, સાહસ વિણ શોભે નહીં;
હું ક્ષત્રિય કુલ પેદા થઇ, કષ્ટ જોઇ બદલાઉં કહીં?

તે જ મુજબ "હે ભાઇ! જો અત્યારે ગોળને પાદર કોઇ ક્ષત્રિયનો ડંકો થયો હત તો મારી સાહસિકતા અને વીરતા તું જોઇ શકત."

જસાજીએ તો ભાણેજને સાધારણ રીતે ક્ષત્રિયનાં લક્ષણો સમજાવવા પ્રયાસ કર્યો, પરન્તુ બહાદુર ભાણેજે મન સાથે પોતાની ક્ષાત્રવટ મામાને બતાવવાનો વિચાર કર્યો. આ વખતે તો કંઈ ન બોલતાં માત્ર મામાની પ્રશંસા કરી બેસી રહ્યા.

---

* વળી ક્ષત્રિયોના માટે કોઇ કવિએ કહ્યું છે કેઃ

છપ્પયઃ—

પ્રાન ધરમ ચિત્ત મન, સહજ હિત મંત્ર બિચારૈ;
ચર ચલાય ચહું ઓર, દેશ પુર પ્રજા સઁભારૈ.
રાગ દ્વેષ હિય ગુપ્ત, વચન અમૃત સમ બોલૈ;
ઠૌર સમય પહિચાનિ, કઠિન કોમલ ગુન ખોલૈ.
નિત જતન કરે સંચૈ રતન, ન્યાય મિત્ર અરિ સમઝનૈ;
રણમેં, નિઃશંક હુવ સંચરૈ, સો નરેન્દ્ર રિપુદલ હનૈ.

બળનો અને સાહસનો પરિચય કરાવવો જ જોઇએ. ક્ષત્રિયોએ માત્ર રાજભુવનોમાં પડ્યાં પડ્યાં અનેક પ્રકારના વૈભવો ભોગવવાના નથી, તેમ બળવાન શત્રુ જોઈ ડરવાનું પણ નથી. માણસને એક દિવસ મૃત્યુ તો છે જ, તો પછી મરવાથી શા સારૂ ડરવું જોઇએ? જો ક્ષત્રિયો મરવાથી ડરે તો પછી તેમનામાં અને વાણીઆના દીકરામાં શો તફાવત માની શકાય? ક્ષત્રિયોએ તો હમ્મેશાં હિમ્મત રાખી કાળ સાથે પણ લડવા તૈયાર રહેવું જોઇએ. ક્ષત્રિયવંશમાં જન્મ થયો તો પછી ઘરમાં મોજશોખ માણતા પડયું રહેવું તે તો તેવા ક્ષત્રિયોને માટે લાંચ્છનપ્રદ છે.

ભાઇ રાજપૂત કોને કહી શકાય કે જે જૂઠ શબ્દતો કોઇ પ્રસંગે બોલે જ નહીં, અને વળી પરસ્ત્રીગમનનું તો જેને સ્વપ્ન પણ ન હોય. વળી વિદ્વાન્ કવિ પંડિતો આવે તેમનો યોગ્ય સત્કાર કરવો. તે પણ એવી રીતે કે ધન આપતાં પણ હાથ જોડી તેમનાથી બહુ જ નમ્રતા રાખે.*

"વળી રાજપૂતોએ અને શત્રુઓમાં પોતે એકલા હોવાની દહેશત નહીં રાખતાં વચ્ચે પડી વીરતા બતાવવી જોઇએ; તે એવી રીતે કે લડતાં લડતાં વીર પુરૂષ પોતાપણું પણ ભૂલી જાય અને જેમ કૃષિકાર ખડને કાપે છે તેમ દુશ્મનોને કાપવા લાગે; જે જોઈ યમરાજા પણ આ અવધૂત વીરથી લડતાં પગ પાછા ધરે. જ્યારે ક્ષત્રિયોને પર-

---

* કારણ કે કવિઓની જો કૃપા હોય છે તો તેઓ દેશાંતરોમાં કીર્તિને પ્રસરાવે છે અને જો તેમની અવકૃપા થાય છે તો તેઓ દુર્ગુણોને વર્ણવી અપકીર્તિ કરે છે. માટે જ મહારાણા રાજસિંહજીએ પણ કહ્યું છે કેઃ—

છપ્પયઃ—

કહાં રામ, કહાં લખમણ, નામ રહીયાં „રામાયણ;
કહાં કૃષ્ણ બળદેવ, પ્રકટ ભાગૌત પારાયણ.
વાલ્મીક, શુક, વ્યાસ, કથા કવિતાન કરંતા;
કુણ સ્વરૂપ સેવતા, ધ્યાન મન કવણ ધરંતા.
જગ અવર નામ ચાહૌ જકાં, સુણૌ રાજીવણ અકબરાં;
"રાજસી" કહૈ જગરાણરો, પૂજો પૉય કવેશરા.

વળી પણ કોઈ કવિએ કહ્યુ છે કેઃ

"કંથા કવિ ન છેડીએ, કવ છેડે વડ હાણ;
તરણારો મેરૂ કરે, મેરૂ તરણ સમાન."

માટે કવિઓની કૃપા મેળવવી, એ રાજાઓના માટે ખાસ જરૂરીયાત છે.

આત્માએ હાથમાં તલવાર આપી છે ત્યારે ઉત્તમ બિરદો તેમનાં હોવાં જોઇએ. અર્થાત્ ક્ષત્રિયોએ તેવી રીતે જ વર્તવું જોઇએ.*

"ભાઈ! ક્ષત્રિયો માટે વિદ્વાનોએ આટલું આટલું કહ્યા છતાં શુદ્ધ ક્ષત્રિય ઘરમાં પડી રહે તે બને જ શી રીતે? જુઓ. કોઈ ક્ષત્રિયે યુદ્ધે જતાં પત્નીને–તેણે રોકવાના ઉપાયો કરવાથી કહ્યું છે કેઃ—

છપ્પયઃ–

શુદ્ધ ક્ષત્રિ જે હોય, કાળથી કદિ ડરે નહીં;
શુદ્ધ ક્ષત્રિ જે હોય, પ્રિયા, રણમાં લડતાં સહી.
શુદ્ધ ક્ષત્રિ જે હોય, પ્રિયા, પાછો ન મૂકે પગ;
શુદ્ધ ક્ષત્રિ જે હોય, દિપાવે જનુનીને જગ,
વળી શુદ્ધ ક્ષત્રિ જે હોય તે, સાહસ વિણ શોભે નહીં;
હું ક્ષત્રિય કુલ પેદા થઇ, કષ્ટ જોઇ બદલાઊં કહીં?

તે જ મુજબ "હે ભાઇ! જો અત્યારે ગોળને પાદર કોઇ ક્ષત્રિયનો ડંકો થયો હત તો મારી સાહસિકતા અને વીરતા તું જોઇ શકત."

જસાજીએ તો ભાણેજને સાધારણ રીતે ક્ષત્રિયનાં લક્ષણો સમજાવવા પ્રયાસ કર્યો, પરન્તુ બહાદુર ભાણેજે મન સાથે પોતાની ક્ષાત્રવટ મામાને બતાવવાનો વિચાર કર્યો. આ વખતે તો કંઈ ન બોલતાં માત્ર મામાની પ્રશંસા કરી બેસી રહ્યા.

---

* વળી ક્ષત્રિયોના માટે કોઇ કવિએ કહ્યું છે કેઃ

છપ્પયઃ–

પ્રાન ધરમ ચિત્ત મન, સહજ હિત મંત્ર બિચારૈ;
ચર ચલાય ચહુઁ ઓર, દેશ પુર પ્રજા સઁભારૈ.
રાગ દ્વેષ હિય ગુપ્ત, વચન અમૃત સમ બોલૈ;
ઠૌર સમય પહિચાનિ, કઠિન કોમલ ગુન ખોલૈ.
નિત જતન કરૈ સંચૈ રતન, ન્યાય મિત્ર અરિ સમગનૈ;
રણમેં નિઃશંક હુવ સંચરૈ, સો નરેન્દ્ર રિપુદલ હનૈ.

## પ્રકરણ ૫ મું
## મામા સાથે વેર

હળવદ આવ્યા બાદ મામાની ક્ષાત્રવટ જોવા અને પોતાની દીપાવવા સારૂ એક મોટું લશ્કર જમાવી, રાયસિંહજીએ ધ્રોળ ઉપર ચઢાઇ કરી. ધ્રોળના પાદર આવી ડંકો વગડાવવા આજ્ઞા ફરમાવી, અને તે મુજબ ડંકો વગાડવામાં આવ્યો. જસાજીએ તપાસ કરાવી તો માલુમ પડયું કે આ તો પોતાના ભાણેજ રાજ રાયસિંહજીનો ડંકો વાગે છે, તેથી તેમણે ડંકો બંધ કરવા કહેવડાવ્યું. પરંન્તુ આ તો લડવાના જ ઇરાદાથી મામાના મેમાન થયા હતા, એટલે મામાનું કહેવું-કહેવડાવવું-શાનું સાંભળે ? છેવટે જસાજીનો કોઇ પણ ઉપાય અમલમાં આવ્યો નહીં, અને રાયસિંહજીએ ડંકો બંધ કરાવ્યો નહીં, ત્યારે તેમણે પણ પોતાના લશ્કરને તૈયાર થવા હુકમ આપ્યો. લડવા જતાં પહેલાં પોતાના પાસેના એક કવિને કહ્યું કે; "જો કદાચ આ લડાંઈમાં હું કામ આવી જાઉં તો કચ્છના રાવ ખેંગારજીના ભાઇ સાહેબજી મારા મિત્ર છે. માટે તેમની પાસે જઇ મારા રામરામ કહેજો અને આ લડાઇના સમાચાર તેમને કહેજો, એટલે તેઓ મારૂં વેર લેશે." આ સંદેશો કહ્યા બાદ તેઓ ભાણેજ સાથે લડવા બહાર નિકળ્યા.

આ બન્ને મામા ભાણેજનાં સૈન્યો સામસામાં ગોઠવાયાં. બન્નેના મનમાં પોતપોતાનું સાહસ બતાવવાની પ્રબળ ઉત્કંઠા હતી. બન્નેનાં નેત્રો ક્રોધના આવેશમાં એટલાં રક્તવર્ણું થઇ ગયાં હતાં કે જોનાર વ્યક્તિને એમ જ ભાસ થતો હતો કે હમણાં તેમાંથી અગ્નિ નિકળશે. જ્યારે બન્ને સૈન્યો સામસામાં લડવા તૈયાર થયાં ત્યારે વીરપુરૂષોને શૂર ચઢાવનાર સિંધૂ રાગમાં વાદ્યો વાગવા લાગ્યાં. વીરો સામસામા પોતપોતાના પ્રતિસ્પર્ધિને ઉશ્કેરવા સારૂં ટુંકારા કરવા લાગ્યા. હાથયારો સામસામાં અફળાવા લાગ્યાં, હથિયારોનાં ઘર્ષણુથી અગ્નિનો વર્ષાદ થવા લાગ્યો. બન્ને પક્ષના સૈનિકો નભમંડળમાંથી તારાઓ ખરી પડે છે તેમ ટપોટપ ખરી પડવા લાગ્યા. અને બન્ને મામા ભાણેજ રૂદ્ર સ્વરૂપ ધારણ કરી લડવા લાગ્યા. ભૂત, પ્રેત, ડાકિનીઓ, શ્વાનો અને શિયાળો મનમાન્યો ભક્ષ મળવાથી નાચવા કૂદવા લાગ્યાં અને ખુશ થઇ ચિત્કાર કરવા લાગ્યાં. કાગડા અને સમડીઓ પણ પોતપોતામાં માંસની વહેંચણી સારૂ લડવા લાગ્યાં, અને રુધિરની નદીઓ વહેવા લાગી. ઠેકાણે ઠેકાણે માંસના ઢગલા થવા લાગ્યા. વાહનોના ભાગવાથી તેમ ધસસસાટભર્યા ધસારાથી અને બૂમો પાડવાથી પુષ્કળ ઘોંઘાટ થવા લાગ્યો. ઘાયલ સૈનિકોના પણ અવાજ થવા લાગ્યા.

લડાઇનો રંગ રાયસિંહજીના તરફેણમાં જણાયો અને તેઓ બહુ આનંદમાં આવી પોતાના સૈનિકોને ઉશ્કેરી લડવા લાગ્યા. આ જોઈ જસાજી પણ મરણીયા થઈ લડવા લાગ્યા. પરન્તુ કોઇ પ્રકારની પ્રથમથી પોતાની તૈયારી નહીં હોવાથી અને રાયસિંહજી લડવાના ઇરાદાથી જ પ્રબળ સૈન્ય લઇને આવેલા હોવાથી જસાજીના પ્રબળ પ્રયત્ન છતાં આખરે તેઓ રણશાયી થયા અને તેમનું લશ્કર નાસવા લાગ્યું. રાયસિંહજીએ પોતાની ઇચ્છા પૂર્ણ થવાથી નાસતા સૈન્ય વાંસે થવાની પોતાના સૈન્યને મના કરી અને પોતે હળવદ તરફ ચાલતા હતાં.

## કચ્છના સાહેબજીની ચઢાઈ

જસાજીએ લડાઇએ જતાં પહેલાં પોતાની પાસેના કવિ સાથે સાહેબજીને જે સંદેશો કહેવડાવ્યો હતો તે જસાજીના મરાયા બાદ તેણે જઇને સાહેબજીને કહ્યો. સાહેબજીને તેમના ભાઇ ખેંગારજી ખસતા કરવા ખુશી હતા, તેથી તેમણે સાહેબજીને તેમના મિત્રનું વેર લેવા ઉશ્કેર્યા અને કેટલુંક સૈન્ય સાથે લઇ રાયસિંહજી ઉપર ચઢાઇ કરવા જણાવ્યું. આથી સાહેબજી મિત્રનું વેર લેવા સારૂ રાયસિંહજી ઉપર ચઢ્યા.

આ સમાચાર જ્યારે રાયસિંહજીને મળ્યા ત્યારે તેઓ પણ સૈન્ય લઇ સામા ગયા અને "પાળીયા" આગળ બન્ને સૈન્યોનો ભેટો થયો, અને મહાન યુદ્ધ થયું. આ સમયે સાહેબજી તથા રાયસિંહજી શૌર્યથી લડવા લાગ્યા. તેમની લડાઇ જોવા સારૂ આકાશમાં દેવતાઓ એકત્ર થયા. દેવતાઓની સ્ત્રીઓ અને દેવતાઓ આ બન્ને સૈન્ય ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યાં. અપ્સરાઓ પોતપોતાનાં વિમાનો સજી પતિ પસંદ કરવા સારૂ આવી હતી, તે વીર પુરૂષોને વરમાળાઓ પહેરાવી માનસહ લઈ ચાલી. ભૂત, પ્રેતો અને વૈતાળો તેમજ શ્વાન, શિયાળો, કાગડા અને સમડીઓ તથા ગિદ્ધો પણ રૂધિર અને માંસ મળવાથી તૃપ્ત થઇ આનંદમાં નાચવા લાગ્યાં. અંતે લડાઇનો રંગ રાયસિંહજીની તરફેણમાં નહિ આવ્યો પણ તેઓ દુશ્મનને રણભૂમિની ગોદમાં શયન કરાવવામાં ફાવ્યા. પોતે પણ આ લડાઇમાં ઘાયલ થઈ પડ્યા. વળી બન્ને પક્ષને પુષ્કળ ખુવારી પણ ખમવી પડી હતી. લડાઇને અંતે સાહેબજીનો જય થયો.

આ રાયસિંહજી મહા પરાક્રમી હતા. તેમણે ચાર પાંચ રાજપૂત કુંવરીઓ સાથે લગ્ન કર્યું હતું. તેઓ સર્વે સાહેબજીની સાથે રાયસિંહજી લડવા ગયા ત્યારે જયપરાજયની વાટ જોતી રહી હતી. પણ રાયસિંહજીના પરાજય પછી તેના કશા સમાચાર આવ્યા નહિ અને

તેનું શબ સુદ્ધાં કોઈને મળ્યું નહિ, ત્યારે તેઓએ યથાશાસ્ત્ર વૈધવ્ય-કર્મ કર્યું, અને સૌભાગ્યચિહ્નો દૂર કર્યાં. આ વખતે તેની એક રાણી જે ચૌહાણ કુલની હતી તેણે પોતાનો અભિપ્રાય એવો દર્શાવ્યો કે જ્યાં સુધી રાયસિંહના મૃત્યુની અને દેહની શી ગતિ થઇ છે તે ચોક્કસ જાણવામાં ન આવે ત્યાં સુધી હું વૈધવ્યધર્મ નહી પાળું, પણ પતિના આગમનની વાટ શાસ્ત્રપ્રમાણે થોડાં વરસ જોઇશ. પણ તેણીની આ વાત કોઇએ માન્ય રાખી નહિ. પછી તેણે તો વિધવાનો ધર્મ સ્વીકાર્યો અને પોતાના બાપને ત્યાં જઈ રહી.

## મુકુંદભારતીનો ઉપદેશ

લડાઇ અહીં પૂર્ણ થઇ તેજ અરસામાં ગોસાંઈ મકનભારતી પોતાની જમાત સાથે હીંગળાજનાં દર્શન કરી પાછા આવતા હતા. તે "માળીઆ" આવી પહોંચ્યા અને તેને તપાસ કરતાં તમામ હકિકત માલુમ પડી; તેથી તેણે ઘાયલ થયલા રાજ રાયસિંહજીને પકડી દિલ્લીના પાદશાહ પાસે મોકલી આપ્યા. ત્યાં તેમને મલમપટ્ટા કરી સારા કરવામાં આવ્યા અને પાદશાહે લગભગ બે વર્ષ સુધી તેમને પોતાના પાસે રાખ્યા. આ મુદત દરમ્યાન હળવદનું રાજ્ય દિલ્હીના હવાલામાં રહ્યું.

રસ્તામાં જ્યારે રાયસિંહજીને મકનભારતીના માણસોએ કરેલી સારવારથી ચેતન આવ્યું ત્યારે તે પોતાની સ્થિતિ જોઇને આશ્ચર્ય પામ્યા, અને પોતાના સાથીઓ કયાં ગયા તેની પૃચ્છા કરી, બસ રણસંગ્રામની અને સાહેબજીને મારવાની વાત કરવા માંડી. તેની આવી સ્થિતિ જોઇને મુકુંદ ભારતી સ્વામી મહારાજે તેને શાંત પાડ્યા અને વસ્તુસ્થિતિ સમજાવી, અને વૈરાગ્યોપદેશ આપ્યો અને હવે પછી કંઇ નહિ તો જીવતો રહે ત્યાં સુધી વૈરાગ્યના ચિહ્ન તરિકે ગેરૂઆં વસ્ત્ર પહેરવાની પ્રતિજ્ઞા તેની પાસે લેવડાવી. મકનભારતીએ રાયસિંહને તેના મામા સાથે ઉદ્ધતાઈ કરીને તેને લડાઇમાં મારી નાંખવા માટે સખત ઠપકો આપ્યો, અને જણાવ્યું કે મામાનું કહેવું વાજબી હતું; જે ડંકા બજાવવાનો પરંપરાનો હક્ક ગુસાંઇઓ અને સંન્યાસીઓને મળેલો હોય છે તે હક્ક બીજાઓને મળેલો હોતો નથી, અને એક રાજા સંન્યાસીના હક્કને માન આપે છે, તેનું કારણ કે તેનો સંસારત્યાગ અને પરમાર્થ-વૃત્તિ હોય છે. એ શિવાય રાજદરબારની પાસે કોઇ પણ રાજાને ડંકો બજાવવાનો હક્ક કોઇને નથી, અને જો કોઇ વગાડે તો તેને રાજા વાજબી રીતે સજા કરી શકે.

આ વાત રાયસિંહના મગજમાં મકન ભારતીએ ઠસાવી ને કહ્યું કે, "હવે તમે એક વાર તો મરી ગયેલા જ લોકોમાં જાહેર થઇ ચૂકયા છો, અને તમારી રાણીઓ કદાચ તમારી પાછળ સતી થઇ બળી મૂઇ હશે, અથવા તો શાસ્ત્ર પ્રમાણે વિધવા ધર્મ પાળતી હશે; માટે તમે રાજસંન્યાસ લો તો સારૂં."

મકન ભારતીના આ ઉપદેશની રાયસિંહ ઉપર સારી અસર થઇ, અને તે પછી તેણે સાજા થયા પછી હમેંશા ગેરૂઆં વસ્ત્રો પરિધાન કરવાનો રિવાજ રાખ્યો હતો, અને સંસાર ઉપર વૈરાગ્ય આવવાથી તેણે પોતાની રાજધાની હળવદ ગામે પોતાના જીવતા હોવાની ખબર પણ કરાવી નહિ. આ પ્રમાણે મધ્યકાળમાં ગોટાળો થવાથી તેની રાણીઓ તેને સ્વર્ગસ્થ થયેલો માની વૈધવ્યધર્મ પાળતી હતી.

રાજા રાયસિંહના હાથમાં બળ ઘણું હતું. તેનું બાહુબળ વખણાતું. એનો હાથો—પંજો જ્યાં પડતો ત્યાં વજ્ર સમાન પડતો. એની સામે કોઇ ટકતું નહિ. મકન ભારતી દિલ્લી મૂકી ગયા તે પછી સાજા થયા પછી રાજા રાયસિંહજી અકબરના દરબારમાં રહ્યા હતા. તે દરમ્યાન એક હાથી તેમની ઉપર ધસી આવતાં તેમણે પોતાના હાથની હથેલીની થાપટ એવી તો હાથીના કાન પાસે મર્મસ્થાનમાં લગાવી દીધી કે હાથી તુરત નાઠો. આ પ્રસંગને ઉદ્દેશીને ભાટચારણો એક દુહો વારંવાર કહે છે.

દુહોઃ—હાથી ઉપર હાથ, પડતાં રાયસિંહરો;
શાહ તણે દિલ સાથ, દિલ્લી આખી ડગમગી.

જ્યારે અકબરશાહે ખાનખાનાનને ગુજરાત તરફ મોકલવાનું નક્કી કર્યું, તે વખતે રાયસિંહજીએ પાદશાહને પોતાનું રાજ્ય પોતાને પાછું આપવા વિનંતિ કરી. તે ઉપરથી તેમને ખાનખાનાન સાથે ગુજરાત મોકલવામાં આવ્યા અને તેમનું રાજ્ય તેમને સોંપવા ખાનખાનાનને ફરમાવ્યું. ખાનખાનાને ગુજરાતમાં આવી રાયસિંહજીને પોતાના રાજ્ય તરફ જવા રજા આપી, તેથી તેઓ હળવદ આવ્યા. ત્યાં તેમને તેમની પ્રજાએ ઓળખ્યા અને તેમને પોતાના રાજા તરિકે કબુલ કર્યા. નગરમાં આનંદ થઇ રહ્યો. સ્થળે સ્થળે મંગળપ્રદ સજાવટો કરવામાં આવી. દરેક મનુષ્યે મકાનના દ્વાર આગળ મંગળસૂચક અશોક અને આમ્ર વૃક્ષનાં તોરણો બાંધ્યાં. આવી રીતે રાજ રાયસિંહજી પોતાની ગાદી ઉપર પુનઃ બિરાજવા ભાગ્યશાળી બન્યા.

રાયસિંહે ગાદી ઉપર પાછા આવ્યા પછી પોતાની રાણીઓને પાછા રાજમહેલમાં આવવાનું અને સૌભાગ્ય ધારણ કરવાનું કહાવ્યું. પણ

તેના આ સ્તુતિવાક્યથી પાદશાહના એક કાળધેર્યા મલ્લને મશ્કરી કરવાનું મન થયું.

બાદશાહનો કામળ નામનો એક એકકો (મલ્લ) બેઠાં બેઠાં ખાઇ ખાઇને વણાઇ ગયો હતો. તેનું શરીર બહુ જ ભારે સુદૃઢ અને ઉંચું હતું, અને રાયસિંહજી શરીરે પાતળા અને ઠીંગણા હતા. તેઓ અતીત જેવાં કપડાં હમ્મેશ પહેરતા હતા. તેમને જોતાં જ મદમાં આવી કામળે તેમની મશ્કરી કરી કે:–

"અરે વાહરે ભાટભાઇ વાહ! ખૂબ ભાટાઈ કરી! આવો રૂપાળો હળવદનો રાજા અને તેની કીર્તિ શું ચો દશ પ્રસરી ગઇ કહેવાય! આ તો કોઇ મકન ભારતી જેવો લાગે છે. આવા રાજાઓ રાજ શું કરી શકતા હશે?"

તેનાં આવાં હલકાં વચન સાંભળીને રાયસિંહજીને અતિશય ક્રોધ ઉત્પન્ન થયો અને તેઓ કહેવા લાગ્યા કે: "તારા સમાન ભારે શરીર હોવાથી, અને કપડેલત્તે વેશ્યા સ્ત્રીની માફક સુસજ્જ રહેવાથી જ રાજાઓ રાજ્ય કરી શકે છે એમ તારે સમજવું નહીં. વળી ક્ષત્રિયોની છેડ કરવાથી હમ્મેશાં અળગો રહેજે, નહીંતર કોઇક વખત ફસાઈ પડીશ. તને માલુમ નથી કે ક્ષત્રિયો કાળ સમાન દુશ્મનથી પણ પાછા હઠતા નથી, અને વીરતા બતાવવા ચૂકતા નથી!"

આ પાદશાહનો એકકો જે ઘણા સમયથી બેઠાં બેઠાં જ ખાયાં કરતો હતો અને પાદશાહના તાબામાં રહેવાથી જે ક્ષત્રિયો પોતાપણું ભૂલી ગયા હતા તેમને હમ્મેશાં ધમકાવ્યાં કરતો હતો, તે જ મુજબ તેણે રાજ રાયસિંહજીને પણ વક્ર ભ્રૂકુટીથી કહ્યું કે, "શું ત્યારે તમો મારાથી લડી શકશો?"

રાયસિંહજીએ જવાબ આપ્યો કે: "અરે, પણ તારા જેવા એક મગતરાથી લડવામાં સાર શો છે? વગર કારણે કાળને મુર્ખ શા સારૂ આમંત્રણ કરીને તેડાવે છે? છાનોમાનો તું તારે બાદશાહની મહેરબાનીથી પેટ ભરી ખાને. સાધુરામ બાવાજી તું કોને કહે છે? જરા જીભ સંભાળીને બોલ, નહિં તો પરિણામ ખરાબ આવશે અને તારી મૂર્ખાઇ માટે તારે પસ્તાવું પડશે."

રાયસિંહનાં શિખનાં વચનો સાંભળીને કામળ એકકો ઉશ્કેરાયો, અને ગર્વમાં જ તોછડાઇથી તે બોલ્યો કે:–"હવે જાણી જાણી તારી બહાદુરી! તારા જેવા સાધુરામથી શું બનવાનું હતું કે મને પરિણામનો વિચાર કરવાનું કહે છે?"

માત્ર એક ચૌહાણ રાજકુમારી શિવાય બીજી રાણીઓ તેની સાથે સંસાર ભોગવવા આવી નહિ. આ રાણીથી રાયસિંહને લડાઇ પહેલાં બે પુત્રો અને એક પુત્રી થયાં હતાં. તેમાં સતરસાલજી માળીઆની લડાઇમાં કામે આવી ગયો હતો, અને પુત્રીને તેણે જામનગરના જામ જસાજી વેરે પરણાવી હતી. રાયસિંહ પછી ગાદીએ આવનાર વીર પુરુષ ચન્દ્રસિંહજી જ હતો.*

---

## પ્રકરણ ૬ ઠું

### દિલ્હીના દરબારમાં રાયસિંહજીનો પંજો

**હથથલશાયાં સંધરી, દિલ્હીરા દરબાર**

ગાદી ઉપર બેઠા પછી રાયસિંહજી એક વખત ખાનખાનાનને મળવા સારૂ દિલ્લી ગયા હતા. ત્યાં આગળ ગયા ત્યારે ચક્રવર્તિ મહાન્ અકબર બાદશાહનો માંગલિક શુભ જન્મદિવસ મહોત્સવ હતો અને તેથી દિલ્હીમાં ભારે ધામધુમ થઇ રહી હતી. અકબરના આમંત્રણથી ઘણા રાજા રજવાડાઓ, સરદારો, સૂબાઓ વગેરે ત્યાં પધાર્યા હતા. ત્યાં પધારવાનું રાયસિંહજીને પણ આમંત્રણ હોવાથી તેઓ પણ ગયા. પણ તેમનો પહેરવેશ રાજવંશીનો નહિ પણ ઘણો સાદો અને રંગમાં ગેરૂઆ રંગનો હોવાથી અજાણ્યો માણસ એમ કદિ પારખી ન શકે કે આ વેશમાં આવનાર વ્યક્તિ એક મહાન્ પુરુષ છે, અને એ જમ રાજાને પણ જવાબ દઇને આવ્યા હશે. તેમણે દરબારગઢમાં પ્રવેશ કરતાં તેમને ઓળખનાર એક ભાટે લલકાર્યું કેઃ—

રાયસિંહજી રાય, ભલે પધાર્યા ભૂપતિ;
હળવદરા શિરતાજ, ચો દશ પ્રસરી કીરતી.

---

* રાણીઓ સંબંધમાં મી૦ વૉટસન કાઠિયાવાડ ગેઝેટમાં નીચે પ્રમાણે લખે છેઃ

"જ્યારે માલિયા પાસે રાયસિંહજીના મરણ પામ્યાના સમાચાર તેની રાણીઓએ જાણ્યા ત્યારે તેઓએ ચૂડીકર્મ કર્યું, સૌભાગ્ય ચિહ્નોનો ત્યાગ કર્યો અને વૈધવ્યનો શણગાર ધારણ કર્યો. પણ જ્યારે રાયસિંહજી ખાનખાનાન સાથે પાછા ફર્યા અને ગાદીનશીન થયા, ત્યારે તેની સ્ત્રીઓએ તેને ત્યાં આવવા ના પાડી, અને કારણમાં જણાવ્યું કે અમે તમને મરી ગયેલા સમજીએ છીએ; પણ માત્ર એક રાણી, વાવના ચૌહાણ રાજપૂતની પુત્રી, તેને ત્યાં પાછી આવી અને રહી. તેણીનું આ કૃત્ય કેટલાક ઝાલાવંશવાળાઓને એટલું બધું નિંદ્ય લાગ્યું કે હજી સુધી પણ તેઓ નાંદોલા ચૌહાણ સાથે લગ્નવહેવાર કરતા નથી. રાયસિંહજી પછી તેની ગાદીએ તેનો કુંવર ચંદ્રસિંહજી આવ્યો."

તેના આ સ્તુતિવાક્યથી પાદશાહના એક કાળધેર્યા મલ્લને મશ્કરી કરવાનું મન થયું.

બાદશાહનો કોમળ નામનો એક એકકો (મલ્લ) બેઠાં બેઠાં ખાઇ ખાઇને વણાઇ ગયો હતો. તેનું શરીર બહુ જ ભારે સુદૃઢ અને ઉંચું હતું, અને રાયસિંહજી શરીરે પાતળા અને ઠીંગણા હતા. તેઓ અતીત જેવાં કપડાં હમ્મેશ પહેરતા હતા. તેમને જોતાં જ મદમાં આવી કોમળે તેમની મશ્કરી કરી કે:—

"અરે વાહરે ભાટભાઇ વાહ! ખૂબ ભાટાઈ કરી! આવો રૂપાળો હળવદનો રાજા અને તેની કીર્તિ શું ચૌદશ પ્રસરી ગઇ કહેવાય! આ તો કોઇ મકન ભારતી જેવો લાગે છે. આવા રાજાઓ રાજ શું કરી શકતા હશે?"

તેનાં આવાં હલકાં વચન સાંભળીને રાયસિંહજીને અતિશય ક્રોધ ઉત્પન્ન થયો અને તેઓ કહેવા લાગ્યા કે: "તારા સમાન ભારે શરીર હોવાથી, અને કપડેલત્તે વેશ્યા સ્ત્રીની માફક સુસજ્જ રહેવાથી જ રાજાઓ રાજ્ય કરી શકે છે એમ તારે સમજવું નહીં. વળી ક્ષત્રિયોની છેડ કરવાથી હમ્મેશાં અળગો રહેજે, નહીંતર કોઇક વખત ફસાઈ પડીશ. તને માલુમ નથી કે ક્ષત્રિયો કાળ સમાન દુશ્મનથી પણ પાછા હઠતા નથી, અને વીરતા બતાવવા ચૂકતા નથી!"

આ પાદશાહનો એકકો જે ઘણા સમયથી બેઠાં બેઠાં જ ખાયાં કરતો હતો અને પાદશાહના તાબામાં રહેવાથી જે ક્ષત્રિયો પોતાપણું ભૂલી ગયા હતા તેમને હમ્મેશાં ધમકાવ્યાં કરતો હતો, તે જ મુજબ તેણે રાજ રાયસિંહજીને પણ વક્ર ભ્રૂકુટીથી કહ્યું કે, "શું ત્યારે તમો મારાથી લડી શકશો?"

રાયસિંહજીએ જવાબ આપ્યો કે: "અરે, પણ તારા જેવા એક મગતરાથી લડવામાં સાર શો છે? વગર કારણે કાળને મુર્ખ શા સારૂ આમંત્રણ કરીને તેડાવે છે? છાનોમાનો તું તારે બાદશાહની મહેરબાનીથી પેટ ભરી ખાને. સાધુરામ બાવાજી તું કોને કહે છે? જરા જીભ સંભાળીને બોલ, નહિં તો પરિણામ ખરાબ આવશે અને તારી મૂર્ખાઇ માટે તારે પસ્તાવું પડશે."

રાયસિંહનાં શિખનાં વચનો સાંભળીને કોમળ એકકો ઉશ્કેરાયો, અને ગર્વમાં જ તોછડાઇથી તે બોલ્યો કે:—"હવે જાણી જાણી તારી બહાદુરી! તારા જેવા સાધુરામથી શું બનવાનું હતું કે મને પરિણામનો વિચાર કરવાનું કહે છે?"

આ વચનો સાંભળીને રાયસિંહનું લોહી ઉકળ્યું, અને તેઓ મોટેથી બોલ્યા કે, "ખાઇ પીને જાડા પાડા મલ્લ થવામાં હુશિયારી નથી. જો આપણે હાથોહાથ લડીએ ત્યારે જ ખબર પડે, ને તારી ખાત્રી થાય કે મારા જેવા સાધુરામ રાજાથી શું બની શકે."

રાયસિંહજીનું આમ કહેવું સાંભળી જેમ વેશ્યા સ્ત્રી કોઇ ધની (વિશ્યાલંપટ) ગ્રાહકને જોઈ પોતાના વસ્ત્રાલંકારો સજે છે, તેમ કોમળ એક્કાએ પોતાના હાથના અંગરખાની બાંય ચડાવી તલવાર કહાડવા સારૂ મુઠમાં હાથ નાંખ્યો. એટલે રાયસિંહજીએ વિચાર કર્યો કેઃ—'જો હવે આને કંઇ શિખામણ આપવામાં નહીં આવે તો આ દુષ્ટ હથવાસો કરી જશે.' તેથી તેમણે ઉભા થઈ એકકો તલવાર મ્યાનમાંથી કહાડે તે દરમ્યાન તો તેને બોચીમાંથી પકડી, સામે ભીંત હતી તે ભીંત સામે એવો પછાડયો કે જેથી એકકો તો ભીંત સાથે લુગદી જ થયો; એટલું જ નહીં પણ જે ઠેકાણે ભીંતમાં તેને પછાડવામાં આવ્યો હતો તે ભીંતમાંથી એક મોટો પત્થર તેના શરીર સાથે લઇને જ ભીંતથી નીચે પડયો અને એક્કા મલ્લના પ્રાણ રમી ગયા. આ સર્વ બનાવ વિજળીના ચમકારાની માફક બની ગયો.

આ દૃશ્ય જોઇ સમગ્ર સભા આશ્ચર્યમાં ગરક થઈ ગઇ. પાદશાહ તથા અન્ય સભાજનો રાયસિંહજીની વીરતાની પ્રશંસા કરવા લાગ્યા. આ રાયસિંહજીએ એક્કાને પછાડવાથી જે પત્થર ઉખડી ગયો હતો તે જોઈ પાદશાહે સ્મરણ તરિકે તેમજ રાખવા ફરમાવ્યું. પાછળથી કોઇ કવિએ જ્યારે શાહજહાનના સમયમાં અમરસિંહજીની કટારનું ચિહ્ન સ્તંભમાં થયું અને વીર તોગાજીની તલવારનાં ચિહ્ન સ્તંભમાં થયાં ત્યારે આ દોહરો કહ્યો કેઃ

કટારી અમરેશરી, તોગારી તલવાર;
હથ્થલરાયાં સંધરી, દિલ્હીરા દરબાર.

અર્થાત્ કે અમરસિંહજીની કટારીનાં, અને વીર તોગાજીની તલવારનાં તથા રાયસિંહજીની હથેળીનાં ચિન્હો દિલ્હીના દરબારમાં સંધરી રાખવામાં આવ્યાં છે.[1]

---

૧ કેટલાક દંતકથાકારોના કહેવા મુજબ રાયસિંહજીએ એક્કાને તેના મસ્તકપર હથેલી મારી અને તેથી તેનું શિર તેના ધડમાં બેસી ગયું હતું. અને કેટલાક, અમોએ ઉપર વર્ણવ્યું તે મુજબ, ભીંતમાં પછાડવાની હકીકત કહે છે. આ બન્નેમાંથી અમને અમોએ વર્ણવેલી હકીકત વજુદવાળી લાગવાથી ગ્રહણ કરવામાં આવી છે.

# પ્રકરણ ૭ મું

## ઉપસંહાર

રાજા રાયસિંહે ગાદીએ આવ્યા પછી પોતાના બાહુબળથી હળવદના રાજ્યની સીમા વધારી દીધી હતી. તેથી આસપાસના જાગીરદારો એકત્ર થયા, અને દેદા નામના ગરાશિયાઓએ તેની આગેવાની લીધી. તેઓ હળવદ ઉપર ચઢી જવાને તૈયાર થઇ નીકળ્યા તેની ખબર રાયસિંહને પડી. એટલે તે પોતાના ભાયાતો અને સૈનિકો સાથે સજ્જ થઇને તેઓને સામો મળવા હળવદથી નીકળ્યો, અને શુક્લ પક્ષની એક અજવાળી રાતે ઘાટીલા આગળ મળ્યો. દેદાઓ તેને અચાનક આવી પોહોંચેલો જોઇને ગભરાયા, અને તેઓને લાગ્યું કે, એક વાર રાયસિંહ સાથે ખાંડાં ખેલ્યાં કે મર્યે જ છૂટકો. તેથી તેઓએ છેતરપીંડી કરવાનો વિચાર કર્યો, અને રાયસિંહની ઉદારતાનો ખોટો લાભ લેવાનું નક્કી કરી તેની તરફ દૂત મોકલી કહાવ્યું કે, રાતની વખતે રાયસિંહજી સાચા હોય તો કદિ હુમલો કરશે નહિ, એવી તેમને ખાત્રી છે. શત્રુ ઉપર કદિ વિશ્વાસ મૂકવો નહિ, એ સૂત્ર રાયસિંહજી ભૂલી ગયા, અને ઉદારતાથી રાતને માટે લડાઇ બંધ રાખી, અને વિશ્વાસે રહી નીરાંતે સુઇ ગયા. શત્રુઓએ આ તકનો લાભ લઇ આખી રાત લડાઇની તૈયારી કરી સાવધ રહ્યા અને પ્હો ફાટતાં જ દગાથી તેને અને તેના માણસોને ઘેરી લઇ તૂટી પડ્યા. તેની સાથે માત્ર ૮૦ માણસો હતા અને બધા જ પગપાળા હતા. તેઓ કેસરીયાં કરી દેદાઓ સાથે ખૂબ લડ્યા અને ઘણા માણસોને ઠાર મારી નાંખ્યા, પણ સંખ્યા બળ આગળ તેઓ સર્વ હતાશ થયા અને બધાઓ વીરની ગતિને પામ્યા. આ બનાવ ઇ. સ. ૧૫૮૪ માં બન્યો.

રાજ સાહેબ રાયસિંહજી સાહસિક, વીર અને દાનેશ્વરી ક્ષાત્ર રાજા હતા. તેમની બહાદુરીનાં ઘણાં વર્ણનો દંતકથા કરનાર "રાવ" અને "ચારણ" કવિઓ કરે છે.

રાયસિંહની પછી કેટલીક પેઢીઓ હળવદની ગાદી ઉપર થઇ, તેમાં ઇ. સ. ૧૭૩૦ માં બીજા રાયસિંહજી હળવદની ગાદી ઉપર થયા. તેમણે "ધ્રાંગધરા"નો કિલ્લો બંધાવ્યો અને વરસમાં કેટલોક વખત ત્યાં પણ રહેવા લાગ્યા. તેમણે "રાયસિંહપુર" નામનું એક ગામ પણ પોતાના નામ ઉપર વસાવ્યું હતું. આ રાયસિંહજી ઇ. સ. ૧૭૪૫ માં મરણ પામ્યા હતા.

રાજરાયસિંહજી પછી તેમના કુંવર ગજસિંહજી ગાદીએ બેઠા અને ગજસિંહજી પછી તેમના પાટવી કુંવર જસવંતસિંહજી ઇ. સ. ૧૭૮૧ માં ગાદી ઉપર આવ્યા. તેમણે "હળવદ"થી ગાદી બદલી "ધ્રાંગધરા"માં કરી જે અત્યારે હાલ પણ ત્યાંજ છે. તે પછીનો ઇતિહાસ પ્રસિદ્ધ છે.

કાઠીઆવાડ દેશમાં ઝાલાઓનાં ધ્રાંગધરા, વાંકાનેર, લીંબડી અને વઢવાણ એ મોટાં રાજ્યો અને ચૂડા વિગેરે નાની નાની ઠકરાતો પણ ઘણી છે. રાજપૂતાના એજન્સીમાં "ઝાલાવાડ" કરીને એક મોટો પ્રદેશ ઝાલાઓના હવાલામાં છે. અનુમાન થઇ શકે છે કે આ કાઠીઆવાડી ઝાલા પણ રાજપૂતાના એજન્સીમાંથી અહીં આવેલા હોવા જોઇએ.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ-સમાપ્ત



